# પૂ. શ્રી ધર્મપ્રાણ લક્ષ્મણ શાસ્ત્રી
# દ્રવિડ સ્મારક ગ્રન્થ



ગુજરાત કાઠિયાવાડ સહિત સમગ્ર મુંબાઈ પ્રાન્તની ગુજરાતી આર્ય પ્રજાની
કૈલાસવાસી પૂજ્ય શાસ્ત્રીજીના પાદારવિંદમાં
અર્ધ્યાંજલિ




પ્રકાશક:

પૂજ્ય શ્રી લક્ષ્મણશાસ્ત્રી સ્મારક ગ્રંથ સમિતિ તરફથી

પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.



શ્રી સનાતન વૈદિક ધર્મ સભા,
ખપાટીઆ ચકલા, સુરત.



વિ. સં. ૧૯૮૮ | સુરત. | ઈ. સ. ૧૯૩૨

ઉપહાર કિંમત રૂ. ૨-૦-૦

મુદ્રણકર્તા
નારાયણરાવ લક્ષ્મણરાવ નિકમ, શંકર પ્રિન્ટીંગ પ્રેસ, ચૌટા બ્રિજ સૂરત.
તથા
ગુજરાતી પ્રિન્ટિન્ગ પ્રેસ, એલ્ફીન્સ્ટન સર્કલ, મુમ્બાઈમાં મુદ્રિત થયેલા ચાર ફોટો ચિત્રો.
તથા
અનાવિલ બન્ધુ પ્રેસ; સુરત: સંસ્કૃત વિભાગ પૃ. ૨૧થી તે વિભાગના અંત સુધી.
હિન્દી વિભાગ. પૃ. ૯થી તે વિભાગના અંત સુધી.



પ્રત ૬૦૦.



આ ગ્રંથ મળવાનાં સ્થાન:—

(૧) શ્રીયુત હિનેન્દ્રશંકર લાલશંકર પંડયા બી.એ., એલ.એલ.બી.
મંત્રી, સનાતન વૈદિક ધર્મ સભા, ખપાટીઆ ચકલા, સૂરત

(૨) રા. રા. મેનેજર 'ગુજરાતી' પત્રની ઓફિસ.
સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ ફોર્ટ, મુંબાઈ.

(૩) રા. રા. જીવણલાલ અમરશી મહેતા, બુકસેલર્સ ને પબ્લીશર્સ
પીરમશા રોડ, અમદાવાદ

(૪) શ્રીયુત વૈદરાજ જેઠાલાલ દેવશંકર દવે
'ભાગ્યોદય' ઓફિસ ખાડીઆ, ચાર રસ્તા, અમદાવાદ.

જાણીતા બુકસેલરોની મારફતે પણ આ ગ્રંથ મંગાવી શકાશે.



पू. धर्मप्राण श्री लक्ष्मणशास्त्री द्रविड महोदय ।

सनातनधर्मानुयायी जनताकी अभिनव प्राणप्रेरक शक्ति

आविर्भाव:
चैत्र शुक्ल १२, १९३१.

तिरोभाव:
ज्येष्ठ कृष्ण ४, १९८७.

॥ श्रीहरिः शरणम् ॥

# पूज्य धर्मप्राण श्री लक्ष्मण शास्त्री द्रविड स्मारक ग्रन्थः ।



भारतश्रद्धेय शास्त्रीचरणेषु बृहद्गुजरातस्य अक्षररूपार्घ्यांजलिः ।

संपादकीय समिति·

१ महामहोपाध्याय सर्वतंत्रस्वतंत्र हाथीभाई हरिशंकर शास्त्रिणः

२ दिवान बहादूर इत्युपाध्यलंकृत श्री नर्मदाशंकर देवशंकर महोदयाः ।

३ साक्षरवर्य श्रीयुत कौशिकराम विघ्नहरराम महेता महोदयाः ।

४ साक्षरवर्य श्रीयुत अंबालाल बुलाखीराम जानी महोदयाः ।

५ श्रीयुत जयेन्द्रराय भगवानलाल दूरकाळ विद्यावारिधि महोदयाः । (संयोजक)

वि. सं. १९८८ इ. स. १९३२

सूर्यपुरम् (सूरत)।

मूल्यम् रूप्यकद्वयम् ।

उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।
स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥



ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धय ।
कृतबुद्धिषु कर्तार कर्तृषु ब्रह्मवेदिन ॥



एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मन ।
स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवा ॥

—भगवान् मनु ।

# REV. SHRI LAXMAN SHASTRI DRAVID COMEMMORATION VOLUME

BEING A COLLECTION OF ESSAYS, RELIGIOUS SOCIAL AND BIOGRAPHICAL



*As an humble Tribute of the Greater Gujarat*

To the Holy Memory of the Learned (sometime Mahamahopadhyay) Laxman Shastri Dravid of Benares, who devoted his Life to the Cause of Hinduism.



*EDITORIAL COMMITTEE*

1 Mahamahopadhyay Hathibhai Harishanker Shastri, Jamnagar
2 Dewan Bahadur Narmdashankar Devashanker Mehta, Cambay.
3 Shriyut Kaushikram Vighnaharram Mehta, B A, Ahmedabad.
4 Shriyut Ambalal Bulakhiram Jani B. A, Bombay
5 Prof. Jayendraray Bhagwanlal Durkal M A., Surat.



*Published by*

PROF. J. B. DURKAL M A
Khapatia Chakla, SURAT.

SAMVAT 1988 A D. 1932

PRINTED AT THE SHANKER PRINTING PRESS. CHAWTA BRIDGE, SURAT.

Live for God and your fellowmen.

*—Adam Smith*



Not gold, but only men can make
A people great and strong
Men, who, for truth and honour's sake
Stand fast and suffer long,
Brave men who work while others sleep
Who dare while others fly
They build a nation's pillars deep
And lift them to the sky

*—H W Longfellow*



Is not religion rightly understood
A pledge of peace, the bond of brotherhood,
A shield against whatever would destroy,
Fraternal concord and domestic joy!

*—Peel Edmund*



The first and last and closest trial question to any living creature is "What do you like?" Tell me what you like and I'll tell you what you are

*—John Ruskin*



वर्णाश्रमधर्मानुयायीओंके महामान्य नेता
धर्मप्राण श्री लक्ष्मण शास्त्री द्रविड



पू. गोस्वामी श्री व्रजरत्नलालजी महाराज

पूज्यसहायक, सनातन वैदिक धर्म सभा, सूरत।



पूज्य महानुभाव श्री दयानन्दजी
अ. भा वर्णाश्रम स्वराज्य संघके प्रधान मंत्री (वि. १९८७)

पू. श्री लक्ष्मण शास्त्री स्मारक ग्रन्थः



પૂ બ્રહ્મીભૂત મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા

પૂજ્ય સહાયક સનાતન વૈદિક ધર્મ સભા, સૂરત



अखिल भारतीय वर्णाश्रम स्वराज्य संघ महासंमेलन, जलगांव।



अखिलभारतवर्षीय वर्णाश्रम स्वराज्यसंघकी वि. सं. १९८७ की कार्यकारिणी समिति ।

# નિવેદન

ભારતવર્ષમાં ધાર્મિક જાગૃતિના નૂતન યુગનું પ્રભાત પ્રકટાવનાર પૂજ્ય શ્રી લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ મહોદયના પુણ્યાત્માને બૃહદ્ ગુજરાતના ધાર્મિક આન્તર હૃદયની આ વિનમ્ર અર્ઘાંજલિ અમે ભક્તિભાવ સમેત અર્પણ કરીએ છીએ. એ ઋષિકલ્પ મહાપુરુષનું આપણે ભાન કરીએ છીએ એમ એ પણ આપણા ભારતવર્ષની પુણ્ય પ્રજાનું પરલોકમાંથી ભાન કરે.

ભારતવર્ષના એક ધાર્મિક નેતાને આપણા પ્રાન્ત તરફથી આવા પ્રકારની અર્ઘાંજલિ આપવાનો આ પહેલો પ્રસંગ છે, અને આવા કાર્યમાં જે અનેક પ્રકારની મુશ્કેલીઓ નડ્યા કરે તે ધ્યાનમાં લઈ, ઉદ્દેશ્યને અનુરૂપ આ કૃતિને બનાવવામાં જે કાંઈ ત્રુટિઓ રહી હોય, તેને મહાનુભવતાવાળા ગુણ સજ્જનો ક્ષન્તવ્ય ગણશે, એમ અમે આશા રાખીએ છીએ.

આ ગ્રંથમાં સનાતન ધર્મને લગતા અનેક વિષયોને ચર્ચતા લેખોમાં વિવિધ દૃષ્ટિબિન્દુઓ દેખાશે. અનેકવિધ અનુભવ અને જ્ઞાનવાળા, કલાશક્તિવાળા તથા ભગવતી સરસ્વતીની ભિન્નભિન્ન પ્રકારની પ્રસાદીઓથી અલંકૃત વિદ્વાનોએ આ અર્ઘાંજલિને સુપ્રેરિત કરી છે. પૂ. કૈલાસવાસી શાસ્ત્રીજીના હૃદયમાં સનાતન ધર્મના સમગ્ર અનુયાયીઓ પ્રત્યે જે પ્રેમ અને ઉદાર સહિષ્ણુતા હતા અને જે વડે તેઓએ એમના મન જીતી લીધા હતા, તે પ્રેમથી ઉપજેલા તેમના પ્રત્યેના સનાતનધર્મી સમગ્ર જનતાના અનુરાગના પ્રતીકરૂપ આ અર્ઘાંજલિ બને, એમ અમે ઇચ્છીએ છીએ.

ભવદીય

હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી

નર્મદાશંકર દેવશંકર મહેતા

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

અંબાલાલ બુલાખીરામ જાની

જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ

શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ સ્મારક ગ્રંથ સમિતિ

# આમુખ

આપણી ભારતભૂમીની સનાતન ધર્માનુયાયી પ્રજાના લોકપ્રિય અને વિદ્વત્પ્રિય નેતા પં. શ્રી લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ મહોદયનો પરલોકવાસ સં. ૧૯૮૭ જ્યેષ્ઠ કૃષ્ણ તા. ૪-૬-૩૧ ને દિવસે થયો. અને તેથી સનાતન ધર્મનાં વર્તમાન નૂતન આંદોલનોને ઝીલનાર અને જાણનાર વર્ગમાં બહુ દિલગીરી ફેલાઈ. સ્થળે સ્થળે સનાતન ધર્માવલંબી જનતાની સભાઓમાં શોકના ઠરાવો પસાર થયા અને કાશી ઇત્યાદિ સ્થળોમાં સદ્ગત પૂજ્ય શાસ્ત્રીચરણની યાદગીરી કાયમ રાખવાને અંગે પણ ઠરાવો કરવામાં આવ્યા. આપણા ઇલાકામાં પણ મુંબાઈ ઇત્યાદિ સ્થળોમાં શોકસભાઓ થઈ; અને આ દેશની પ્રજાએ સદ્ગત શાસ્ત્રીજી સંબંધે પોતાની લાગણી દર્શાવી. તથાપિ એ યશઃશેષ મહાપુરુષના તરફ પોતાની વધારે કૃતજ્ઞતા દર્શાવવાની ઇચ્છા આપણી ધાર્મિક જનતાના મનમાં રહ્યા કરતી હતી. આ ઉપરથી સૂરતની સનાતન વૈદિક ધર્મ સભા તથા સનાતન ધર્મ શિક્ષણ મંડળના પ્રયત્નથી યોજાયેલી સનાતન ધર્માવલંબીઓની જાહેર સભાએ પૂજ્ય લક્ષ્મણ શાસ્ત્રીના સ્મરણાર્થે તેમને યત્કિંચિત અર્ઘ્યાંજલિ તરીકે મુંબાઈ ગુજરાત તરફથી એક સ્મારક ગ્રંથ પ્રકટ કરવા સારૂ તા. ૨૯-૬-૩૧ ને દિવસે ઠરાવ કર્યો; અને તેને સારૂ સ્મારક ગ્રંથ સમિતિની નિમણૂંક કરી. તે સમિતિમાં મુંબાઈ ખાતે રા. રા. હિરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી બી.એ.એલ.એલ.બી સોલીસીટર એઓનું નામ રાખવામાં આવ્યું હતું, પણ તેઓની તે સમિતિમાં રહેવા અનિચ્છા જણાયાથી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી.એ એઓનું નામ મૂકવામાં આવ્યું હતુ; એટલે નીચેનાં પાંચ નામ નિશ્ચિત થયાં હતાં:—

૧. મહામહોપાધ્યાય હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી
૨. દિવાન બહાદૂર નર્મદાશંકર દેવશંકર મહેતા.
૩. રા. રા. કૈલાસરામ વિશ્વનાથરામ મહેતા.
૪. રા. રા અંબાલાલ બુલાખીરામ જાની.
૫. પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ.

ત્યારબાદ તા. ૧-૯-૩૧ ને દિને સ્મારક સમિતિ તરફથી આર્થિક સહાયતા સારૂ શ્રીમાનોને તથા લેખો સારૂ લેખકોને વિનંતિપત્રો બહાર પાડવામાં આવ્યા હતા; જે પત્રો સમગ્રરૂપે કે સારરૂપે વર્તમાન પત્રોમાં પ્રકટ થયા હતા. તે પછી તા. ૧૫-૧૦-૩૧ને રોજ લેખકોને સારૂ વિષયસૂચિદર્શક એક વિશેષ સૂચના બહાર પાડવામાં આવી હતી. આ ત્રણે પત્રિકાઓ પરિશિષ્ટ ક ખ તથા ગ તરીકે આ ગ્રન્થને અંતે આપવામાં આવેલી છે. અંગ્રેજી વિભાગનો વિચાર પાછળથી પડતો મુકાયો હતો.

સનાતન ધર્મના અગ્રગણ્ય ભારતવર્ષીય નેતાના સ્મારક તરીકે આવો ગ્રંથ આપણા મુંબાઈ પ્રાંતમાં આ પહેલવહેલોજ બહાર પડે છે, એટલે એમાં અનેક ત્રુટિઓ રહી જાય એ સ્વાભાવિક છે. અને એ ત્રુટિઓ કે ખામીઓનો ખ્યાલ અમને નથી એમ નથી. તથાપિ આવા પ્રકારના આપણા પહેલા પ્રયાસ તરીકે ઉદાર વાંચક વર્ગ તેને નિભાવી લેશે એમ અમે આશા રાખિયે છિયે. જીવન્ત નેતાઓના સુવર્ણાદિ મહોત્સવોને

અંગે થયેલા પ્રયાસોમાં સર રવીન્દ્રનાથ ટાગોરની જ્યુબીલી પ્રસંગનો 'સુવર્ણ ગ્રંથ' અને આપણા દેશના મહાત્મા પંડિત મદન મોહન માલવિયજીની જ્યુબિલીના પ્રસંગનો સ્મારક ગ્રંથ એ બંને તાજેતર પ્રકટ થયેલા છે. ગુજરાતના સાહિત્ય પ્રદેશમાં સ્વ. કાન્ત સ્મારક ગ્રંથ, તથા વસંત સ્મારક ગ્રંથ તથા આપણા કવિશ્રી ખબરદારની જ્યુબિલી પ્રસંગનો સ્મારક અંક એ સફલ પ્રયાસો જાણીતા છે. આવા પ્રયાસોવડે અનેક હેતુઓ સાધી શકાય છે. તે વડે સ્મર્તવ્યનું સ્મરણ વિશિષ્ટ અક્ષર વિભૂતિરૂપે ચિરંજીવી થાય છે એ વિચારના લેખકોનું એક પ્રકારનું એકીકરણ થાય છે. અને એ વિચારશ્રેણીનાં આંદોલનોને પ્રગતિ મળે છે. આ સ્મારક ગ્રંથના દૃષ્ટિબિન્દુ સંબંધે થોડુંક સૂચન કરીએ. પૂ. શ્રી લક્ષ્મણશાસ્ત્રીના સ્મરણ માત્રનો આ ગ્રંથ નથી, તેમના સિદ્ધાંતોનો આ સમુચ્ચય નથી, તેમના જીવનનો ઇતિહાસ નથી. અમુક અંશે કદાચ હોય તથાપિ સર્વાંશે નથી જ. વસ્તુતાએ જે જીવન એમનામાં મૂર્તિમન્ત થયું હતું, જે ધર્મભક્તિ, ભાવનાઓ, કર્તવ્યનિષ્ઠા ને પ્રયત્નશીલતા એમનામાં વિશિષ્ટરૂપે આવિર્ભૂત થયાં હતાં, જે આદર્શ બ્રાહ્મણ જીવનના, પ્રાચીન સંસ્કારિતાના અને આર્યજીવનના એઓ પ્રતીકરૂપ હતા, તેને પૂજનારા વિદ્વાનોની અને સજ્જનોની એ ગુણોને, એ ભાવનાઓને, એ કર્તવ્યનિષ્ઠાને અને એ સંસ્કારિતાને આ અર્ઘ્યાંજલિ છે.

ગ્રંથનું કાર્ય હાથમાં લેતા પહેલાં તેને સારૂ આર્થિક સહાયતા સંપાદન કરવાનું કાર્ય પ્રથમ આવશ્યક હતું. આ કાર્યનો આરંભ પહેલો મુંબાઈમાં કરવામાં આવ્યો; અને તે કાર્યમાં સહાયતા કરવા સારૂ જ્યોતિર્વિશારદ શ્રીયુત પં. કાર્તાતિકજી, શ્રીયુત પંડિત રમાપતિ મિશ્ર શાસ્ત્રીજી ઇત્યાદિએ અમને સહાયતા કરી હતી, તે માટે તેમનો આભાર માનિયે છિયે. તે પછી અમદાવાદમાં દિવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા મહોદયની સવિશેષ સહાયતા અને પ્રયાસથી આર્થિક સહાયતા મેળવવાનું કાર્ય ઘણું સારૂં થઈ શક્યું હતું. જે શ્રીમાન્ ગૃહસ્થોએ આ રીતે પોતાની ઉદાર સહાયતા વડે અમારો મુખ્ય ભાર હલકો કરી નાંખ્યો, તેમને અમે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. તેઓએ જે ધર્મપ્રેમ અને ભક્તિભાવથી તે સહાયતા આપી છે, તે જોતાં તેઓ કદાચ એમજ કહેશે કે 'અમે અમારૂં કર્તવ્ય કર્યું છે. એમાં અમારો આભાર શાનો માનો છો?' અને એ એમની લાગણી, જે અમે સહજ કલ્પી શકિયે છિયે, તે વડે એમની સહાયતાની કિંમત અનેક ગણી વધી જાય છે. જે સદ્‌ગૃહસ્થોએ અત્યાર સુધીમાં રૂ. ૫૦ અથવા તેથી વધારે રકમ આ સ્મારક ગ્રંથના ફંડમાં ભરી છે, તેમનાં નામો નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| પૂજ્ય શ્રી આચાર્ય મહારાજ, શ્રી સ્વામીનારાયણ મંદિર, અમદાવાદ | રૂ. ૫૦) |
| શ્રીમાન્ શેઠ ચિમનલાલ ગિરધરલાલ પારેખ, અમદાવાદ. | રૂ. ૧૦૧) |
| શ્રીમાન્ શેઠ સર મનમોહનદાસ રામજી, મુંબાઈ. | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી, મુંબાઇ. | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ લાલજી ડુંગરશી, મુંબાઈ. | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ જીવણલાલ ગિરધરલાલ, અમદાવાદ. | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ મોતીલાલ હિરાભાઈ, અમદાવાદ. | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ બાલાભાઇ દામોદરદાસ, અમદાવાદ | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ પોપટલાલ હરિલાલ નગરી, અમદાવાદ | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, અમદાવાદ | રૂ. ૭૫) |
| શ્રીમાન્ શેઠ ગોરધનભાઈ મગનભાઇ ચતુરભાઈ પટેલ, અમદાવાદ | રૂ. ૫૦) |
| શ્રીમાન્ શેઠ સોમનાથ ભૂધરદાસ ફંડ, અમદાવાદ | રૂ. ૫૧) |
| | રૂ. ૫૧) |

આ ઉપરાંત શ્રીમાન્ શેઠ લચ્છીરામજી ચુડીવાલ તથા શ્રીમાન્ શેઠ મફતલાલ ગગલદાસ ઇત્યાદિ શ્રીમાનો તરફથી સારી રકમો મળવાનો સંભવ છે. વળી સર ચુનીલાલ વી. મહેતા ઇત્યાદિ

અગ્રગણ્ય સજ્જનો તરફથી સદરહુ ફંડમા અનેક સ્થળોથી ભેટની રકમો મોકલવામાં આવી છે, અને આ કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દેખાડવામાં આવી છે, આ સર્વે સજ્જનોનો તેમની સહાયતા તથા સહાનુભૂતિ સારૂ અમે આભાર માનિયે છિયે.

અત્યાર સુધીમાં આ સ્મારક ગ્રંથ ફંડની રકમ રૂા. ૯૦૦)ને આશરે થાય છે, અને તેમાંથી આ ગ્રંથના પ્રકાશનનું કાર્ય હાથ ધરવામાં આવ્યું છે. આ ગ્રંથની કિંમત સામાન્ય જનતાને અનુકૂળ થવા સારૂ માત્ર રૂા. ૨) રાખવામા આવી છે. અને ગ્રંથના વેચાણમાંથી જે આવક થશે, તે સ્મારક ગ્રંથ ફંડમાં જમા કરી સદરહુ ફંડમાંથી ગ્રંથ પ્રકાશન સંબંધેનો સઘળો ખર્ચ બાદ કરી જે કાંઈ રહેશે તેમાંથી એક ચતુર્થાંશ ભાગ પૂજ્ય સ્વ. શાસ્ત્રીજીના પ્રયાસથી સ્થપાયેલ 'બ્રાહ્મણ મહા સંમેલન' નામના કાશીના પ્રસિદ્ધ હિંદી સાપ્તાહિક પત્રને સમિતિ નક્કી કરે તે પ્રમાણે ઉત્તેજન તરીકે મોકલવામાં આવશે. અને બાકીના ત્રણ ચતુર્થાંશમાંથી સમિતિ નક્કી કરે તે પ્રમાણે વ્યવસ્થાથી પૂજ્ય શ્રી લક્ષ્મણ શાસ્ત્રીના નામનું એક પારિતોષિક (ઇનામ) કાઢવામાં આવશે. એ કારણથી આ ગ્રંથની કિંમત પણ ઉપહાર તરીકેજ છે, એ સમજી શકાશે. સ્થાનિક સનાતન વૈદિક ધર્મ સભાના વ્યવસ્થાપક મંડળ સમક્ષ આ સ્મારક ફંડનો હિસાબ રજુ કરવામાં આવશે.

આ સ્મારક ગ્રંથને સારૂ જે અનેક આચાર્યો, મહાનુભાવો, પંડિતો, વિદ્વાનો અને અન્ય સંભાવિત સજ્જનો તરફથી લેખો મોકલવામાં આવ્યા છે, તેમનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનિયે છિયે. તેમની અક્ષરવિભૂતિ વિના આ સ્મારક ગ્રંથનું અસ્તિત્વજ હોઈ ન શકે. એમના પરિશ્રમની કે એમની સહાનુભૂતિની કે એમના ધર્મપ્રેમની—એમાંથી શેની વધારે પ્રશંસા કરવી એ અમને સમજાતું નથી. વળી આવા મહાનુભાવોમાંથી કોનો ઉપકાર વધારે માનવો, એ કાર્ય પણ દુસ્તર હોવાથી અમે સર્વનો સંપૂર્ણતયા આભાર માનિયે છિયે. તથાપિ પૂજ્ય સ્વર્ગીય શાસ્ત્રીજીના નામધન્ય પુત્ર શ્રીયુત પંડિત રાજેશ્વર શાસ્ત્રીને એમનો લેખ લખતાં જે અશ્રુનાં બિન્દુઓ એમની આંખોમાંથી સ્ત્રવ્યાં હશે, તેનો વિચાર કરતાં અમને ક્ષમા યાચવાનું મન થયા વિના રહેતું નથી. અમે દિલગીર છીએ કે સ્થળસંકોચ ઇત્યાદિ કારણોને લીધે અમે કેટલાક સારા સારા લેખોને સ્થાન આપી શકયા નથી. શ્રી ૫ કમલનયનાચાર્યજી શાસ્ત્રી (કાશી), શ્રીયુત પંડિત ગણેશીલાલ સારસ્વત સાહિત્યોપાધ્યાય (આગ્રા), શ્રીયુત પંડિત બલવન્ત શર્મા (પોરબંદર), શ્રીયુત પંડિત જયરામ શર્મા (હાસરા), શ્રીયુત ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ, શ્રીયુત નારાયણજી નટ્વલાલ દંડનાયક (ઉમરેઠ), શ્રીયુત છોટમલાલ ચુનીલાલ વહોરા, (ભાવનગર), શ્રીયુત કપિલાશંકર શાસ્ત્રી (સુરત), ઇત્યાદિ મહાશયોના *લેખોનો ઉપયોગ કરી શકાયો નથી, તેને સારૂ અમે દિલગીર છીએ. તથાપિ અમને લેખ મોકલી આપનાર* સર્વે સજ્જનોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનિયે છિયે આ ઉપરાંત એટલું પણ અમારે જણાવવું જોઇએ કે ઘણા મહાનુભાવોએ અમને લેખ મોકલી આપવા પોતાની ઇચ્છા સહર્ષ દર્શાવી હતી તથાપિ સમયની અંદર તેમના લેખો ન આવી શકવાથી તેમના લેખનો લાભ આપી શકાયો નથી. પૂ.પા. ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજ, પૂ. ગોસ્વામી શ્રી વ્રિજરત્નલાલજી મહારાજ, પૂ. શ્રી સંતોજી મહારાજ, પૂ. શ્રી દયાનંદજી મહારાજ ઇત્યાદિ અનેક મહાનુભાવોએ આ કાર્યને સારૂ પોતાની હાર્દિક સહાનુભૂતિ દર્શાવી છે, તેને સારૂ અમે તે સર્વેનો આભાર માનિયે છિયે.

આ સ્મારક ગ્રંથમાંના ચિત્રોમાના કેટલાકના બ્લોક અમને અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના બનારસના કાર્યાલય તરફથી તથા શ્રીયુત પંડિત વસંતરામ શાસ્ત્રીજી ઇત્યાદિ તરફથી મળ્યા છે, અને કેટલાક નવા બનાવવામા આવ્યા છે. જે બ્લોક આ રીતે બંધુત્વથી સ્મારક ગ્રંથને સારૂ મુદ્રિત થવા મોકલી આપવામા આવ્યા છે, તે મોકલનાર વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના મંત્રી તથા શ્રીયુત પં. વસંતરામ

શાસ્ત્રીજી, વ્યવસ્થાપક આનંદાશ્રમ ભિક્ષા ઈત્યાદિનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનિયે છિયે. વળી આપણા સનાતનધર્મપ્રેમી સુવિખ્યાત ગુજરાતી પત્રના તંત્રી શ્રીયુત નટવરલાલ ઈચ્છારામ દેશાઈ તરફથી ચાર બ્લૉક વિનામૂલ્ય મુદ્રિત કરી આપવામાં આવ્યા છે, અને બીજો પણ સહકાર મળ્યો છે, તેને સારૂ અમે તેમનો ઉપકાર માનિયે છિયે.

આ ગ્રંથમાં સામાન્ય રીતે ખાસ જરૂર જણાય તે સિવાય લેખકની પોતાનીજ જોડણી અનુસરવામાં આવી છે. અમને આશા છે કે આ ગ્રંથ સુખ્યત્વે કરીને તેમાંના વિચારોને સારૂ વંચાશે. પ્રૂફો તપાસવામાં ઉતાવળ ઈત્યાદિક કારણોને લીધે જે ભૂલો રહી ગયેલી માલુમ પડે તે સુધારી લઈને વાંચવાની સુજ્ઞ વાંચકો કૃપા કરશે એમ અમે આશા રાખિયે છિયે અને અનેક અગવડોની સાથે આ કાર્ય કરવાનું હોવાથી આવા પ્રકારની ત્રુટિઓ ઉદાર વાંચક સહી લેશે એમ અમે માનિયે છિયે.

વળી અમને અત્રેની સ્થાનિક સનાતન વૈદિક ધર્મ સભા તથા સનાતન ધર્મ શિક્ષણ મંડળની તેમજ સભ્યોની જે સહાયના પ્રાપ્ત થઈ છે, અને બીજા જે જે સજ્જનોએ આ કાર્યમાં અમને સહકાર અથવા ઉત્સાહ આપ્યો છે, તે સર્વનો આભાર માનિયે છીયે.

જે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઈ, આ કાર્ય સિદ્ધ થઈ શક્યું છે, તેને સારૂ પરમ કૃપાળુ પરમાત્માનો અમારે વાસ્તવિકતયા આભાર માનવાનો છે. કેમકે, જેમનું આ સ્મારક છે, તે ત્યાગમૂર્તિ મહાત્માનો પ્રભાવ કહો, કે ધ્યેયની ધાર્મિકતા અને ઉત્કૃષ્ટતા કહો, કે આપણી સનાતનધર્માનુયાયી જનતાની ધર્મપ્રિયતા કહો, ગમે તે રીતે અથવા નિમિત્તે પરમાત્માએ આ સ્મારક ગ્રંથ પ્રકાશનની સ્ફુરણાના ઉદ્‌ભવથી તેના પ્રકાશન સુધી સમયે સમયે જ્યાં જ્યાં મુઝવણ આવી, જ્યારે જ્યારે ઉત્સાહની મંદતા આવી, જ્યારે જ્યારે પ્રતિકૂલતા આવી, ત્યારે પોતાની અકલિત રીતેજ અમારો માર્ગ સરલ અને ઉત્સાહિત કરી દીધો છે. એ જાણીતી વાતનું પિષ્ટપેષણ કરવાની ભાગ્યેજ જરૂર છે કે સનાતન ધર્મને અંગે આ નવીન યુગમાં જે કાર્ય કરવાનું છે, તે કાર્ય સુયોગ્ય રીતે કરનારાની સંખ્યા બહુ નાની છે અને તેમાંથી આટલું કાર્ય બની શક્યું, તેને વાસ્તે અમે એનેજ માન આપિયે છિયે કે જે મૂકને વાચાલ બનાવે છે અને પાંગળાને ગિરિ ઉલ્લંઘન કરવાની શક્તિ આપે છે અને જેની અકલ, નિત્ય નૂતન, અને અપાર વૈભવવતી મહામાયા વડે આ જગતનું ચક્ર એક પણ ખટકા વિના ચાલી રહ્યું છે.

સંયોજક



# અનુક્રમણિકા

# ગુજરાતી વિભાગ:



# ચિત્ર પરિચય



## સંસ્કૃત વિભાગ.



## હિંદી વિભાગ



## ગુજરાતી વિભાગ.





# ભૂમિકા

આપણાં પુરાણોમાં કહ્યું છે કે ભગવાનના અનેક અવતારો છે. આખું જગત્ એ પણ એમની એક અંશાંશ વિભૂતિ માત્ર છે, એક રીતે એમનુંજ સ્વરૂપ છે. એ જગમાં સત્વના વિશિષ્ટ અંશોવાળી વિશિષ્ટ વિભૂતિઓ દેખાય, ત્યારે તેને આપણે ભગવદ્‌ભાવથી પૂજીએ છિયે. કાંઈક આવા પ્રકારની ભગવત્પૂજા પૂજ્ય શાસ્ત્રીચરણના સ્મારક નિમિત્તે આ ગ્રંથને પ્રકટ કરવામાં આપણને પ્રેરે છે. પૂજ્ય શ્રી લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રવિડનું નામ તો સમગ્ર ભારતવર્ષમાં સુવિખ્યાત છે; તેઓ ધર્મ પ્રત્યેના આગ્રહને લીધે ધર્મપ્રાણ કહેવાતા, એ પણ જાણીતું છે. તથાપિ કિયા પ્રકારની વિશિષ્ટ પ્રેરણા એમણે આપણા ભારતવર્ષને આપી, કે જે વડે એમનું સ્થાન હિંદના મહાપુરુષોમાં સદાને સારૂ નિર્દિષ્ટ થઈ જાય છે અને જે વડે તેઓએ સમગ્ર સનાતન ધર્માનુયાયી જનતાના સ્નેહને આકર્ષિત કરી લીધો હતો, તે પ્રેરણાને યથાર્થ રીતે સમજવાને વર્તમાન પરિસ્થિતિનું દિગ્દર્શન કરવું આવશ્યક છે.

અત્યારની પરિસ્થિતિનું દિગ્દર્શન કરવામાં હિંદુઓનીજ નહિ હિંદુસ્તાનનીજ નહિ પણ સમગ્ર માનવ જગત્‌ની અત્યારની પરિસ્થિતિનું દિગ્દર્શન કે વિહંગાવલોકન આપણે કરવું પડે છે એમ છે. અત્યારે સામાન્ય રીતે કહેવાય છે કે ચલનહલનનાં સાધનોને લીધે દુનિયાં જાણે નાની થઈ ગઈ છે. વર્તમાનપત્રો અને રેડીઓ ઈત્યાદિ પ્રસાધનોને લીધે દુનિયાં જાણે આન્તરસંબદ્ધ થઈ ગઈ છે. પહેલાંના સમયમાં માનવકુળો જેમ પોતપોતાનાં નાનાં ગૃહોમાં પોતાનો સંસાર, નાનો કે મોટો, સુખે દુઃખે, પોતપોતાની મેળે, પોતપોતાની સ્વતંત્રતામાં ચલાવતાં હતાં એ સમય હવે નથી. તારનાં દોરડાંથી, રેલગાડી અને આગબોટોની સાંકળોથી, નોટ શેર અને બેન્કોની અઘટઘટનાપટીયસી માયાથી, વર્તમાન પત્રોની પ્રાતિભાસિક અક્ષરપ્રભાથી તેમજ સીનેમા, ટૉકી અને રેડીઓના સૂત્ર વિનાનાં મોહપાશોથી દુનિયાં, પહેલાંના કોઇપણ સમયમાં હતી તે કરતાં વધારે ગુંચવાઇ ગઇ છે. અને એ ગુંચવણમાં માનવ જાતિના કેટલાક વિભાગો અને એની કેટલીક પ્રવૃત્તિઓ ગુંગળાવા પણ લાગ્યાં છે. વ્યક્તિસ્વાતંત્ર્યની ઘોષણાઓ તો ચાલી ગઈ છે પણ સમાજસ્વાતંત્ર્ય અને દેશસ્વાતંત્ર્ય પણ દિવસે દિવસે આ સંકીર્ણતાની ન ઉકેલી શકાય એવી ગુંચમાં વધારે ને વધારે ડૂબતાં જાય છે.

મનુષ્ય પ્રાણી જન્મથીજ સ્વતંત્ર કયે દહાડે હતો? પરતંત્ર તો એ છે જ, અને કદાચ પરતંત્રતા એને માટે સદાને સારૂ નિર્મિત થયેલી છે; પણ વર્તમાન પરિસ્થિતિની આપત્તિમાં એને સમજવું મુશ્કેલ થઇ પડયું છે કે એ કઈ સત્તાના હાથમાં હવે જઈ પડશે. રાષ્ટ્રભાવના એ અત્યારની પ્રધાન ભાવના નથી. આન્તરરાષ્ટ્રીયતાએ એને પાછળ નાખી દીધી છે. અને સ્વાભાવિક રીતે જ એમ બન્યું છે. કારણકે વિશાળતર અને વધારે ઉદાર ભાવના એજ માનવ જગતના આન્તર-હૃદયને વધારે આકર્ષી શકે છે. પણ રાષ્ટ્રીયતા કે આન્તરરાષ્ટ્રીયતા એ બન્ને લૌતિક આદર્શો છે, અને આન્તરરાષ્ટ્રીયતા અત્યારે તો બહુમતિ જે પરિણામ લાવે અને જે માણસોને ઉભા કરી આપે, તે માણસોની સત્તા નીચે જન-સમાજને નાંખી દેશે, એજ પરિસ્થિતિ ઉભી થઈ છે. કેમકે આન્તરરાષ્ટ્રીયતાની પાછળ પણ જો ઉચ્ચ સંસ્કૃતિના આદર્શોનું હોકાયંત્ર ન હોય તો એ આન્તરરાષ્ટ્રીયતાનું જહાજ કયાં જઈને અથડાય, અને એની શી ગતિ થાય, એ કહી શકાતું નથી. આન્તરરાષ્ટ્રીયતામાં ધર્મના, નીતિના, અહિંસાના કે ઇશ્વરભક્તિના આદર્શો પ્રાધાન્ય ભોગવશે, એવી ખાતરી આપનારી કોઇ ભૂમિકા કે સુદૃઢ સૂત્રો નથી. માત્ર સંગઠિત રાષ્ટ્રોની સગવડતા અથવા આગ્રહને સારૂ પસાર કરેલા ગમે ત્યારે બદલાય એવા ધારાઓ તે જરૂરિયાતો જ્યાંસુધી રહે, ત્યાં સુધી જ ચાલી શકે. અને બહુમતિનું અથવા બહુમતિને દબાવી શકે એવી સંસ્થાનું સામ્રાજ્ય થાય ત્યારે શું કરવું ને શું કરવા દેવું, શું માનવું ને શું માનવા દેવું એ બધાનો આધાર તેની મીઠી સ્વેચ્છાઓ ઉપર જ રહે, એવો જમાનો આવી પહોંચવાનાં રણશીંગાં ફૂંકાવા લાગ્યાં છે.

પહેલાંના સમયમાં આ દેશમાં તેમજ બીજા દેશોમાં પરિસ્થિતિ એવી હતી કે સદાચારનાં થોડાં ઘણાં નિશ્ચિત સૂત્રો હતાં અને જીવનચર્યા તેમજ ભાવનાઓ પણ મોટે ભાગે સુનિશ્ચિત હતી. બીજા શબ્દોમાં કહિયે તો સામાન્ય રીતે સર્વ ધર્મોનાં જે સામાન્ય તત્વો ગણાય છે, તેને સૌ લોકો માનતા; જો કે તેને અનુસરવાનું પોતપોતાની શક્તિ અને સંજોગોને અનુસાર રહેતું. કદાપિ એ મૂળ સૂત્રોનો કોઈ લોકો વિરોધ કરતા, તો પણ તેમને મને કે કમને દબાઇ જવું પડતું. પણ જ્યારથી ધર્મના શાસ્ત્રગ્રંથોની સામેજ બળવો શરૂ થયો, ત્યારથી સર્વ વ્યવસ્થાઓ તૂટવા લાગી છે, અને સર્વ શુભ આદર્શો તથા સિદ્ધાંતોની અવદશા આવી બેઠી છે. ખરી રીતે તો દૈવી અને આસુરી પ્રકૃતિનો સંગ્રામ જગજૂનો છે. પણ આ વખત આસુરી ભાવોએ જંગમાં જબરી ફતેહ મેળવી છે. કામના અને ભોગવિલાસની અભિવૃદ્ધિનો માર્ગ અને તેના સંયમનો માર્ગ રાજા રાવણ અને રામના વખતથી પણ વધારે જૂના છે, અને અવારનવાર એમાંના એક કે બીજાની ચઢતી પડતી ચાલતી આવી છે. ફેર એટલો છે કે આગળના વખતમાં રાવણ પણ વેદને માનતો અને હિરણ્યાક્ષ અને બાણાસુર તપશ્ચર્યાથી પોતાનું સાધ્ય સાધતા; બલિ ઈત્યાદિક સકામતાથી પણ યજ્ઞો કરતા. સકામતા હતી પણ વિહિત માર્ગોનો લાભ પણ માણસો સમજતા હતા. હવે વિહિત માર્ગો ઉપરથી શ્રદ્ધા ઉઠાડી દેવામાં આવી છે,

એટલે વિલાસની લાલસા વધી છે. એટલુંજ નહિ પણ તેને સફળ કરવા જતાં લોકો 'હેને ગઈ પૂત ઓર ખો આઈ ખસમ' એવી સ્થિતિમાં આવી પડ્યા છે. યુરોપની નાસ્તિકતા અને જડવાદે પહેલાં તો ખૂબ ઝગમગાટી બતાવી પણ હવે એનું પરિણામ દેખાવા લાગ્યું છે. પહેલા ચાર્લ્સ રાજાને જૂનો ધર્મ ટકાવી રાખવાના પ્રયત્નને અંગે પરલોક પહોંચાડી દેવામાં આવ્યો, તેને ૩૦૦ વરસ થયાં નથી. તે પછી ૧૭૮૯માં ફ્રાન્સનો વિપ્લવ થઇ ગયો અને રશિયાની અવનવી મહાક્રાન્તિ પણ થઇ ગઈ. લ્યૂથરે બાઇબલનો મનમાન્યો અર્થ કરવાનો હક્ક જાહેર કર્યા પછીના વાયરાનાં આ ત્રણે વાવાઝોડાં કહી શકાય, અને તે કઇ દિશામાં વહે છે તે હાંકયું રહ્યું નથી. કોટ્યાધિપતિ ક્રૂગરની આત્મહત્યા, પ્રેસીડન્ટ ડૂમેરનું ખૂન અને લીન્ડબર્ગના નિર્દોષ બાળકની દશા એ તાજાંજ સૂચક ચિહ્નો છે. યુરોપનો તાજેતરનો મહાસંગ્રામ, મ્હોટાં રાજ્યો પરનાં મ્હોટાં દેવાં, કરો તળે કચડાતી પ્રજાઓની સ્થિતિ અને લોકોના આન્તરિક ઝગડાઓ વર્તમાન પત્રોના વાંચનારથી અજાણ્યા નથી. વળી લગ્ન, પવિત્રતા, સત્ય, અહિંસા ઇત્યાદિ ભાવનાઓ પ્રત્યેનો આદર ઓછો થતો જાય છે, એ આપણે જોઇયે છિયે. આટલી સેકન્ડમાં આટલા હજાર જંતુઓને મારી નાંખવાની શક્તિ ધરાવનારી દવાઓનાં ગુણગાન છાપાઓમાં થાય છે; અને રાજકીય કૂટનીતિના અભ્યાસ અને આચરણમાં આપણા જમાનાને આગળ વધેલો કહેવામાં કોઇ પણ સંકોચ પામે એવું રહ્યું નથી. યુરોપમાં પણ ત્યાંની આગલી ધર્મમૂલક સંસ્કૃતિની સામે પ્રચંડ બળવો શરૂ થઇ ગયો છે અને ત્યાંના નેતાઓ પણ ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા આગલાં ઉદ્ધારક સત્યોને ઝંખી રહ્યા છે. અત્યારની અવ્યવસ્થા અને અનવસ્થામાંથી વેરઝેર, દુઃખ, સંતાપ અને સંગ્રામ સિવાય બીજું પરિણામ ભાગ્યેજ દેખાય છે. કલ્પનાપ્રેમીઓજ આ ગોટાળામાંથી કાંઇક સારૂં થઈ આવશે, એ આશામાં રહ્યા છે.

આ રીતે સનાતન સત્યોને છોડી દેવાથી "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" જેવી દશા ઘણેખરે ઠેકાણે માનવ સમાજની થઈ ગઈ છે. જૂના સિદ્ધાંતો છોડી દીધા અને નવાનું ઠેકાણું પડતું નથી. મનુષ્ય જાતિની રોજની લાગેલી આધિ વ્યાધિ અને ઉપાધિઓ કાયમજ છે, અને ભોગવિલાસને લાલસાના વધવાની જોડે તેમાં પુષ્કળ વધારો થયો છે. બીજી તરફથી, તેમાંથી છૂટવાના સીધા માર્ગોને ભૂલભરેલા, જૂના થઇ ગયેલા અને હવેના વખતમાં ન ચાલે એવા જાહેર કરવામાં આવ્યા છે. એટલે જાણીતે માર્ગે જવાનું બંધ થતાં મનુજો અને સમાજો ઉલટા માર્ગોમાં અટવાઈ પડ્યાં છે. સૌ મુંઝવણમાંથી છૂટવાને મથે છે, પણ સવળે રસ્તે દોરનારને અભાવે કે તેને અનુસરવાની અનિચ્છાએ ઊંડા અને ઊંડા કાદવમાં ખૂંચતાં જાય છે. અને કાદવમાં ઘૂસેલી મોટરની પેઠે જેમ વધારે જોર કરે છે, તેમ પૈડાં વધારે ઊંડાં ખુંપતાં જાય છે. આ પ્રમાણે અનેક પ્રકારની મુંઝવણમાંથી છુટવાને પછાડા મારતી દુનિયાં, કલ્યાણનો નહિ તો શાન્તિનો અને છૂટકારાનો માર્ગ ઝંખી રહી છે. એને ફોસલાવી ખાનારા સુખનાં વધતાં જતાં સાધનોની વાત કરે છે, પણ તે વાતોની પોલ હવે તેણે જોઇ લીધી છે.

ભારતની પ્રજાને સારૂ અત્યારે પોતાનું જૂનું કેમ જાળવી રાખવું એજ પ્રશ્ન નથી; દુનિયાને સંદેશ આપવો એજ કાર્ય નથી. પણ ભૂલા પડેલા માનવકુટુંબને સારે અને સાચે માર્ગે દોરવાનું તેને માથે આવી પડયું છે, નહિ તો કુટુંબ માંહોમાંહે લડી ઝગડી પાયમાલ થઈ જાય, તેમાં સૌના ભેગું તેને પણ પાયમાલ થવાનું છે. સૌને તારવા અને તરવું અથવા સૌની જોડે ડૂબવું એ બેમાંથી એકની પસંદગી કરવાની છે. કહેતાં ભાગ્યેજ સંકોચ થાય એમ છે કે અત્યારે યુરોપ કે અમેરિકા જે પોતેજ ડૂબકાં ખાઈ રહ્યા છે, તે માનવ જાતિને તારી શકે એમ નથી. કેટલાક રશિયામાં આશા બાંધી રહ્યા છે. પણ રશિયા તો માત્ર યુરોપમાં ફેલાયેલા વિષના મંથનનું ફીણુ છે; અને એ ફીણુમાં તત્વની આશા રાખવી મિથ્યા છે. એટલે હિંદુસ્થાનની હિંદુ પ્રજાને સારૂ મહાન્ અને મહિમાભર્યું ભાવી કર્તવ્ય એજ છે કે જે પુરાતન સત્યોએ આપણને આજસુધી સહારો આપ્યો છે, તથા અનેક પ્રજાઓ થઈ અને ગઈ, છતાં આપણી પ્રજાનેજ જીવન્ત અને દ્યોતમાન રાખી છે, એજ સત્યોનું ફરીવાર બુદ્ધિ, ડહાપણ અને પ્રમાણિકતાપૂર્વક અવલંબન કરવું તથા એ સત્યોનો માર્ગ દુનિયાંને ફરીવાર બતાવવો.

આ કર્તવ્ય આપણે ભૂલી જવાની તૈયારીમાં હતા. ત્રણ ધૂર્ત અને બ્રાહ્મણની વાર્તામાં આવે છે એમ ઘણાના મનમાં ભેરવાઈ ગયું હતું કે "આપણી જૂની સંસ્કૃતિ હવે ચાલી શકે એમ નથી, અને દુનિયાની પ્રજાઓની ઘોડદોડની શરતમાં હવે દાખલ થઈ જવું, એજ આપણું કામ છે, અને હવે જો પાછા પડી ગયા, તો કામ બગડયું." આપણા પંડિતો અને સંતમહંતો બધા હતા, પણ તેઓ નવા ચાકચકયથી ગુંચવાડામાં પડી ગયા હતા અને પોતે પોતાનું સાચવી રાખવું એ સૂત્રને આધારે બને તેટલું કરી રહ્યા હતા. રાજનીતિમાં માથું મારવું એમને બહુ ઠીક લાગતું નહોતું અને તે દરમ્યાન રાજનીતિનું બધું સુકાન બીજા લોકોએ હાથ કરી લીધું હતું. આવે સમયે, રાજકીય, સંસારિક, આર્થિક, તેમજ ધાર્મિક ઇત્યાદિ સર્વ પ્રકારની ઉન્નતિ સારામાં સારી રીતે સાધવાનો માર્ગ તે આપણા સનાતન ધર્મનો માર્ગ છે, એવી જોસભરી ઘોષણા કરનાર અને પ્રતિપક્ષીઓના કાનને પણ ઉઘાડી નાંખનાર નેતાઓમાં પૂ. શ્રી લક્ષ્મણશાસ્ત્રીનું સ્થાન સૌથી મોખરે છે. નાસ્તિકતાના ઝંઝાવાત પછી બ્રહ્મશબ્દને પકડનાર બ્રહ્મસમાજનો ઉદ્ભવ થયો, તે પછી વેદના સંહિતા ભાગ ઉપર જોર દઈ આગળ ધસનાર આર્યસમાજનો પ્રચાર થયો. તે પછી મૂર્ત્તિપૂજા, શ્રાદ્ધ, દેવો, ઇત્યાદિને સંમતિ આપનાર થીઓસોફીની હિલચાલ આગળ વધી. ત્યારબાદ હિંદુત્વ અને હિંદુ સંસ્કૃતિને સારૂ કમર કસનારી હિંદુ મહાસભા બહાર પડી. આ ક્રમને તેની ઐતિહાસિક પરંપરામાં જોનારને આ બધા પછી સનાતન ધર્મને સર્વાંશે સ્વીકારનાર વર્ણાશ્રમ સંઘની શક્તિમંત પ્રવૃત્તિનો ઉદય આશ્ચર્ય ઉપજાવે એમ નથી. એ નવા યુગકલ્પની આગાહી કરનાર અને એ નવી ભાવનાના વિજયી ધ્વજદંડને ભારતવર્ષમાં પુનઃ રોપનાર તરીકે પૂજ્ય શ્રી લક્ષ્મણ શાસ્ત્રીનું સ્થાન ભારતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે ચિરંજીવી રહેશે.

આપણા સનાતન ધર્મના માર્ગને દુનિયાના તેમજ ભારતવર્ષના હિતના સચોટ રાજમાર્ગ તરીકે માનનારાની સંખ્યા હજી વધી ગઈ નથી. હજી તો ક્રાઈસ્ટના શિષ્યો અને પ્રશિષ્યોની પેઠે એઓ છૂટા છવાયાજ માલુમ પડે છે. પણ એ ભાવનાને અનુસરનારા દળનું કેન્દ્ર ઉત્પન્ન થઈ ચૂક્યું છે, અને સત્યના પ્રેમીઓમાં સત્યના પ્રકાશની સાથે તે દળ વધતું જશે એમાં શંકા નથી. જે ભાવનાઓને રામકૃષ્ણ પરમહંસ સ્વામી વિવેકાનંદ, મૅકસમૂલર, શોપનહોર અને ડોક્ટર એની બીસેન્ટ જેવાંએ સુપૂજીત કરી હતી, એ ભાવનાઓ હવે વ્યવહારૂ રૂપ લઈને હિંદમાં અને દુનિયામાં પોતાનું બળ દાખવવાને ઉદ્યુક્ત થઇ છે. જ્યાં માત્ર ભૂમિનું અભિમાન હતું, ત્યાં સંસ્કૃતિનું ગૌરવ દાખલ થયું છે, અને "મને માનેલું તે સત્ય" એ રૂપમાંથી બદલાઈને સત્યની ભાવના "સર્વજ્ઞ પ્રભુએ શાસ્ત્રમાં કહેલું તે સત્ય" એવા નવા અવતારને પ્રાપ્ત થઈ છે;–અને એ તર્ક અને બુદ્ધિના ત્યાગથી નહિ પણ તેના પુનરૂદ્ધારથી.

પણ જે સનાતન અને પુરાતન ભાવનાઓના સદ્‌ગત શાસ્ત્રીજી પ્રતીકરૂપ હતા, તે ભાવનાઓ કાંઈ જેવી તેવી નથી. સત્તા અથવા કલાઓ, વિજ્ઞાનની માહિતી અથવા વ્યવહારની નિપુણતા મેળવવી પ્રમાણમાં સહેલી છે, પણ સમગ્ર જીવનને ધર્મની ઉદાત્ત ભાવનાઓમાં ચરિતાર્થ કરવું એ બહુ કઠણ કસોટી છે. એ માર્ગ શૂરાનોજ નથી, પણ સંયમીનો છે; તથાપિ એ માર્ગની શક્તિ માનવને અને સમાજને અલ્પ સમયમાં પલટાવી નાંખે છે. એ શક્તિ જે કાર્ય કરે છે તે કાર્ય બીજી રજસ્તમોમૂલક શક્તિઓથી થઇ શકતું નથી. શ્રી કૃષ્ણના અનુગામી પાંચ પાંડવો સો કૌરવોને જીતી શકે છે.

જે નવી ભાવના સદ્‌ગત પૂ. શ્રી લક્ષ્મણ શાસ્રીજીની પ્રેરણા વડે ભારત વર્ષમાં વિશિષ્ટ રૂપે આવિર્ભૂત થઈ છે, તેનું હજી પ્રભાતજ છે. કરવાનું ઘણું છે, અને તે સાત્વિકતાથી, સત્યના અવલંબનથી અને સંયમપૂર્વક કરવાનું છે. ઇતિહાસને ખોટો ઢાળ ચઢાવવામાં આવેલો છે, તે પલટાવવાનો છે; શાસ્ત્રો તરફ અશ્રદ્ધા ઉત્પન્ન કરવામાં આવી છે, તેને વિદારવાની છે; ભેરવવામાં આવેલાં ખોટાં અભિમાનો અને દુરાગ્રહોનો ત્યાગ સાધવાનો છે અને એક પવિત્ર ધ્યેય તરફ જનારા યાત્રાળુઓની પેઠે આપણે સંગાથ, સંપ અને સહકાર સાધવાનો છે. જેવું મહાન અને પવિત્ર આપણું ધ્યેય છે, એવાજ ઉદાર અને વિશુદ્ધ પ્રયત્નોની આવશ્યકતા છે. આપણો માર્ગ સુનિશ્ચિત છે. આપણું લક્ષ્ય સર્વતોભદ્ર છે, અને એની બાંહેધરી આપનાર સ્વયમ્ પરમાત્મા છે.

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ



॥ श्रीः ॥

# पूज्य धर्मप्राण श्री लक्ष्मण शास्त्री द्रविड

# स्मारक ग्रन्थः ।



॥ श्री हरिः शरणम् ॥

यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।
ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥

—ऋग्वेद म. १० अ. ६ व २६



धर्मार्थावुच्यते श्रेयः कामार्थौ धर्म एव च ।
अर्थ एवेह वा श्रेय स्त्रिवर्ग इति तु स्थितिः ॥

—मनुस्मृति अ० २, श्लो. २२४



आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत् ॥
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥

—भगवद्गीता अ० २, ७०



यस्यां न मे पावनमंग कर्म स्थित्युद्भवप्राणनिरोधमस्य ।
लीलावतारेप्सितजन्म वा स्याद्वन्ध्यां गिरं तां बिभृयान्न धीरः ॥

—श्रीमद् भागवत स्कन्ध ११, श्लो. २०



श्री. प. प. पू. जगद्गुरु श्रीशंकराचार्य गोवर्द्धनपीठाधीश्वर
पू. श्री भारती कृष्ण तीर्थ स्वामी



# पूज्य धर्मप्राण श्री लक्ष्मण शास्त्री द्रविड स्मारक ग्रन्थः।

## संस्कृत विभागः।

### सनातनधर्मावलम्बिजनताकर्तव्यदिग्दर्शनम्।

श्री गोवर्द्धनपीठाधीश्वरश्रीजगद्गुरुशंकराचार्यश्रीभारतीकृष्णतीर्थस्वामीभणीतम्।

होमप्रमुख्यैर्जगति द्विजाद्याः
    कर्मव्रजैर्भक्तिविबोधनाभ्याम् ॥
इच्छन्ति यत्तत्फलदायिकाभ्यां
    नमो नमः श्रीगुरुपादुकाभ्याम् ॥ १ ॥

अप्यन्यामरमारिराधयिषवो यत्पादपङ्केरुह-
    द्वन्द्वारा धनमन्तरायहतये कुर्वन्त्यवश्यं बुधाः ॥
यत्पूजाबलतोऽभवत्पुरहरिर्वाराणसीधीप्सित-
    श्रेणीवारणविघ्नवारणहरिः श्रीवारणास्योऽवतात् ॥ २ ॥

सरसगुणनिकायां सच्चिदानन्दकायां
सकलबुजनगेयां संयमीन्द्रैर्विचेयाम् ॥
सरसिजजनिजायां सर्वलोकाप्रमेयां
सततमहमुपेयां संहृताशेषमायाम् ॥ ३ ॥

कनकजठरमादौ यो विधायाथ तस्मै
सकलभुवनधात्रे प्राहिणोद्वेदजातम् ॥
अभयममृतमेनं स्वात्मबुद्धिप्रकाशं
शरणमखिलबन्धान्मोक्षकांक्षी प्रपद्ये ॥ ४ ॥

सृष्टेः पश्चात्तत्र तत्र प्रदेशे
जातैस्तैस्तैः पूरुषैर्नित्यभिन्नैः ॥
उद्योगैः स्वैः सर्वधर्मान्तरेषु
काले काले सत्सु संस्थापितेषु ॥ ५ ॥

शब्दैः श्रौतैर्लीलया श्वासरूपै-
रादौ यस्य स्थापको ऽभूत्परेशः ॥
लीलावर्ष्मव्रातरूपावतारै-
र्मध्ये मध्ये रक्षको ऽस्ति स्वयं च ॥ ६ ॥

किंचोपेत्य जनुर्जनुर्भृतिमतां पुंसां सकाशात्स्वयं
किंचित्कालमथोच्चकैः क्षितितले प्राप्य प्रतिष्ठामपि ॥
यज्जन्यं तदनित्यमेव सकलं स्याद्वस्त्विवति व्याप्तितो
निर्णीतेषु विनश्वरात्मकतया धर्मान्तरेष्वेष्व हो ॥ ७ ॥

आद्यन्तहीनात्पुरुषात्परस्मा-
न्निश्वासरूपेण विनिर्गतत्वात् ॥
अनाद्यनन्तत्वसुलक्षणाप्त्या
सनातनत्वं विशदं यदीयम् ॥ ८ ॥

तीर्णः स्वयं चेत्परतारणेऽपि
प्रभुर्भवेदित्यनुभूतिसिद्धया ॥
धर्मान्तरालम्बिजनव्रजानां
विनश्वरत्वे स्फुटतां प्रयाते ॥ ९ ॥

यस्याशेषत्रिलोकीजनुरवनलयाधारभूतस्य विष्णोः
साक्षाद्ध्वस्तजन्मस्थितिविभवतया वर्तमानस्य नूनम् ॥
धर्मस्याभानुसोमप्रलयमविहतं सुस्थिरास्तित्वहेतोः
सिध्यत्याविश्वभङ्गं निजविहितपथारूढरक्षापटुत्वम् ॥ १० ॥

लोकान्तराप्यधिविधेप्सितसौख्यलाभे
धर्मान्तरेषु सति लक्ष्यतयोपदिष्टे ॥
भुक्तामरोचितविशालसुखव्रजानां
पुण्यक्षये च पुनरत्र जनुर्य्यवार्ये ॥ ११ ॥

निजात्मनिजरूप पृक्शरमुपास्तिचापाश्रितं
परात्मनि गतागतप्रभवसङ्कटानास्पदे ॥
प्रमादलववर्जितं प्रहिणु येन तद्रूपता
भवेदिति गृणाति यः परमलक्ष्यसंसिद्धये ॥ १२ ॥

एकदेशविनिवेशितदृष्ट्या
विस्मृताखिलतदन्यपदार्थम् ॥
खण्डमेव फलमत्र तथोर्ध्वं
दर्शयत्स्वितरसर्वमतेषु ॥ १३ ॥

सर्वतः सुखसमे धनदृष्ट्या
संविचिन्त्य सकलांश्च पुमर्थान् ॥
नित्यशुद्धधनसच्चिदनन्ता-
नन्दलब्धिमुभयत्र दिशन्त्यः ॥ १४ ॥

एकदेशपरताफलरूपा-
न्योन्यवैरविकृतेषु च तेषु ॥
सर्वतोमुखसमन्वयहेतोः
सर्वधर्मसहकारिपदे यः ॥ १५ ॥

पाश्चात्यवैज्ञानिकशास्त्रजालै-
र्विरोधहेतोः सततानुभूतेः ॥
धर्मान्तरोदीरित भूरिकार्ये-
स्त्यागप्रसङ्गे सति दुर्निवार्ये ॥ १६ ॥

श्रद्धाभक्ती स्वाश्रितानां विलम्ब्य
स्थैर्यं धर्मैः क्लेशतोऽन्यैः कथंचित् ॥
सिद्धान्तानां यस्य विज्ञानशास्त्रै-
र्नव्यं नव्यं दीयतेऽद्य प्रमाणम् ॥ १७ ॥

मतान्तरीयान्विविधान्समग्रा-
न्संख्याय तेषामुपलभ्यते या ॥
संख्यापि यस्यानुसृदालिसंख्या-
सामित्वलब्ध्या अपि नो समर्था ॥ १८ ॥

तस्यास्य धर्मस्य सनातनस्य
क्षीणां दशामाधुनिकीं विमृश्य ॥
परस्य दुःखस्य पराद्य काष्ठा
ऽऽनुभूयते लोकशिवेच्छुलोकैः ॥ १९ ॥

तत्ताढक्ष सनातनास्यकुहरप्राप्तस्वजन्मोत्सव-
स्तत्तत्कालसमुद्भवारिनिकरात्तेनैव संरक्षितः ॥
तस्यैवाप्तिकृते पुनः परतरं यः केवलं साधनं
धर्मस्यास्य सनातनस्य गरिमा क्षोण्यां कथं क्षोण्यभाक् ॥२०॥

चतुर्वेदषड्दर्शनषट्शास्त्रमूला-
न्यमेयानि शास्त्राणि यस्य प्रमाणम् ॥
अमुं शाश्वतं धर्ममद्य प्रमाणैः
पराजेतुमीष्टे कथं कश्च कैर्वा ॥ २१ ॥

विद्यास्ति शास्त्रबलमस्ति मनीषितास्ति
श्रद्धास्ति भक्तिबलमस्ति रमाबलं च ॥
संख्यास्ति बाहुबलमस्ति तथापि हन्त
हा हन्त हन्त कथमस्य पराजयोऽद्य ॥ २२ ॥

किंवा निदानं प्रकृते क्षयेऽस्य
को वा चिकित्साविधिरामयस्य ॥
इत्यादिचिन्ताप्रवणान्तरङ्गै-
र्विचारितोऽस्माभिरुदीर्यतेऽर्थः ॥ २३ ॥

एकैकमेव स्वमताद्दतार्थं
मतान्तरीयाः प्रथयन्ति येन ॥
उद्योगभूम्ना विततप्रयत्ना
निरन्तरं संग्रथितस्वशक्त्या ॥ २४ ॥

सर्वस्य धर्मस्य सनातनस्य
प्रचारसिद्ध्यै अदउद्यमस्य ॥
एकोऽपि चेष्टेशलवः क्रियेत
सनातनीयैर्द्रुतमिष्टसिद्धिः ॥ २५ ॥

विद्याबले शास्त्रबले मनोबले
श्रद्धाबले भक्तिबले रमाबले ॥
संख्याबले बाहुबले च सत्यपि
क्रियाबलोन्ये सकलं हि निष्फलम् ॥ २६ ॥

सनातनप्रोदित धर्मचर्या-
श्रद्धालुलोको निखिलां स्वशक्तिम् ॥
संग्रथ्य सम्यङ्निजधर्मरक्षा-
कृते भवेच्चेत्कृतनित्ययत्नः ॥ २७ ॥

करालकलिकालुषीकलितकालिमाभ्यन्तरं
दुरन्तदुरितद्रुमोद्वहनदीक्षवीक्षेक्षणात् ॥
भयानक भवार्णवोद्भव भयावली भञ्जनं
भजस्व भव भार्गवीप्रभृति भाग्यदं भास्वरम् ॥२८॥

सनातनमुखोद्भव श्रुतिमुखोद्भवस्वात्मकं
सनातन समाह्वयं ध्रुवसनातनस्वस्थितिम् ॥
सनातनपदापकं सकल धर्मचूडामणिं
यथाविधि समाचरन्नितरतः समाचारयन् ॥ २९ ॥

राजकीय परिषत्सु जनानां
राष्ट्रजातिमुखसर्वसदःसु ॥
सर्वतः सफलयन्निजसंख्या-
शक्तिमुख्यबलपूगमनन्तम् ॥ ३० ॥

छिन्दानः कुमतिकृतान्कुतर्कसर्गा-
न्रुन्धानस्तदनुमतान्कुकर्ममार्गान् ॥
भिन्दानः प्रकृतदुरन्तदुःखदुर्गा-
*न्संधा नः स वितथयेदरातिवर्गान् ॥ ३१ ॥

❧

ज्ञानप्राप्तेः पश्चा-
दपि निर्लिप्तैः स्वकृत्यकरणधिया ॥
कार्यं कर्म प्रोक्तं
गीतायां सांख्ययोगशब्देन ॥ ३२ ॥

* उक्तरीत्या समाचरन्सानातनधर्मश्रद्धालुलोकोऽरातिवर्गानवश्यमेव वितथयेदिति नः सन्धेति यावत्।

किंत्वत्र संख्यापदतोऽण्प्रयोगे
गीतोक्तरीत्या करणेन साकम् ॥
स्वधर्मिसंख्याबलयोगयुक्त्या
द्वौ सांख्ययोगौ प्रकृतौ दिशामः ॥ ३३ ॥

इत्थं वितन्वन्निजधर्मरक्षां
तथाप्यकुर्वन्परधर्महानिम् ॥
जगद्धितार्थैकपरः स्वकीयं
सनातनित्वं सफलीविदध्यात् ॥ ३४ ॥

नान्यः पन्था विद्यते धर्मगुप्त्यै
नान्यः पन्था विद्यते राष्ट्रलब्ध्यै ॥
नान्यः पन्था विद्यते जातिशुद्ध्यै
नान्यः पन्था विद्यतेऽभीष्टसिद्ध्यै ॥ ३५ ॥

सन्त्यज्य तस्मादलसत्व भीती
चिन्ता अशेषा इतरानुपायान् ॥
ग्रध्नीध्वमाराद्बलमात्मनो वः
सनातनीया इदमेव कृत्यम् ॥ ३६ ॥

यो धर्मोऽनाद्यनन्तो यमिह यमिपतिः स्थापयामास भूयो
येनोर्वी तिष्ठतीयं विदधति विबुधाश्चापि यस्मै नमांसि ॥
यस्माज्जाताः समस्ताः परमतनिकरा अंशवो यस्य सन्तो
यस्मिंल्लीनाः स्युरन्ते निरुपममहिमन्धर्म नः पाहि शश्वत् ॥ ३७ ॥



# श्री कृष्णमानसपूजा

[ श्री. सूर्यकृष्ण हरिकृष्ण दवे महाशयेन विरचिता ]

बृहस्पते तव ज्ञानवृत्त्याव्हानं करोम्यहं ।
समाहितेन चित्तेन स्वीकुरुष्व परात्पर ॥ १ ॥

श्रुतिवाक्येषु विश्वासमासनं ते ददाम्यहं ।
आदिमध्यान्तहीनाय विष्णवे परमात्मने ॥ २ ॥

इदं सर्वं त्वमेवेति हरे ते पादपूजनं ।
त्वत्तः परतरं नान्यत् ततानेति श्रुतेर्वचः ॥ ३ ॥

त्वमेवाहमहं त्वं वै चेत्यर्घ्यं स्वीकुरु प्रभो ।
सर्वत्रग महादेव वासुदेव रमाधव ॥ ४ ॥

त्वत्तो न नामरूपाणां भिन्ना सत्ता प्रवर्तते ।
इत्याचमनकं दत्तं मया ते विश्वपालक ॥ ५ ॥

सच्चिदानंदरूपोहमेवं बोधश्च दुःखहा ।
स्नानं पुष्कलया प्रीत्या कारयामि मुहुर्मुहुः ॥ ६ ॥

सर्वकामपरित्यागो वस्त्रसंकल्प ईश ते ।
त्यागात्परतरं किंचित् न सुखं छिन्नसंशय ॥ ७ ॥

मनसोह्यमनीभावोऽलंकारस्य समर्पणं ।
कुर्वे ते कालकालाय सर्वभूतालयाय च ॥ ८ ॥

अनण्वादिस्त्वमेवेति निश्चयो गंधमर्पये ।
सर्वदाहप्रशमनं निरंजन सदाशिव ॥ ९ ॥

वियतोपि परस्त्वं वै बुद्धेरपि विनिश्चयः ।
कुसुमार्पणमीशाय चाक्षराय करोम्यहं ॥ १० ॥

त्वत्तो न कोऽपि दृष्टेति विज्ञानं तुलसीदलं ।
ददामि प्रीतिजनकं वसुधाधारकाय च ॥ ११ ॥

ब्रह्मास्मीति परिज्ञानं धूपं सुखकरं तव ।
संसृतिदुर्गंधहरं कार्यकारणवर्जित ॥ १२ ॥

भारूपेण त्वया सर्वं भाति विश्वं चराचरं ।
इति दृष्टिप्रदीपस्ते प्रपंचाधार सर्वदा ॥ १३ ॥

दृश्या संभवबोधेन निजानंदमयी प्रिय ।
तृप्तिर्या देशिताशाखाद् गुरो नैवेद्यमर्पये ॥ १४ ॥

अमृतोस्म्यजरोऽजात इति बुद्धिर्जलं तव ।
संसृतिकारणज्ञानादन्या निगमसंस्तुत ॥ १५ ॥

अकर्तात्मक बुद्धिस्तु तांबूलं च समर्पये ।
कर्तव्येषु महाराज दुःखदोषहरं सदा ॥ १६ ॥

अहं तव समानस्तु नावयोर्भिन्नता क्वचित् ।
इति स्थितौ लीनभावो नमस्कारः पदे तव ॥ १७ ॥

संकल्पितमिदं सर्वं त्वयि त्वं सर्वतः स्थितः ।
इत्थं मतिर्या सुखदा प्रादक्षिण्यं तव स्मृतं ॥ १८ ॥

वाचामगोचरा यस्मिन्स्वरूपेस्थितिराहिता ।
नेतिनेत्याहितायास्मै दक्षिणामहमर्पये ॥ १९ ॥

स्वयंज्योतिरदं देव येन सर्वं प्रकाशते ।
इत्थं नीराजनं दत्तं भक्तार्थं रूपधारिणे ॥ २० ॥

द्वैतात्यंत विनाशेन निश्चिताया मतिस्तव ।
कृष्ण पुष्पांजलिः कस्य सकलागमसंमता ॥ २१ ॥

इमां पूजांपठेद्यस्तु गुरुभक्तिसमन्वितः ।
ब्रह्मानंदं स लभते संसृतेर्दुःखपारदं ॥ २२ ॥



# परिचयादिदिग्दर्शनम् .

❧

शा. सं. पण्डित रमापतिमिश्र
महोदयै रचितम्

प्रतिभायाः प्रतिपुरुषं विरूपतया प्रमितायाः अपेक्षित तत्त्वावगाहपरिचिततया न कोपि तटस्थोपि विरक्तोपि विद्वान् चिरपरिचितस्याप्यपरस्य विदुषो विश्वस्य विचारस्य दर्शने प्रकाशने समर्थने वा प्रभवतीति तावदेव निवेद्यते येन शास्त्रिपादानां यावन्मन्तव्यस्य तत्संबन्धे यावद्वेदितव्यस्य च तत्त्वतोऽवगमे ममासामर्थ्ये प्रथमतोवगतं भवेद्वाचकवर्गस्य।

सुरसरस्वतीविलासदने भगवतो भवस्य तपोभूमौ पुण्यप्रकर्षोदयादवधारितप्रभुत्वतुच्छतया नानाप्रान्तागत भूपत्युपभूपतिप्रभृतिगृहीतशरणे परमानन्दारण्ये मुक्तिक्षेत्रे श्रीकाशीक्षेत्रे परमगुरूणां सर्वतन्त्रस्वतन्त्राणामपि व्याकरणप्रधानानां स्वर्वासिपूज्यपाद श्री १०८ शिवकुमारशास्त्रि, श्री १०८ दामोदरशास्त्रि, श्री १०८ गङ्गाधरशास्त्रि, श्री १०८ रामकृष्ण (तात्या) शास्त्रि, श्री १०८ श्रीमनीषानन्दसरस्वतीप्रभृतीनां पाणिनिपतञ्जलिप्रतिमानामेकः, अपरश्च सर्वतन्त्रस्वतन्त्राणामपि न्यायशास्त्रप्रधानानां गौतमकणादविभवानां स्वर्वासि पूज्यपाद श्री १०८ कैलासचन्द्रशिरोमणि श्री १०८ सीतारामशास्त्रि, श्री १०८ राखालदासन्यायरत्नप्रभृतीनामासीत् समाजः।

तत्र स्वर्वासिपूज्यपादानां श्री १०८ लक्ष्मणशास्त्रिणां सर्वतन्त्रस्वतन्त्राणामपि न्यायवेदान्तप्रधानानां द्वितीयसमाजान्तेवासिसमूहे वेदितव्यः समावेशः। न्यायगुरवश्च शिरोमणिमहाशयाः।

पाण्डित्यपरिपाकदशायां श्री १०८ शास्त्रिपादानां सर्वदर्शनाध्यापकानामद्वैतवेदान्तित्वेन प्रतरप्रसिद्धौ सतां प्रभूतानां हेतूनांमध्यादेतेऽवगता अस्माभिः। १ परिपक्वकषायाणां शास्त्रिपादानां सहजं वैराग्यम्। २ वृत्तिस्वातन्त्र्यम्। ३ सर्वतन्त्रस्वतन्त्राणामपि प्रसिद्धानामद्वैतवेदान्त्यद्वितीयत्वेन श्री १०८ सुब्रह्मण्यशास्त्रिणां वेदान्तगुरूणां धर्मपितॄणां तनयनिर्विशेषा कृपादृष्टि। ४ तत्तद्वेदान्ततत्वानां युक्तायुक्तत्वयोरधिगमाय तत्र प्रभवद्भिर्वेदान्तमूर्त्तिभिः काशीस्थकैवल्यधामाधिपतिभिः श्री १०८ कृष्णानन्दसरस्वतीपादैस्सहैतद्विषये समये समये विहितयोरूहापोहयोश्च परिणामः। ५ कलिकातानगरे राजकीयसंस्कृतमहाविद्यालये अध्यापकपदे नियुक्तिः। ६ इह देशे समयापेक्षितोऽद्यापि वर्तते तर्कशास्त्रप्रचारः। अपेक्षितश्चेहास्ति वेदान्तशास्त्रस्य प्रभूततरोविस्तरः। स च शक्योविधातुं भवादृशेन नैयायिकेनैव वेदान्तिना इति वङ्गीयपण्डितमतल्लिकानां प्रार्थना च।

श्री शास्त्रिपादसमकालीनानां स. त. स्वतन्त्राणां केषाञ्चित् काशीस्थानां देवभूमिगतानां वर्त्तमानानां च विदुषां नामानि निर्दिश्यन्ते येन महानुभावानां तेषां सुहृत्संपत्तिरधिगता भवेत्सहृदयानाम्। स. त. स्व. म. म. श्री १०८ नित्यानन्दपर्वतीयाः। स. त. स्व म. म. श्री १०८ श्रीमदम्बादत्तशास्त्रिणः। स. त. स्व.म म. श्री१०८ जयदेवमिश्राः। स.त. स्व. श्री १०८ अच्युतानंद पण्डिता। स.त स्व म म. श्री१०८ वामाचरणभट्टाचार्या.। अन्येचैवंजातीयाः समासत प्रभूताः पूज्यपादसमविभूतयः स्वर्गीयाविद्वांसः। शास्त्रिपादवियोगाग्निदग्धहृदयाः शारदाविधानानयसहमतसम्राजः सम्बन्धोऽधर्मसमर्थस्थानीय इति प्रत्यर्पित महामहोपाध्यायास्पदाः स. त. स्व. म. म श्री १०८ पञ्चाननतर्करत्नाः। पूज्यपादाः सर्वशास्त्राध्यापकाः श्री १०८ काशीनाथपाण्डेयाः। स. त. स्व म. म तर्कभूषण श्री १०८ प्रमथनाथभट्टाचार्याः। राजकीयमहाविद्यालयप्रथमाध्यापकाः स. त. स्व. श्री १०८ रामभवनोपाध्यायाः। अविदित वादमयाः श्री १०८ पद्मनाभशास्त्रिणः। स. त. स्व. श्लाघ्याध्ययनकर्माणि श्री १०८ दामोदरलालगोस्वामिनः। शताधिकाचार्यविद्वद्वर्यं समर्च्यमानचरणकमलौ स. त स्वतन्त्रौ श्री १०८ हरिनारायणशर्मत्रिपाठि श्री १०८ रामयशश्शर्माणौ। वादवागीशौ श्री १०८ श्री शंकर श्री १०८ हाराणचन्द्रभट्टाचार्यौ। पण्डितप्रकाण्डप्रशंसितपाण्डित्याः स. त. स्व. श्री १०८ बालकृष्णमिश्राः। स्वामिश्रीमनीषानन्दसरस्वतीमनीषावताराः कान्यकुब्जकुलकमलदिवाकराः गुरुवर्याः श्री १०८ देवीप्रसादपाण्डेयाः। अन्ये चैवंविधाः सन्ति शतशो-जीवन्तो विद्वांसः।

इह शास्त्रिपादकृपापात्राणामध्यापक मतल्लिकानां श्री गणपतिशास्त्रिमुकाटे श्री समापतिशर्म म. म. सीतारामशास्त्रिशेंडेप्रभृतीनां काशीस्थानां निर्देश्यान्यपि नामानि विस्तरभयादुपेक्ष्यन्ते। ज्ञातव्या चावश्यं श्री शास्त्रिपादधर्मसहायानां पण्डितराज श्री १०८ राजेश्वरशास्त्रि श्री १०८ देवनायकाचार्यादीनां शक्तिरपि न संस्तूयते तत एव। शास्त्रिपादात्मज श्री राजेश्वरशास्त्रिशक्तिस्तु लोकोत्तरत्वादपि वर्णनपर्यनावतार्यते श्री हर्षे जगद्धार्थे वा यथाखण्डनशक्तिरासीन्न तादृशी समर्थनशक्तिः। वाचस्पतिमिश्रे तु यादृशी समर्थनशक्तिरासीन्न तथा खण्डनशक्तिः। इह तु पण्डितराजे द्विविधापिदृश्यतेशक्तिः। श्री देवनायकाचार्यस्तु देवनायकाचार्यस्यापरोऽवतार एवेति तद्वर्णनं तन्मात्रसाध्यम्।

भारतनगरतगरीप्रधानायां कलिकातायां न्यायशास्त्रं यथासमयं प्रसीदति। प्रसरति च वेदान्तशास्त्रप्रचारः। अपेक्षितश्चेह न दृश्यते शब्दशास्त्रप्रचारोपायः। काणादं पाणिनीयं च सर्वशास्त्रोपकारकमिति विशुद्धो विदुषां निश्चयः। विना चेह पाणिनीयव्याकरणप्रचारमपूर्णमिहत्यं पाण्डित्यम्। इति सुचिरं ध्यात्वा प्रतिष्ठापिता तत्र शास्त्रिपादैरेका परममहती पाठशाला याचेदानीं शिवकुमारभवननाम्ना प्रसिध्यति शतानि च यत्रान्तेवासिनः। अयं प्रथमः शास्त्रिपादानां कीर्तिस्तम्भः।

नैयायिकसमूहान्यतमेनापि पूज्यपादेन द्रविडेन पाठशालानामधेयं शास्त्रसंबन्धि साक्षात्परंपरया वा विधेय मिति मन्यमानेन सत्स्वपि प्रभूतेषु वैयाकरणेषु सर्वतोभावेन महतां सुगृहीतनाम्नां श्री १०८ शिवकुमारमिश्राणां गौडानां सत्प्राधान्यमङ्गीकुर्वाणेन पाठशालानाम्नि नान्यनामनिर्देशस्समुचितोऽदृश्यत। अहो शास्त्रिपादानां गुणैकपक्षपातिता

समर्थ्ये माध्यस्थ्यम्। एतादृशानेव महापुरुषानुद्दिश्य स्मृतम्। इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।

श्रीमातरं तीर्थयात्राप्रवृत्तामनुचरन्तः श्री रामेश्वरस्थानाद्‌द्वारावतीं पुरीं प्रतिगच्छन्त इह (मोहमय्याम्) आयाताः। आयाता मे दर्शनपथं प्रथमम् मुनिश्री मोहनलालजी जैन संस्कृतपाठशालायां धारपुरेकर महोदयगृहे गृहीतवसतयः श्रीशास्त्रिपादाः। द्वारावतीं प्रस्थितैर्भवद्भिःस्थितंमध्ये गुर्जराभिजनं राजनगरं (अमदावादं) द्रष्टव्यं स्थातव्यं च तत्र यथावकाशं सुप्रसिद्धाध्ययनकर्मणां रायपुरपाठशालाध्यापकानां श्रीप्रसिद्धनारायणशर्मणांप्रबन्धेन निर्धारिते क्वापि धवले निकेतने। द्वारावतीं च गत्वा श्री देवीदासानां श्री ठाकरसीतनय श्री माधवजी तनयानां हवामहेलपाठशालायाअध्यापकयोः श्री लक्ष्मीराम श्री लालजी-शास्त्रिणोः प्रबन्धेन तस्यैव महतो विद्यालयस्यैकदेशे। इति मम प्रार्थनां समर्थ्य गता अमदावादं श्रीमत उपेक्षितपितृपितामहाद्याचरितोचिताचारविचारस्य श्रीयुत सर गिरिजाप्रसादस्यपितु रादर्शाचारस्य वैरोनेटादिराजपदवीसत्कृतस्य समृद्धतमस्य श्री चिनुभाई महोदयस्य श्रद्धया अदृष्टश्रुत पाण्डित्यप्रकर्षावलोकन समेधमानया प्रेम्णा च श्री प्रसिद्धनारायणपण्डितस्य परिगृहीतादराशास्त्रिपादास्तत्र कानिचि द्दिनानि स्थित्वा द्वारावतीं गता विदितव्यवहाराभ्यां श्रीलक्ष्मीराम श्रीलालजी पण्डिताभ्यां महता सद्भावेन सत्कृता विहिततीर्थकर्त्तव्याः काशीं प्रतिनिवृत्ता यात्रासुखवर्णनगर्भेण पत्रेणानुगृहीतवन्तो मामिति-इतिवृत्तं मम प्रथम परिचयस्य।

तदानीं च मोहमयींगतेनापि भवता न किमप्युपकृतं भक्तानां मोहमयीवास्तव्याना मितिपुनरपि तत्र गन्तव्यमिति श्रीमद्भगवत्प्रेरणया पुण्यपत्तनगमनमुद्दिश्य समं स त. स्व. म. म. श्री १०८ प्रमथनाथतर्कभूषणैरिहायाताः श्रीशास्त्रिपादाः शकटादुत्तीर्णा एव वैद्यवरश्रीमद्‌ण्णाशास्त्रिमठे स्व. श्रीप्रणवशंकर द्विवेदादिसंगृहीतसमाजेन स्वागतादिना साधु सत्कृताः श्री धर्मसीभवानजी श्रेष्ठीप्रबन्धेन श्री कानबाईनिर्मित श्री मुरलीधर मन्दिरनिकटवर्त्तिवाटिकायां प्रशस्तायां दिनान्यष्टावतिष्ठन्।

भाग्यादिहायाताभ्यां पूज्यपादाभ्यां भवद्भ्यां वचनामृतप्रसादेनानुग्राह्या वयं धराका इति मोहमयीमान्यतामंगलविद्यालयमहाविद्यालयाध्यापकानां सुपरिष्कृतचेतसां संस्कृतविदुषां श्रद्दधानानां सद्‌गृहस्थानां प्रार्थनया पण्डितमतल्लिकानां शास्त्रिपाद, तर्कभूषण, म. म. श्रीसतीशचन्द्रविद्यासागराणां श्रीशारदापीठाधीश्वर श्री १०८ राजराजेश्वर स्वामिपादानां सभापतित्वे विश्वविदितगायनाचार्य स्व श्रीविष्णुदिगम्बर गीतमङ्गलगीतं तार्किकसम्मत आरम्भवादो युक्तिप्रमाणसिद्ध उत साङ्ख्यादिसम्मत. परिणामवादस्तथाविध उताहो अद्वैतवेदान्तादृतो विवर्त्तवादस्तथाभूत, इति विषयमुद्दिश्य दिवसत्रयं तादृशं व्याख्यानमभवद्यस्य च प्रशंसा पत्रे पत्रे वीथिकायां वीथिकायां क्रियमाणा आलोक्यत। तदवधिनाधिगततादृशपाण्डित्याया यथाधिकारावगत व्याख्यानतत्त्वपरितृप्ताया मोहमयी-जनताया यत्र तत्रेतिशब्दोऽप्यश्रूयत। अहो अधुनापिसन्तीहभारतवर्षे एतादृशाः शास्त्रिणः। धन्यः स देशो यत्रेदृशानां वर्तते निवास। धन्यतमास्ते सज्जना यैर्विधीयतेतादृशाना मादरः। सत्येयं जनश्रुतिः, रत्नगर्भा वसुंधरा। काश्यां कलिकातायां मद्रासादौ च विद्यन्ते

विद्वांसः। मोहमयी-कृतेऽतः परं किं स्याल्लज्जास्पदं यत्रार्यशास्त्राणामेव वर्धते दारिद्र्यम्। इह तु व्याख्यातारो उत्पत्तिपञ्चविज्ञानेन न निन्दितं यत्र च राजदण्डभयं नास्ति तस्य वस्तुन उपयोगे प्रतिबन्धो नास्ति।

श्री शास्त्रिपादानां सौजन्ये वैदुष्ये च विश्वस्ताः समवेता आस्तिकाः सविनयं पर्यपृच्छन् भगवन्निदानीं कलिमललिप्तनयनो मानववृन्दो न पश्यति शास्त्रचक्षुषा हितमात्मनः। स्वल्पलाभसंभावनया प्रतारितो निक्षिपति जीवनं महत्यां पापगर्त्तायाम्। देशान्तरायातविधर्मिधराधिपतिधियं प्रमाणयन् परित्यजति स्वधर्मकर्मादिकर्त्तव्यकलापम्। किमस्ति कोऽपि अस्यानर्थस्य शमनोपायः? (१)

यवनराज्यकाले स्वार्थान्धीभूततया विस्मृतमानवविधेयानां यवनानां नानाजातीयच्छलबलादिप्रयोगतो यवनभावापन्नानां भारतीयानां सन्ततयः, यवनसंस्कृतिमेवात्म संस्कृतिं जल्पन्ते। भारतसंभवान्नजलादिनापरिपुष्टा भारतमेव विदेशं मन्यन्ते। यस्य तद्गुणकर्मादीनां च साक्षात्कारो न साक्षान्न वा पितृपितामहादि परंपरया कृतस्तमेव देशं स्वजन्मस्थानमिव पश्यन्ति। अरसाध्येन भारतीयजनतानुबन्धिना धूम्र शकटादिगतपुरीष सदनमार्जन सूचिकर्मादिना योगक्षेमयोः प्रभवन्तोऽपि निजपूर्वजसंस्कृतितिरस्कारैः सह कदाचिदापतिते कलहप्रसङ्गे भारतीयानेव धिक्कुर्वन्ति स्वोपजीव्यान्। ईदृशेन चैतासां व्यवहारेण दूरतरमपसर्पति भारतभाग्यम्। किं कोऽप्यस्त्युपायो येन कल्याणी मतिरुत्पद्येत भारतीययवनानाम्? (२)

को धर्मोऽस्ति वर्णधर्मइव विवेकप्रधानः। का च संस्कृतिरस्ति भारतीयसंस्कृतिरिव दरिद्राणामपि दाम्पत्यसुखसमर्पिका। कुत्रचद्देशे भारतइवसमेधते स्त्रीणां वयसा समं गृहाधिकारः। क्व च समाजे दृश्यते भारतीयानामिव धनिनां निर्धनानां वा संयुक्तकुटुम्बसुखम्। कस्यां च सभ्यतायां निरीक्ष्यते भारतइव स्वल्पा संख्या चोर जारचपलंपटानामपि प्रभृतीनाम्। इत्यादि किमपि भारतविधानं दिव्यमवहितेनचेतसा न विचारयन्ति भारतीयसंस्कृतितो दूरमपसर्पन्तस्तरुणाः भारतीयाः। किमस्ति कोऽप्युपायो येनैतेषां स्यान्नास्तिक्यात्पश्चात्तापः? (३)

मेकालेकल्पितमद्यपानत उन्मत्ता एते तरुणा इत्यपि नानुतर्कयन्ति यथायवन भावग्रहकाले, अश्वखुरलोहबन्धादिविविधाधमकर्मणोदरदरीं तर्पयन्तो दृश्यमानाः सुखाशयापरिवर्त्तितनिजजातयइमे भारतीययवना अपि-इत्यमन्यन्त यवनविभूतीनां समुत्कर्षं पश्यन्तः। विभूतिस्वामित्वावाप्तिर्यवन भावग्रहाधीनैव। विना यवनाचारविचारस्वीकारं भारतीयानां चिरादाहृतातो दरिद्रातो मुक्तिर्दुर्लभैव। वराकाणां हतभाग्यानां भारतीयानामस्माकं समूहे वर्त्तते स्वातन्त्र्यविरोधको वर्णविवेकः। दुरपनेयश्चास्तेऽत्र पेयापेय खाद्याखाद्यपरिणेयापरिणेयादिविधेयाविधेयानामपि दिग्दर्शको राजानुशासनसम्मितो रुचिनिरपेक्षो विपक्षो धियो धीरतायाश्चाश्रव्यस्स्वप्नेऽपि श्रुतिस्मृतिरथः। ये च परिहृताचारविचाराः केचन यवनभावापन्ना भारतीयास्ते उन्नतिपथमारोहन्ते। निजाचारविचाराग्रहग्रहिलात्वातिमहती भारतजनता दारिद्र्यसदने निषीदन्ती सहते दुरपनेयां दुर्गतिम्-इति। तथेदानीं वयमपि. दर्शमानइतेनजनानां सौदामिनीसंनिभं विधिनिषेध-

દુષ્ટ કલિનો હું વધ કરીશ. કૃષ્ણભક્ત રાજાના રાજ્યમાં કોઈની દુર્દશા નહિ થવી જોઈએ. નિરપરાધી પ્રાણીઓને જે કોઈ દુ:ખ આપે છે તેને રાજા તરફથી ભય રહે છે. સ્વધર્મ પ્રમાણે ચાલનારનું પાલન કરવું અને આપત્તિકાળ વિના સ્વધર્મનો ત્યાગ કરનારાને શિક્ષા કરી સુધારવા એ રાજાનો પરમ ધર્મ છે. રાજા ધર્મને પૂછે છે કે તમને દુ:ખ દેનારનું નામ કહો. તમારા દેખનાર હું તેને સજા કરીશ. ધર્મ, પોતાના મુખથી નામ નહિ દેતા લોકમા મનાતા જુદા જુદા સુખ દુ:ખના કારણો જણાવે છે.

**લોકમાં મનાતાં સુખદુ:ખનાં કારણ**

ધર્મ કહે છે કે દુ:ખી પ્રાણીઓને અભયદાન આપવુ એ તમો પાંડુવંશજોને યોગ્ય છે, કારણ કે પાંડવોના ગુણોથી પ્રસન્ન થઈને ભગવાન કૃષ્ણે, દૂત, સારથીપણુ વગેરે તેમના કાર્ય કર્યા હતા. પુરુષોમા શ્રેષ્ઠ હે પરીક્ષિત રાજા! જુદા જુદા વાક્યભેદથી અમારી બુદ્ધિ મોહિત થવાથી પ્રાણીઓને કોનાથી દુ:ખ થાય છે તેને અમે જાણતા નથી. કેટલાક વિકલ્પવાદી કહે છે કે આત્મા, આત્માને દુ:ખ આપે છે. બીજા જ્યોતિષીઓ ગ્રહદેવોને સુખદુ:ખનુ કારણ માને છે, કર્મવાદીઓ, કર્મને સુખદુ:ખનુ કારણ માને છે. કેટલાક નાસ્તિકો, સ્વભાવને સુખદુ:ખનુ કારણ માને છે. હે રાજર્ષિ! કોઈ ઈશ્વરવાદીઓનો એવો મત છે કે મન તથા ઇન્દ્રિયોથી અગોચર ઈશ્વરથી સુખદુ:ખ થાય છે. આ બધા કારણો પરથી આપની વિવેકબુદ્ધિવડે અમારા દુ:ખનુ કારણ જાણી લો

**રાજાનું વિવેચન**

એ પ્રમાણે જ્યારે ધર્મે કહ્યુ ત્યારે સમ્રાટ પરીક્ષિત રાજાએ એકાગ્ર મનથી વિચારીને ધર્મના દુ:ખનુ કારણ જાણી લીધુ અને વિવેકપૂર્વક ધર્મને કહ્યુ કે હે ધર્મજ્ઞ! તમે ધર્મની વાત કરો છો તેથી બળદના રૂપે તમે સાક્ષાત્ ધર્મની મૂર્તિ છો. અધર્મ કરનારને જે નરકાદિ સ્થાન મળે છે તે સ્થાન અધર્મની સૂચના કરનારને પણ મળે છે. આવો ધર્મશાસ્ત્રનો નિર્ણય હોવાથી તમે દુ:ખ દેનારને જાણો છો છતા તેનુ નામ આપતા નથી. અથવા ઈશ્વરની માયાની ગતિ, ભૂત પ્રાણીઓના મન વાણીને ખરેખર અગોચર છે એ નિશ્ચય છે સત્ય, તપ, દયા ને શૌચ એ ચાર તમારા ધર્મના પગ કહેલા છે તેમાથી અધર્મના ત્રણ અંશ-ગર્વ, આસક્તિ અને મદવડે તમારા ત્રણ પગ તપ, શૌચ ને દયા ભાગી ગયા છે હે ધર્મ! તમારો એક પગ 'સત્ય' રહ્યો છે તેને પણ અસત્યાદિ અધર્મથી વૃદ્ધિ પામેલો કલિ, કાપી નાખવની ઇચ્છા કરીને જગતમા અધર્મનુ સામ્રાજ્ય સ્થાપવા માગે છે વળી આ પૃથ્વી જે અસુરોના ભારથી પીડાતી હતી તેને ભગવાને અવતાર લઈને ભારમુક્ત કરી હતી તથા ને ઉપર પોતાના સુંદર ચરણો મૂકીને તેનુ મંગળ કર્યું હતું જે ભગવાને પૃથ્વીનું મંગળ કર્યું હતું તેમણે હમણા તેનો ત્યાગ કર્યો છે તેથી, "રાજાનો વેશ ધારણ કરનારા, ગોબ્રાહ્મણના ઘાતક, શૂદ્ર, યવન કે મ્લેચ્છ રાજાઓ મને ભોગવશે એમ ધારીને, તે ગાય ની અભાગણીની પેઠે આંખમા આંસુ લાવીને રુદન કરે છે.

**કલિને મારવાની તૈયારી**

ધર્મના અને પૃથ્વીના દુ:ખનુ કારણ મહારથી પરીક્ષિત રાજાએ જાણી લઈને તેમને આશ્વાસન આપ્યુ. અધર્મમૂર્તિ કલિને મારવા માટે રાજાએ તીક્ષ્ણ ખડ્ગ ઉપાડયુ. તે વખતે ભયથી વિહ્વળ બનેલા કલિએ જાણ્યુ કે રાજા મને મારવાની તૈયારી કરે છે જેથી કલિ રાજાનો વેશ ફેંકી દઈને રાજાના પગમાં માથુ નમાવીને તેને પગે પડયો તેને પગે પડેલો જોઈને શરણાગતના રક્ષક યશસ્વી પરીક્ષિત રાજાએ કલિને માર્યો નહિ. રાજાએ કલિને કહ્યુ કે તુ હાથ જોડી મસ્તક નમાવીને મારે શરણે આવ્યો માટે તને મારીશ તો નહિ, પણ તારે મારા ધર્મરાજ્યમા કોઈ ઠેકાણે રહેવુ નહિ. કારણ કે તું અધર્મબંધુ-પાપમૂર્તિ છે. હે અધર્મબંધુ કલિ! તું રાજાના કે બીજાના દેહમા પેસે કે તારી પાછળ તારો પરિવાર-લોભ, અસત્ય, ચોરી, દુર્જનતા, ધર્મભ્રષ્ટતા, દરિદ્રતા, કપટ, કલહ, દંભ, વગેરે આસુરી રાક્ષસી

મોહિની માયાનો પ્રવેશ થઈ ચૂકયો સમજવો. તું જગતને ધર્મથી ભ્રષ્ટ કરનાર છું. માટે ધર્મના તથા સત્યના નિવાસભૂત બ્રહ્માવર્ત દેશમાં, જ્યાં યજ્ઞના વિસ્તારને જાણવાવાળા વિદ્વાનો યજ્ઞવડે યજ્ઞેશ્વર ભગવાનનું યજન કરે છે ત્યાં તારે રહેવું નહિ. યજ્ઞેશ્વર અંતર્યામી ભગવાન્, યજ્ઞથી પ્રસન્ન થઇને યજમાનના સર્વ મનોરથ પૂર્ણ કરે છે.

**કલિની રહેવાનાં સ્થાન માટે યાચના**

કલિ કહે છે કે હે પૃથ્વીપતિ સાર્વભૌમ ચક્રવર્તી રાજા ! તમારી આજ્ઞાથી હું જ્યાં જ્યાં રહીશ ત્યાં ત્યાં સર્વત્ર હું આપને યમરાજની પેઠે હાથમાં દંડ ઊગામીને ઊભેલા જોઇશ. કારણ આપ સાર્વભૌમ ચક્રવર્તી રાજા છો. સર્વ દેશોમાં આપની આણ વરતે છે. માટે મને રહેવાનાં સ્થાન આપો કે, જ્યાં હું આપની આજ્ઞા પાળીને નિશ્ચલ મનથી રહી શકું. આપ મને મારા રહેવાના સ્થાનમાં કેદ કરશો એટલે હું કેદી બનીને પડ્યો રહીશ. આપનું ધારેલુ કાર્ય પાર પડશે, મને કમને મારે પાપનો ધંધો બંધ કરવો પડશે. હું કલિયુગનો રાજા છું જેથી સર્વથા આપ મારો નાશ નહિ કરી શકો. આપના જેવા ભગવદ્ભક્ત રાજાના રાજ્યમાં તો મારે કેદી થયા વિના છૂટકો નથી-પણ મારા પાપના ધંધાને ઉત્તેજન આપવાવાળા આસુરી રાક્ષસી મોહિની પ્રકૃતિવાળા રાજાઓના હાથમાં પૃથ્વી આવશે અને તમારા જેવાનું સાર્વભૌમ ચક્રવર્તીપદ તૂટી પડશે એટલે તેઓ મને કેદખાનામાંથી છોડવશે અને અમને બધાને નિરાંત વળશે અને ત્યારે અમે અમારો ધંધો પાછો ચાલુ કરીશું.

**શાસ્ત્રાનુસાર શિક્ષા પામેલાના હાથમાં રાજ્યસત્તા**

હવે કથાના રહસ્ય અને સમસ્યાના સ્પષ્ટીકરણ ઉપર આવિયે. પરીક્ષિત રાજાને વિદ્વાન બ્રાહ્મણો દ્વારા શાસ્ત્રનું શિક્ષણ મળ્યું હતું. એ રાજા ધર્મપરાયણ અને ભગવદ્ભક્ત હતો. રાજગાદીએ આવ્યા પછી શાસ્ત્રાનુસાર રાજ્ય ચલાવતો હતો. તપસ્વી ને વિદ્વાન બ્રાહ્મણોમાં તેને શ્રદ્ધા અને પૂજ્યબુદ્ધિ હતી. રાજ્યના ગુંચવણભરેલા પ્રશ્નોમાં રાજ્યનીતિજ્ઞ વિદ્વાનોની તે સલાહ લેતો હતો. પોતે ધર્મપંથે ચાલતો હતો, અને પ્રજાને તે પ્રમાણે ચલાવતો હતો; કારણ, રાજા ધર્માત્મા હોય તોજ પ્રજા ધર્માત્મા બને છે, અને રાજા પાપી હોય તો પ્રજા પાપી બને છે. પ્રજાની દરેક પ્રકારની ઉન્નતિનો આધાર રાજા છે. માટે રાજાએ પ્રથમ ધર્મપરાયણ બનવું જોઇયે. રાજાએ નિત્ય નિરંતર પ્રજાના હિતનો વિચાર કરવો જોઇયે. જેના હાથમાં રાજ્યસત્તા રહે તે સારી શિક્ષા પામેલો હોવો જોઇયે અને તેણે સત્તાનો ઉપયોગ પ્રજાના હિત માટે કરવો જોઇયે. આ વાત રાજા પ્રજા બંનેને બરાબર સમજવાની જરૂર છે. પ્રજાને લઇને રાજ્ય છે. રાજ્યને લઇને પ્રજા નથી. રાજા પ્રજાનું એક અંગ છે. તે જો બગડે તો પ્રજાની બહુ દુર્દશા થાય.

**અશ્વમેધયજ્ઞ અને સાર્વભૌમ ચક્રવર્તી પદ**

અશ્વમેધયજ્ઞ, રાજસૂયયજ્ઞ અને સાર્વભૌમ ચક્રવર્તીપદની ભાવનાને આર્યસંસ્કૃતિનો ટેકો છે. આર્યસંસ્કૃતિનો તે એક આવશ્યક આદર્શ છે. શાસ્ત્રાનુસાર અખિલભૂમંડળનુ પાલન કરવાને તે સમર્થ છે કે નહિ તેની તે કસોટી છે. ભૂમંડળ માંહેની અન્ય શાસન શક્તિઓને અંકુશમાં રાખવાને તે શક્તિમાન છે અને દેશમાં સર્વત્ર સુલેહ સંપ ને શાંતિ જાળવી રાખવાને તે સમર્થ છે તેનું પ્રજાને તેમાં ભાન થાય છે. અશ્વમેધના અશ્વને પૃથ્વીમાં ચોમેર છુટો મુકી દેવામાં આવે છે. જો કોઈ તેને અટકાવે નહિ, અને કદાપિ અટકાવે તો સાર્વભૌમ ચક્રવર્તીપદ ધારણ કરવાની ઇચ્છાવાળા રાજાએ તેની સાથે યુદ્ધ કરીને અશ્વને છોડાવવો જોઇયે. રાજા અશ્વને યુદ્ધ કરીને છોડાવે એટલે સામો યુદ્ધ કરનાર રાજા, સાર્વભૌમ રાજાનો આજ્ઞાંકિત માંડલિક રાજા થઈ ચૂકયો. આ પ્રમાણે પૃથ્વીના સર્વશાસકોને જે પોતાના માંડલિક રાજા બનાવી શકે તેજ સાર્વભૌમ ચક્રવર્તી પદવી ધારણ કરીને સર્વત્ર પોતાની સત્તા

સ્થાપે છે, આપસ આપસનાં યુદ્ધો બંધ પડે છે અને સર્વ દેશોમાં સુલેહ સંપ જળવાઈ રહે છે. યુદ્ધ બંધ થતાં યુદ્ધ નિમિત્તે થતી હજારો અને લાખો મનુષ્યોની હિંસા અટકે છે અને પ્રજાને માથે તે નિમિત્તનો ખર્ચનો બોજો ઘણો ઓછો થઈ જાય છે. સાર્વભૌમ ચક્રવર્તી રાજાના પ્રતાપથી પ્રજા ધર્મપરાયણ બને છે, ભૂલોકથી માંડીને બ્રહ્મલોક-નિર્વાણ મોક્ષપદ સુધી ઉન્નતિ સાધી શકે છે. પ્રજા, પૂર્ણ આયુ, બળ, શક્તિ, ઐશ્વર્ય અને સુલેહસંપનું સુખ ભોગવી શકે છે. આ પ્રમાણે સાર્વભૌમ ચક્રવર્તી રાજ્ય, પ્રજાની ઉન્નતિનું મ્હોટું સાધન બને છે. જેથી આર્યસંસ્કૃતિએ, અશ્વમેધની રાજસૂય યજ્ઞની અને સાર્વભૌમ ચક્રવર્તીની ભાવનાને માન્ય રાખી છે.

**બળદ અને ગાયને દુ:ખ દેનાર કલિ કોણ?**

ઋષિઓ સૂતપુરાણીને પ્રશ્ન કરે છે કે રાજાનું રૂપ ધારણ કરીને ગાય અને બળદને માર મારનાર કલિ કોણ? શા માટે પરીક્ષિત રાજાએ તેને કેદ કર્યો? નિર્દોષ ગાય અને બળદને કલિ માર મારીને દુ:ખ દેતો હતો અને તેમની દુર્દશા કરતો હતો જેથી રાજાએ તેને કેદ કરીને ગાય અને બળદનું દુ:ખ મટાડયું હતું. જો રાજા, કલિને કેદ ન કરે તો ઋષિઓનાં, ચાતુર્વર્ણ્ય પ્રજાનાં, યજ્ઞાદિ ધર્મ કર્મ થઈ શકે નહિ. પ્રજા ભગવાનથી વિમુખ બનીને ધર્મ કર્મથી ભ્રષ્ટ થઈ જાય અને પ્રજાનો નાશ થાય. પ્રજાનો નાશ ન થાય માટે રાજાએ ધર્મકર્મના ઘાતક કલિને કેદ કર્યો અને ઋષિઓના યજ્ઞની રક્ષા કરીને પ્રજાને ધર્મપરાયણ બનાવી હતી. રાજાએ સ્વય ધર્મમાં વર્તીને પ્રજાને પોતપોતાના વર્ણાશ્રમ ધર્મમાં ચલાવીને પ્રજાની દરેક પ્રકારે ઉન્નતિ કરવી એ રાજાનો પરમ ધર્મ છે. પ્રજાપાલનના પરમ ધર્મથી રાજા ભ્રષ્ટ થાય તો પ્રજા પણ ધર્મભ્રષ્ટ થાય ને પૃથ્વીને ભારરૂપ બને. ધર્મપરાયણ રાજા પૃથ્વીનો ભાર ઉતારીને માનવજાતિની સંસ્કૃતિની અને પ્રજાની રક્ષા કરી શકે છે. સાર્વભૌમ ચક્રવર્તી પદ, મ્હોટા પ્રતાપી રાજાનું વંશપરંપરાનું હોય છે. આર્યસસ્કૃતિની રક્ષા કે માનવજાતિની સંસ્કૃતિની રક્ષા કરવી એ સાર્વભૌમ ચક્રવર્તી રાજાની મ્હોટી જવાબદારી હોય છે. જ્યારથી દુનિયામાં સાર્વભૌમ ચક્રવર્તીપદ તૂટયું ત્યારથી સંસ્કૃતિના વિભાગ થવા માંડયા છે; અને ફરીને સાર્વભૌમ ચક્રવર્તીપદ ચાલુ નહિ થાય ત્યાંસુધી નવી નવી સંસ્કૃતિઓ ઉત્પન્ન થઈને નાશ પામશે. હિબ્રુ, ગ્રીક, રોમન, વગેરે સસ્કૃતિઓ ઉત્પન્ન થઈને નાશ પામી ગઈ છે. હાલ તેમનાં નામ માત્ર દુનિયામાં રહ્યાં છે. હાલની સર્વ સંસ્કૃતિઓનું મૂળ, આર્ય સંસ્કૃતિ છે. હાલની સર્વ સંસ્કૃતિઓમાં જે કોઈ ઉત્કૃષ્ટ આદર્શો છે તે બધા આર્ય સંસ્કૃતિમાં છે. એ બધા આદર્શો આર્ય સંસ્કૃતિમાંથી ઉતરી આવ્યા છે એ બીના જગપ્રસિદ્ધ વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે. જેથી આર્ય સસ્કૃતિને માનવજાતિની સંસ્કૃતિ કહિયે તો તે કાંઈ અતિશયોક્તિ નથી.

**ધર્મ અને પૃથ્વીના પ્રશ્નોત્તર**

દરેક સંસ્કૃતિમાં ઉપદેશને અંગે સમસ્યાપદ્ધતિ હોય છે. તે પદ્ધતિ આર્ય સસ્કૃતિમાં વિશેષ માલૂમ પડે છે. સ્થૂલ બુદ્ધિનાં મનુષ્યોને સમજાવવા માટે સમસ્યાપદ્ધતિ બહુ જ ઉપયોગી હોય છે. ગાય અને બળદ જેવાં નિર્દોષ પ્રાણીઓને કોઈ દુ:ખ દેતો હોય તો સ્થૂળ બુદ્ધિવાળો મનુષ્ય પણ ઝટ દઇને સમજી શકે છે કે તેવાં નિર્દોષ પ્રાણીઓને દુ:ખ દેવું એ પાપ છે અને દુ:ખ દેનાર ગમે તેવી વ્યક્તિ હોય તોપણ તેને પાપી ગણી કાઢે છે. પ્રસ્તુત કથામાં, ગાય, બળદ, કલિ, કલિને રહેવાનાં સ્થાન દ્યૂત, હિંસા, મદિરા, સ્ત્રી, સોનું, અને ઋષિઓના યજ્ઞમાં મૃત્યુને પશુબલિ કલ્પવો એ મુખ્ય સમસ્યા છે. નિર્દોષ ગાય અને બળદને પૃથ્વી ને ધર્મ અનુક્રમે કલ્પવાં યોગ્ય જ છે. પૃથ્વી એટલે તેની અધિષ્ઠાત્રી દેવતા અને તેમાં વસવાવાળી પ્રજા સમજવી. અને બળદ એટલે સત્યાદિ ધર્મ સમજવો. સત્ય, દયા, તપ અને શૌચ-એ તો ધર્મનાં ઉપલક્ષણ માત્ર છે.

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते । सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः । स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥
काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ —गीता

ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોનું ગુણાદિ બુદ્ધિથી સ્મરણ કરવાથી તેમાં પ્રીતિ થાય છે. પ્રીતિમાંથી ઇચ્છા, ઇચ્છામાંથી ક્રોધ, ક્રોધમાંથી મોહ, મોહમાંથી સ્મૃતિભ્રમ, સ્મૃતિભ્રમમાંથી બુદ્ધિનો નાશ અને બુદ્ધિના નાશથી મૃત્યુ થાય છે. રજોગુણમાંથી ઉત્પન્ન થનારા કામ ક્રોધરૂપી કલિને મોટો ખાઉધર, મહાપાપી ને મોટો શત્રુ જાણવો. કામક્રોધાદિ વિકારોના મૂર્તિમાન સ્વરૂપ ક્ષત્રહને કલિ જ સમજવો. તે નિર્દોષ પ્રાણીઓને દુઃખ દે છે અને જગતને પાપને પંથે ચઢાવીને જગતની પાયમાલી કરે છે. ધર્માત્મા રાજાના ભયથી તે ભય પામે છે અને અનર્થ કરતો અટકે છે.

ત્રણ પગે લંગડો ધર્મ, દુઃખી ને દુભાગી પૃથ્વીને પૂછે છે કે, હે ભદ્રે, તમે ક્ષેમકુશળ છો? તમે બહારથી રોગી જણાતાં નથી, તોપણ તમારી નિસ્તેજ કાન્તિ અને મુખ જરા કરમાઈ ગયેલું દેખાય છે, જેથી મને જણાય છે કે તમને અંતરની ભારે પીડા છે. અથવા તો હે મા! તમે કોઈ દૂરના ભાઈબંધુનો શોક કરો છો? અથવા મારા ચાર પગમાંથી ત્રણ ત્રણ પગ વિનાનો એક પગવાળો હું ધર્મ પાંગળો થઈ ગયો છું તેનો શોક કરો છો? અથવા તો વધી ગયેલા શૂદ્ર, યવન કે મ્લેચ્છ રાજાઓ તમને ભોગવે તેનો શોક કરો છો? અથવા યજ્ઞાદિ ધર્મકર્મ બંધ થવાથી દેવોને યજ્ઞભાગ મળતા નથી તેનો શોક કરો છો? અથવા વરસાદ ન વરસવાથી દુષ્કાળપીડિત ભૂખમરાથી પીડાતી પ્રજાનો શોક કરો છો? અથવા તો હે મા! પતિઓથી રક્ષણ વિનાની અબળાઓનો શોક કરો છો? અથવા માબાપોએ નિર્દય પિશાચની પેઠે દુઃખ પમાડેલાં બાળકોને શોક કરો છો? અથવા કુકર્મી બ્રાહ્મણ કુળમાં રહેલી વિદ્યા દેવીનો શોક કરો છો? અથવા ઉત્તમ કુલીન બ્રાહ્મણો, ગૌ બ્રાહ્મણનું રક્ષણ નહિ કરનારા અબ્રહ્મણ્ય શૂદ્ર મ્લેચ્છ કે યવન રાજાઓની સેવા કરે છે તેનો શોક કરો છો? અથવા પ્રજાની દુર્દશા કરવાવાળા રાજાઓનો શોક કરો છો? અથવા મરજી પ્રમાણે ગમે તેવું ખાવું પીવું, ગમે તેવાં વસ્ત્રો પહેરવાં, ગમે તેમ સ્નાન કરવું, ગમે તેમ અગમ્યાગમન, નિર્લજ્જ ચેષ્ટા વગેરે સ્વચ્છંદી વર્તન કરવાવાળી ઇશ્વરવિમુખ નાસ્તિક પ્રજાનો શોક કરો છો? અથવા હે મા! તમારો ભાર ઉતારવાને અવતરેલા ગુણના ભંડાર ભગવાન તમારો ત્યાગ કરીને સ્વધામમાં પધાર્યા તેમના દિવ્ય ચરિત્રો સંભારીને શું શોક કરો છો? હે મા! આ બધી તમારી અંતરપીડાનું કારણ મને કહો.

**કલિને રહેવાનાં સ્થાન**

કલિએ રહેવાના સ્થાનની માગણી કરી એટલે રાજાએ તેને રહેવાના સ્થાન માટે દ્યૂત (જુગાર), મદિરા, સ્ત્રી અને હિંસા એ ચાર સ્થાન આપ્યાં. જેમાં ચાર પ્રકારનો અધર્મ રહે છે. ધનમાં અસત્ય, મદિરામાં મદ, સ્ત્રીમાં વિષયલંપટતા અને હિંસામાં ક્રૂરતા રહેલી છે. વળી વધારેની પ્રાર્થના કરતાં રાજાએ તેને સોનું આપ્યું જેથી અસત્ય મદ, આસક્તિ હિંસા, અને પાંચમું વેર કલિને માગ્યા વિના જ મળી ચૂક્યાં સમજવાં. આ પાંચ કલિના સ્થાનમાં બધાં પાપો રહેલાં છે. કલિના સ્થાનની સમસ્યાનું રહસ્ય એ છે કે રાજાના દંડ વિના એ બધાં પાપો બંધ પડે નહિ. મનુષ્યને આ પાંચે કલહ ને પાપ કરાવે છે. ધનવાનને જ્યારે ધનમદાંધતા થાય છે ત્યારે તે પાપ કરવામાં પાછું જોતો નથી ને પૃથ્વીને ભારરૂપ થાય છે. દુનિયાની પાયમાલી કરનાર એ બધાં પાપો છે. ધર્માત્મા રાજાના ભય વિના તે પાપો બંધ થાય નહિ. કલિપ્રભાવવાળા રાજાઓ એ બધાં પાપોને કોઈ ને કોઈ પ્રકારે ઉત્તેજન આપીને પ્રજાની પાયમાલી કરે છે. સર્વ પ્રકારના પાપના ધંધા બંધ થાય અને પ્રજા ધર્મિષ્ઠ બનીને દરેક પ્રકારની ઉન્નતિ સાધી શકે એ હેતુ માટે રાજ્યને પ્રજાએ આપેલી મોટી શક્તિ દૈવી રાજાના હાથમાં હોવી જોઈએ.

**વિશેષ ચેતવણી**

વિશેષે કરીને ધાર્મિક જીવન ગાળીને પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છાવાળા પુરુષે, સર્વ પાપોના મૂળ મદ્યાદિ દોષોનો સર્વથા ત્યાગ કરવો ઉચિત છે. જેના હાથમાં રાજ્યસત્તા હોય તેવા અધિકારી રાજપુરુષોએ અને ગુરુજનોએ તેમને સેવવા ન જોઇએ. પ્રતિષ્ઠિત માણસો જે પ્રમાણે આચરણ કરે છે તે પ્રમાણે સર્વ સાધારણ જનો દોરાય છે. માટે લોકમાં મોટા મનાતા પુરુષોએ ખૂબ ધ્યાનમાં રાખવું જોઇએ કે તેમનાથી શાસ્ત્રવિરુદ્ધ આચરણ ન થાય. તેઓએ શ્રદ્ધા, ભક્તિ, સદ્વિચાર અને સદાચારવડે લોકોમાં આદર્શ બનવું જોઇએ. તેઓ સુધરે તો સર્વસાધારણ સુધરે છે, ને તેઓ બગડે તો સર્વસાધારણ બગડે છે.

**પરીક્ષિત રાજાએ ધર્મના ત્રણ પગ સાંધી આપ્યા**

રાજાએ ધર્મના નષ્ટ થયેલા ત્રણ પગ–તપ, દયા ને શૌચ સાંધી આપ્યા અર્થાત્ નાશ પામેલા ધર્મની ફરીને પ્રતિષ્ઠા કરી–ધર્મનું સામ્રાજ્ય સ્થાપ્યું. દૈવી માયાની પ્રવૃત્તિ ચાલુ કરી. ધર્મ અને પૃથ્વીને આશ્વાસન આપ્યું. પ્રજા ધર્મપરાયણ બનીને સ્વધર્મનિષ્ઠ બની. દેશના અંદરના અને બહારના શત્રુઓ ભય પામ્યા. દેવ, મનુષ્ય, ઋષિ અને પિતૃકર્મ ચાલુ થયાં અને ત્રિલોકના દેવતાઓને હવિષ્ય ભાગ મળવાથી તે તૃપ્ત થયા. સર્વત્ર સુખેહ સપ અને શાંતિ વ્યાપી ગઈ; કોઇને શોકનું કારણ રહ્યું નહિ.

**ધર્માત્મા રાજાના પ્રતાપ**

સૂતપુરાણી કહે છે કે રાજર્ષિ પરીક્ષિત રાજાના પ્રતાપથી કલિનો નિગ્રહ થયો. કલિનો પાપપ્રધાન ધંધો બંધ પડયો અને વર્ણાશ્રમ ધર્મની પ્રણાલિકા પુનઃચાલુ થઈ. પ્રજા સ્વધર્મનિષ્ઠ બની અને દેવતાઓને હવિષ્યના ભાગ મળવા લાગ્યા. તમે નૈમિષારણ્યમાં કથાયજ્ઞ–જેમાં મૃત્યુને બલિ કલ્પવામાં આવ્યો છે તે નિર્વિઘ્નપણે કરી રહ્યા છો તે બધો રાજર્ષિ પરીક્ષિતનો પ્રતાપ છે. સમજવાનું એ છે કે ધર્માત્મા ગોબ્રાહ્મણપ્રતિપાલ રાજાના ભયથી કલિને ત્રાસ થાય છે, અને ચાતુર્વર્ણ્ય પ્રજા સ્વધર્મનિષ્ઠ બનીને ભૂલોકથી માંડીને બ્રહ્મ–નિર્વાણ કે મોક્ષપદ સુધી ઉન્નતિ સાધી શકે છે. સ્વરાજ્ય કે રામરાજ્યનો એ બધો પ્રતાપ છે. જે પ્રજાનું ભાગ્ય ખુલવાનું હોય તેને જ આવું રામરાજ્ય મળે છે. એવા રામરાજ્ય વિના પ્રજાની ખરી ઉન્નતિ થઈ શક્તી નથી. માટે રામરાજ્યની પ્રાપ્તિ માટે પ્રજાએ નિત્ય પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ.

રાજા અથવા જેમના હાથમાં રાજસત્તા હોય તે સારૂં શિક્ષણ પામેલા હોવા જોઇએ. દેવ, ગુરૂ અને જ્ઞાની મહાત્માઓ પ્રત્યે પૂજ્યબુદ્ધિ ને ભક્તિભાવવાળા હોવા જોઇએ. પ્રજાના હિતની ધગશવાળા હોવા જોઇએ. પ્રજાના ગુણ દોષનો આધાર રાજાપર છે. "यथा राजा तथा प्रजा" "राजा कालस्य कारणम्" મારા નરસા યુગનું કારણ રાજા છે. રાજા ધર્માત્મા હોય તો પ્રજા ધર્મિષ્ઠ, અને રાજા અધર્મી હોય તો પ્રજા અધર્મી બને છે. બીજા સંપત્તિવાળા ધર્માચાર્યો, વિદ્વાનો, શ્રીમંત શેઠ શાહુકારો, દરિદ્રીજનો અને સર્વ સાધારણ જનસમાજપર પણ સારાનરસા રાજાની છાપ પડે છે.

બે પ્રકારના રાજા અને રાજપુરુષો હોય છે. ૧ દૈવી રાજા ને ૨ આસુરી રાજા. રામ, કૃષ્ણ, યુધિષ્ઠિર, પરીક્ષિત, હરિશ્ચંદ્ર, દિલીપ, રઘુ, જનક, ભગીરથ, અજાતશત્રુ, અંબરીષ, માંધાતા, પરદુઃખભંજન વિક્રમ, પ્રતાપરાણો, છત્રપતિ શિવાજી વગેરે દૈવી રાજાનાં ઉદાહરણ છે. રાવણ, વેન, કંસ, શિશુપાલ, જરાસંધ વગેરે આસુરી રાજાનાં ઉદાહરણ છે. વિવેકી રાજા, ધર્મમૂર્તિ ધર્માચાર્યો, વિરક્ત વિદ્વાનો ઉદાર ધનવાનો, અને તપસ્વી દરિદ્રીજનો દેવ જેવા બનીને પૃથ્વીનો ભાર ઉતારે છે; અને એથી ઉલટા આસુરી વા રાક્ષસી મોહિની પ્રકૃતિવાળા રાજાઓ, દંભી પાખંડી ધર્માચાર્યો, લોભી લાલચુ વિદ્વાનો, મદોન્મત્ત શેઠશાહુકારો અને દુષ્ટ દરિદ્રીજનો પૃથ્વીને ભારરૂપ થઇને કલિનાં મૂર્તિમાન સ્વરૂપ બને છે, પ્રજાની પાયમાલી કરે છે.

કદાચ ખંડપ્રલયનું પણ કારણ બને છે. કલિપ્રભાવવાળા મનુષ્યો ઈશ્વરથી વિમુખ બનીને નાસ્તિક બને છે, સદ્વિચાર અને સદાચારથી ભ્રષ્ટ થાય છે અને જગતના નાશનું કારણ બને છે.

રાજાઓ અને રાજસત્તાવાળાઓમાં કલિ પ્રવેશ કરે છે કે તુરત તેઓ મદોન્મત્ત બની જાય છે અને પ્રજાની સંપત્તિનું હરણ કરીને પોતાના ભોગવિલાસમાં તેનો ઉપયોગ કરે છે. પ્રજા ઉપર બળાત્કાર કરીને તેને માત્ર પોતાના મોજશોખનું સાધન સમજે છે. પ્રજાની રાજકીય, આર્થિક, સામાજિક કે ધાર્મિક ઉન્નતિ કરવાનું સમજતા નથી. અન્યાય, અનીતિ ને અધર્મને પોતાના સહકારી સમજે છે ને પોતે અધર્મી બનીને પ્રજાને અધર્મી બનાવે છે.

राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः। राजानमनुवर्तन्ते यथा राजा तथा प्रजाः॥

રાજા ધર્માત્મા હોય તો પ્રજા ધર્મિષ્ઠ થાય છે, રાજા પાપી હોય તો પ્રજા પાપી થાય છે અને રાજા મધ્યમ હોય તો પ્રજા મધ્યમ થાય છે. પ્રજા રાજાને પગલે ચાલે છે. જેવો રાજા તેવી પ્રજા થાય છે. ધનવાનો કે માલદારોમાં કલિ પ્રવેશ કરે છે કે તુરત તેઓ પણ અતિ નીચ ને સ્વાર્થી બને છે. ન્યાય, નીતિ કે ધર્મની તેઓ દરકાર રાખતા નથી. સંગ્રહ કરી રાખેલી ધન સંપત્તિ પોતાના ભોગવિલાસ માટે સમજે છે. ઉદારતા વાપરીને સાર્વજનિક લોકહિતનાં કાર્ય કરવાનું સ્વપ્નામાં પણ સમજતા નથી. આવા ધનવાનો પણ પૃથ્વીને ભારરૂપ છે. કેમકે સમાજને તેઓ બોજા સમાન નિવડે છે. દરિદ્રી નિર્ધન મનુષ્યમાં કલિ પ્રવેશ કરે છે કે તુરત તે દુષ્ટ બની જાય છે. ચોરી, છળકપટ અને લૂંટફાટના ધંધામાં જોડાઈ જાય છે અને પૃથ્વીને ભારરૂપ બને છે. ઉપર કહેલા સર્વેનું અધર્મપણું અટકાવવાનું સાધન માત્ર સાર્વભૌમ ચક્રવર્તી સ્વરાજ્ય કે રામરાજ્ય છે. સાર્વભૌમ ચક્રવર્તી રામરાજ્ય જેની અંદર અનેક માંડલિક ઉપરાજ્યો હોય છે અને જેના પ્રતાપથી સર્વ પ્રજા, પોતપોતાના વર્ણાશ્રમ ધર્મનું પાલન કરીને સર્વ પ્રકારે પોતાનું કલ્યાણ કરી શકે છે તેવા દૈવી સ્વારાજ્યથી અખિલ ભૂમંડળનું હિત થાય છે; કારણ પૃથ્વીથી સમુદ્રપર્યંત તે એકજ દૈવી સત્તાની આણ વરતાવીને સર્વ પ્રજાનું કલ્યાણ કરે છે. સર્વ પ્રજા, પૂરા આયુષ્યનું, સપૂત સંતતિનું, ધનધાન્ય, સગાસંબંધી અને યશપ્રતિષ્ઠાનું સુખ ભોગવે છે; અને પ્રજા, ધર્મિષ્ઠ બનવાથી ભૂલોકથી માંડીને બ્રહ્મલોક પર્યંત ઉન્નતિ કરી શકે છે. દૈવી સ્વારાજ્યના પ્રતાપથી દેશના ગાયો આદિ પશુઓનું અને મનુષ્યોનું અંદરના અને બહારના શત્રુઓના ભયથી રક્ષણ થાય છે. સર્વ મનુષ્યો તથા પશુઓ હૃષ્ટપુષ્ટ થાય છે. બ્રાહ્મણ બ્રહ્મતેજથી, ક્ષત્રિય રાજતેજથી, વૈશ્યો લક્ષ્મીતેજથી, અને શૂદ્રો સેવાતેજથી શોભાવાળા બને છે. સ્ત્રીઓ પતિવ્રતા અને વ્યવહારકુશળ બને છે અને દાનવીર, શૂરવીર તથા ભક્તવીર પુત્રોને જન્મ આપીને કુળનો તથા રાષ્ટ્રનો ઉદ્ધાર કરે છે. તેવા વીર પુરુષો, રાજસભાના, વિદ્વાનોની સભાના તથા સ્વર્ગની દેવસભાના પણ ભૂષણ બને છે, અને સ્વર્ગની દેવસૃષ્ટિ સાથે સંબંધ બાંધવાને શક્તિમાન બનીને દુનિયાને ધર્મના ચમત્કારો બતાવી શકે છે. માગ્યા વરસાદ વરસે છે અને ઔષધિઓ ખૂબ રસકસવાળી પાકે છે. પ્રજાને કોઈ પ્રકારનું દુઃખ રહેતું નથી. સુખશાન્તિની વૃષ્ટિથી સર્વને લીલાલહેર થઈ રહે છે. ટુંકામાં ધર્મરાજ્યના પ્રતાપથી પ્રજા, ભોગ અને મોક્ષનાં સર્વ સુખ ભોગવવાને ભાગ્યશાળી બને છે. પ્રજાનાં યોગક્ષેમ-ધનભંડાર ભરપૂર અને રક્ષિત રહે છે.

નાના પ્રકારની કામનાની સિદ્ધિ માટે શાસ્ત્રમાં નાના પ્રકારના યજ્ઞો કહેલા છે. પ્રજાની કામના માટે પુત્ર-કામેષ્ટિયજ્ઞ, પર્જન્ય માટે પર્જન્યેષ્ટિ, ને સાર્વભૌમ ચક્રવર્તી સામ્રાજ્ય માટે અશ્વમેધ અને રાજસૂય યજ્ઞનું વિધાન છે; તેમ મનુષ્ય લોકનું ઉત્કૃષ્ટ સુખ સ્વરાજ્યપ્રાપ્તિ માટે પ્રજાએ રાષ્ટ્રયજ્ઞ કરીને યજ્ઞેશ્વર રાષ્ટ્રદેવને પ્રસન્ન કરવા જોઈએ. સ્વારાજ્યથી સોગણું સુખ મનુષ્યગન્ધર્વનું, મનુષ્યગંધર્વથી સોગણું સુખ દેવગંધર્વનું,

દેવગન્ધર્વથી સોગણુ સુખ ચિરલોકવાસી પિતૃઓનુ, પિતૃલોકથી સોગણુ સુખ આજાનદેવનું, આજાનદેવથી સોગણુ સુખ કર્મદેવનુ, કર્મદેવથી સોગણુ સુખ દેવલોકનુ, દેવલોકથી સોગણુ સુખ ઇંદ્રનુ, ઇંદ્રથી સોગણુ સુખ બૃહસ્પતિનુ, બૃહસ્પતિથી સોગણુ સુખ પ્રજાપતિનું અને પ્રજાપતિથી સોગણુ સુખ હિરણ્યગર્ભનુ માનેલુ છે. આ બધાં સુખો અદ્વિતીય બ્રહ્માનન્દની એક છાયામાત્ર હોય છે, મનુષ્ય લોકના સુખનું મૂળ સ્વારાજ્ય સુખ છે. તે વિના બીજા સુખની પ્રાપ્તિ થતી નથી–માટે પ્રજાએ સ્વારાજ્યપ્રાપ્તિ માટે રાષ્ટ્રયજ્ઞવડે, રાષ્ટ્રદેવતા કિંવા માતૃભૂમિને પ્રસન્ન કરવી જોઇએ.

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी । यत्न प्रयत्नेन कर्तव्या मातृभक्तिस्तु सर्वदा ॥

માતૃભૂમિ કિંવા રાષ્ટ્રદેવતા સ્વર્ગથી અધિક છે. કારણકે રાષ્ટ્રદેવતા પ્રસન્ન હોય ત્યારેજ દેશની સર્વ પ્રકારે આબાદી હોય છે અને પ્રજા, આલોક અને પરલોકના ધર્મનુ પાલન કરી શકે છે. માટે પ્રયત્ન વડે પ્રજાએ ધર્મનુ પાલન કરીને સ્વારાજ્ય પ્રાપ્ત કરવુ.

ग्रामधर्मा जातिधर्मा देशधर्मा कुलोद्भवा । परिग्राह्या नृभि सर्वैनैव तान्लघयेन्मुने ॥

(ભગવતી–ભાગવત)

ગ્રામધર્મવડે ગામદેવતા પ્રસન્ન થઇને ગામની આબાદી કરે છે, જાતિધર્મવડે જાતિદેવતા પ્રસન્ન થઇને જાતિની રક્ષા કરે છે, રાષ્ટ્રધર્મ અથવા દેશધર્મવડે રાષ્ટ્રદેવતા પ્રસન્ન થઇને રાષ્ટ્રની રક્ષા અને આબાદી કરે છે, અને કુળધર્મવડે કુળદેવતા પ્રસન્ન થઇને કુળની રક્ષા કરે છે.

રાષ્ટ્રયજ્ઞવડે જ્યારે ધાર્મિકસ્વારાજ્ય હાસલ થાય છે ત્યારે કલિનો નિગ્રહ થાય છે અને સત્ય, ત્રેતા ને દ્વાપર યુગ પ્રવર્તે છે, પ્રજા ધર્મ–કર્મમા દૃઢ થાય છે, દૈવી માયાનુ સામ્રાજ્ય થાય છે. વિદ્વાનો–જ્ઞાની–સન્ત–મહાત્માઓ પોતાનુ સર્વસ્વ જગહિત માટે વાપરીને અજ્ઞાનરૂપી અન્ધકારનો નાશ કરે છે, ઇશ્વર-સૃષ્ટિમાં પોતાનુ વ્યક્તિત્વ લય કરે છે અને દશ કોટિના દેવતાની પેઠે નિર્મળ નિરહંકાર બનીને જગત્હિતમાં રત બને છે. સૂર્ય, ચંદ્ર, વરુણ, વાયુ, પૃથ્વી વગેરે ઇશ્વરની વિભૂતિ જેમ જગત્હિત માટે પ્રવર્તે છે તેમ તેઓ પણ જગત્હિત માટે પ્રવૃત્તિ કરે છે.

વળી ત્યારે રાજસત્તાવાળા, વિદ્વાનોની શિક્ષાને માનીને રાજવિભૂતિને પ્રજાના રાજકીય, આર્થિક, સામાજીક અને ધાર્મિક કલ્યાણ માટે વાપરવામા પરમ ધર્મ સમજે છે. પ્રજાને સુખે પોતાને સુખી અને પ્રજાને દુખે પોતાને દુખી માને છે, દરેક પ્રસગે પ્રજાને રાજી રાખવામા તત્પર રહે છે, પોતાની સપત્તિને પ્રજાની સપત્તિ સમજે છે, અન્યાય, અનીતિ, અધર્મ, હિંસા, જુગટુ, મદિરા, વિષયાસક્તિ અને ધનલોભનો નિગ્રહ કરે છે, પ્રજાને લઇને રાજ્ય છે એમ સારી પેઠે સમજે છે, દેશના મનુષ્યોની અને ગવાદિ પશુઓની અંદરના અને બહારના શત્રુઓથી રક્ષા કરે છે, પ્રજાની આલોક અને પરલોકની ઉન્નતિના સહાયક બને છે.

राज्ञो हि परमो धर्म स्वधर्मस्थानुपालनम् । शासतो ऽन्यान्यथाशास्त्रमनापद्युत्पथानिव ॥

क्षत्रियाणा परो धर्म प्रजानामेव पालनम् । चातुर्वर्ण्यस्य धर्मांश्च रक्षितव्या महीक्षिता ।

धर्मसंकररक्षात्र राज्ञा धर्म सनातन. ॥

ધર્મિષ્ઠ પ્રજાનુ પાલન કરવુ અને આપત્કાળ વિના ધર્મનું ઉલ્લઘન કરનાર પ્રજાને દંડ આપવો એ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે. ચાર વર્ણના અને ચાર આશ્રમના ધર્મોનુ રક્ષણ કરવુ તથા ધર્મની સેળભેળ ન થાય તે સભાળવુ એ રાજાઓનુ પરમ કર્તવ્ય છે એમ ભગવાન મનુ કહે છે.

વળી એજ રીતે ધનવાનો, માલદારો ને વેપારીઓ દેશના વેપાર, હુન્નર, કળાની રક્ષા કરવામાં ધર્મ સમજે છે, ગવાદિ પશુઓનું પાલન કરીને તેમને હૃષ્ટપુષ્ટ બનાવે છે. દેશના પશુધનની રક્ષા કરે છે ગવાદિ પશુઓને

હિંસક લોકોના હાથમા જવા દેતા નથી. દેશના નાશ પામેલા વેપાર-હુન્નર-કળાને સજીવન કરવામા પોતાના ધનનો ઉપયોગ કરે છે, અને ભૂખે મરતા દરિદ્રીઓને ભૂખમરાથી બચાવીને અભયદાનનું ફળ પ્રાપ્ત કરે છે. પોતાનો સગ્રહ કરી રાખેલો પૈસો જગત્હિતકારી લોકસેવાના કાર્યો માટે વાપરવામા મોટુ પુણ્ય સમજે છે, અને તેથી ગરીબ અને શ્રમજીવી વર્ગને અસતોષનુ કારણ રહેતુ નથી પોતાની પાસે જે લક્ષ્મી હોય છે તેને પરમાત્માની વિભૂતિ માનીને સાર્વજનિક લોકહિતના કામો માટે વાપરવામા પરમેશ્વરનુ યજન સમજે છે અને તેમ કરીને ભગવાનના સાચા ભક્ત બને છે યજ્ઞયાગ, કુવા-વાવ, બગીચા, ધર્મશાળા, ઔષધશાળા, વિદ્યાશાળા, વાચનાલયો અને સુપાત્ર વિદ્વાન તપસ્વીને અર્થે ધન વાપરવામા એ મોટુ પુણ્ય સમજે છે આવા ધર્મપ્રાણ યજમાનની પતિવ્રતા અને વ્યવહારકુશળ સ્ત્રીઓ, ધર્મવીર, કર્મવીર, ભક્તિવીર, શૂરવીર, અને જ્ઞાનવીર પુત્રોને જન્મ આપે છે એવા વીર પુરુષો વિદ્વાનોની અને રાજ્યની સભાના ભૂષણ બને છે, કુળ, ગામ, જાતિ, દેશ અને વિશ્વનો ઉદ્ધાર કરે છે, અને મરેલા પિતૃઓને સદ્‌ગતિએ પહોચાડે છે

વળી આ રીતે કલિનો નિગ્રહ થાય ત્યારે શ્રમજીવીઓ નિખાલસતાથી અને સત્યનિષ્ઠાથી સ્વામીની સેવા કરે છે અને માલીકો તેમને પોતાના સમજીને તેમની ઉન્નતિ કરવાની કાળજી રાખે છે આમ થાય છે ત્યારે પ્રભુની કૃપા થવાથી દુર્ભિક્ષ, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ અને મહામારી વગેરે ભયંકર રોગો થતા નથી-કોઈનુ અકાળ મૃત્યુ થતુ નથી, પ્રજા સુરાજ્યના ધર્મદડથી ભય પામીને વર્ણાશ્રમ ધર્મથી ચલાયમાન થતી નથી, કોઈને કલિનો ભય રહેતો નથી પ્રજાના ધનભડાર ભરપૂર રહે છે અન્દરના કે બહારના શત્રુઓનો ભય રહેતો નથી આ બધા લાભો અને સુખો, ધર્મપ્રધાન સ્વરાજ્ય ભોગવતી પ્રજાને મળે છે. માટે પ્રજાએ સ્વારાજ્યપ્રાપ્તિ માટે નિત્ય નૈમિત્તિક રાષ્ટ્રયજ્ઞ વડે ભગવાનનુ યજન કરવુ અને ધર્મપ્રધાન સ્વારાજ્ય માટે ભગવાનને પ્રાર્થના કરવી

**સ્વારાજ્ય માટે પ્રભુપ્રાર્થના**

यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । तेहनाकं महिमान सचन्त यत्र पूर्वे साध्या सन्ति देवा ॥१॥ ॐ स्वस्ति साम्राज्य भोज्य स्वाराज्य वैराज्य पारमेष्ठ्य राज्य महाराज्यमाधिपत्यमय समन्तपर्यायी स्यात्सार्वभौम सार्वायुष । आन्तादा परार्धात् पृथिव्यै समुद्रपर्यन्ताया एकराडिति ॥ २ ॥ ॐ आब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसि जायतामाराष्ट्रे । राजन्य शूर इषव्योऽति व्याधि महारथो जायताम् । दोग्ध्री धेनु र्वोढानड्वानाशु सप्ति पुरन्धिर्योषा जिष्णू रथेष्ठा सभेयो युवास्य यजमानस्य वीरो जायताम् । निकामे निकामे न पर्जन्यो वर्षतु फलवत्यो न ओषधय पच्यन्ताम् । योगक्षेमो न कल्पताम् ॥

આ વેદમંત્રોનો ભાવાર્થ ઉપરના ઉપસહારમા આવી જાય છે જેથી ગુજરાતીમા તેનો અનુવાદ અહીં આપ્યો નથી ॐ सर्वे जना सुखिनो भवन्तु ॥ ॐ शान्ति शान्ति शान्ति



The Kingdom that I seek is Thine so let the way
That leads to it be Thine, else I must surely stray

—Hymn

# ઉપાસના—હૈયાની ભૂખ

*

શ્રી ઓમકારનાથજી ઠાકુર

[ સંગીત–પ્રભાકર ]

ઉપાસના એટલે ?

ઉછળતે હૈયે એકદમ બોલી જવાય કે 'હા,' 'બરોબર,' 'એજ,' એવો એનો સમ્યક્ ઉત્તર નથી લાભતો શાસ્ત્રકારોએ એને ચર્ચી છે કે ચૂંથ્યો છે, કોણ જાણે અને બુદ્ધિજન્ય હુશિયારી એને શી રીતે ઉકેલે ? । પ્રેમ-જન્ય મસ્તીથી જ એ માપી શકાય ને ? ત્યારે આપણે એને શી રીતે ઉકેલીએ ?

અપ્રાપ્યને પામવાના પરમ પ્રયાસ ? અજ્ઞેયને ઓળખવાની અખંડ આતુરતા ? નિ સહાય હૃદયની નિતાંત સાંત્વના ? ભૂખ્યા હૈયાનો તલસાટ ?

સાચેજ ઉપાસનાની કેમે કરીને વ્યાખ્યા થતી નથી એની બધીય પરિભાષા ઊણીઊણી લાગે છે એ વ્યાખ્યાઓથી અતૃપ્ત આંખોની તરસ નથી શમતી, અને 'હાશ' કહીને છાતી પર બે હાથ નથી મુકાઈ જતા પણ એટલું તો ખરૂં જ કે એ અન્તરના ઉકળાટમાં અવતરે છે, અને પ્રભુની પરમ અનુરક્તિમાં પ્રવેશે છે

ભગવદવતારની અનેક કારણ–કથાઓ કલ્પાઈ છે ઉપાસનાની ઉદ્‌ભવ કથાઓ કેવીક હશે ?

નિરાધાર બાળક માની ગોદ ખોળે નિ સહાય સ્ત્રી પુરુષની ઓથ શોધે અને અવલંબન રહિત પુરુષ પોતાના પુરુષાર્થને–વિક્રમને જગાડે પણ જીવનમાં એવીય ઘડી ઉગે છે, જ્યારે પુરુષના પરાક્રમો અને સપત્ન જનના સાધનો હાથ ધોઈ બેસે છે, પંડિતોની પ્રખર પ્રજ્ઞા, ચતુર્વેદીના કંઠસ્થ વેદ અને મહાતાર્કિકોની મહામેધા જ્યારે નિષ્ક્રિય બને, જ્યારે દશે દિશામાંથી તૃણાવલંબનની આશા પણ તિરોહિત થઈ જાય ત્યારે હૃદયમાં કોક મંથન જન્મે છે, અને અંતરમાં અણઉકેલ અકળામણ ઉપજે છે

વિશ્વમાં વસતા લગભગ દરેક માનવના જીવનમાં એવી વેળા આવે છે અને હૈયામાં એવી મથામણ ઉપજે છે કે જાણે કોઈની આગળ બધું કહી નાખીએ, ભર્યો ડૂમો ખાલી કરીએ, છૂટે મોંને રડી લઈએ અંતરમાં આવી અકળામણ થાય ત્યારે સામાન્ય જન પોતાના હૈયાની વરાળ કોકની આગળ ઠાલવે અને સાંત્વન મેળવે, ભાવના–ઘેલા ગાયકો મુગ્ધ આલાપ આલાપે અને કરુણા રેલાવે, તથા કવિઓ અને ચિત્રકારો પોતાના અમર કાવ્યો અને અમર ચિત્રો કવિ જાય અને ચિત્રી જાય જગતની આજની અમરકૃતિઓ એવે જ કોક મંથનકાળે–ધન્યપળે રચાઈ હશે ને ?

પરંતુ પ્રભુ–ભૂખ્યા માનવને એ અન્તરની અકળામણ કાંઈ જૂદો જ બનાવી મુકે છે રોમાંચ અનુભવતો એ માનવ કોઈ વણપ્રીછી રીતે બોલે, વર્તે અને નિરખે છે એની બ્હાવરી જણાતી આંખો કોઈક અગમ્ય શક્તિને નિહાળવા–શોધવા આકાશ તરફ જોઈ રહે છે સહજ ઉંચા થયલા એના હાથ અજાણતા જ કર–સંપુટ કરે છે અને અચાનક એ લળી ઉઠે છે

"પ્રભો ! હું ક્યાં જાઉં ? કોનું શરણ શોધું ? કોની સહાય યાચું ? મ્હારાં તનનાં જોમ ઘટ્યાં, મનના જુવાળ શમ્યા, બુદ્ધિના વૈભવે ય વિખરાઈ ગયા, જાણે હું લુંટાઈ ગયો, દેવ ! વિશ્વમાં મ્હને કોઈની ય ઓથ નહિ: હું ક્યાં શીળ છાંય લાધું ? હું શું કરૂં ? શું કહું ? કોને કહું ?"

આ આર્ત અવસ્થા–માનવજીવનની આ ધન્ય ઘડી, દ્વિજોત્તર સંસ્કારનું આ મહામુહૂર્ત જીંદગીમાં કોકને કોકવાર જ લાધે છે. એ અવસ્થા જ એક એવી અવસ્થા છે જેમાં માનવનાં સંચિત, સર્જિત અને કલ્પિત તમામ બળો આથમી જાય છે–ઓગળી જાય છે. 'હું'તની બધીય શક્તિઓ બુઠ્ઠી બને છે. 'અહમ્' ઓગળી જાય છે અને 'હું'પણાનાં હથિયાર–ફેંક્યા અર્જુનની માફક 'शिष्यस्ते ऽहं शाधि मां त्वां प्रपन्नम्' કહી અંતસ્થ કૃષ્ણની સહાય ભીખે છે.

અને પછી, એ પોતે નથી વર્તતો. અધિકારીને અધિકાર સોંપી એ નિશ્ચિંત બની રહે છે. બાળકે માનો હાથ ઝીલ્યો અને એની પડવા–આથડવાની કે મરવા જીવવાની પીડા ટળી ગઈ. કૃષ્ણને લગામ સોંપ્યા પછી અર્જુનને શી પડી છે કુરૂક્ષેત્ર કે ધર્મક્ષેત્રની ? વિજય કે પરાજયની ? બંધન કે મુક્તિની ? માત્ર અનન્યપણે એના થવાની જ વાર. એના થયા કે પછી ખવડાવશે ય એ અને પિવડાવશે ય એ. અહા ! એ કેવી નચિંતી ! કેવી મસ્તી ! કેવો આનન્દ !

પરંતુ આ અવસ્થા આવે તે પહેલાં, એ અનન્તને યોગક્ષેમની બધી ચિંતા સોંપાય તે પહેલાં તથા સર્વ ધર્મકર્મને છાંડીને અનન્યપણે એને શરણે જઈએ તે પહેલાં આપણને એ પરમપ્રિયનાં મહાવિયોગનાં મહાદુઃખ ભોગવવાં પડે છે–માણવાં પડે છે. એને કાજે અંતરમાં અખંડ આતુરતા અનુભવવી પડે છે, રાત ને દિવસ એને માટે તલપવું પડે છે. બ્હાર જોઈજોઈને–શોધી શોધીને થાકી ગયેલી, સહજ મિંચાઈ ગયેલી, જાણે અંદર જોવા મથતી, અંતર્મુખ બનેલી આંખોને અશ્રુના સરોવરમાં ડુબાડવી પડે છે. કોઈ અકળ અને અગાઉ કરતાં અનન્તગણી વધુ મુંઝવણથી હૈયાને કલ્પાવવું પડે છે.

'પ્રભુ ! જગતનાં પારાવાર દુઃખનો દાઝ્યો હું ત્હારે શરણે આવ્યો: શાન્તિની આશે, સુખના અભિલાષે ને હવે તુંય તરછોડીશ ! ત્હારી અમી દૃષ્ટિએ હું અમર બનીશ, ત્હારા સુધા વચને હું વિદેહ થઈશ. દયાધન ! તું દયા નહિ વર્ષે ? ! તું નહિ ઓથે ત્યાંસુધી હું બાર ખટખટાવ્યા જ કરીશ. પ્રભો ! 'હાય' ખાઈને અને આંસુ પીને જીવીશ. પણ ત્હને મેળવીને જ ઝંપીશ. જીવીશ, મરીશ કે અમર થઈશ તેય ત્હને પામીને જ. પ્રાણ ! શું ત્હારૂં હૃદય નથી પલળતું ? નહિં પલળે ? !"

"આયે હૈ તેરે દરપે તો કુછ કરકે ઊઠેંગે,
યા વસ્લ હી હો જાયગા યા મરકે ઊઠેંગે."

આવી આતુરતા અને નિશ્ચય–બળ મેળવવાં પડે છે.

પણ કોઈ જાણે એ અણઓળખ્યાને કાજ અંતરમાં એકવાર તાલાવેલી લાગી કે એ બધું જાણે સહજ થઈ પડે છે. કારણ એ તાલાવેલી, એના વિયોગનું એ દુઃખ, એ તલપન, એ વિલાપ, એ આંસુ એટલાં બધાં મધુર હોય છે કે વિશ્વની એકેય વસ્તુમાં એવી મિઠાશ નથી જણાતી. સાચે જ એના વિયોગ-દુઃખનો મધુર આનંદ એકવાર અનુભવ્યો કે જગતનાં બીજા બધાંય સુખ નીરસ થઈ પડે છે. અને જાણે એને જ માણ્યા કરીએ એને જ ભોગવ્યા કરીએ એમ થયા કરે છે. અંતર એમ કહ્યા જ કરે છે કે એ સ્થિતિ જરાય ન ઓસરો. કોણ જાણે એમાં શું યે છે, કે એને પીએ, ફરીફરીને પીએ તોય ધરાઈએ

નહિ. અને પછી તો એના વનું બધું જ અકારૂં થઈ પડે છે. તન, મન, ધન, જોબન, સ્વજન કે જીવન પણ એના વગર ભારરૂપ લાગે છે.

'પ્રેમ ગલિ અતિ સાંકડી તામેં દો ન સમાય' એ કવિ-ઉક્તિ પ્રમાણે અનન્તના એ પ્રેમીને પોતાના પ્રેમ-પાત્ર સિવાય બીજું બધુંય ત્યાજ્ય જણાય છે. સાધારણ માશુકના પ્રેમમાં પડેલો આશક જેમ જગતના સબંધ અને વ્યવહાર તરફ સહજ બેદરકાર બની રહે છે તેમ ઇશ્વરના પ્રેમમાં ડૂબતા એ ભક્તમાં અજાણતાં જ વિરક્તિ ઉદ્ભવે છે.

અને પછી તો શૂળી પર પ્યારાની સેજ માનતો એ પરમ પ્રેમી, દુનિયાની આંખે ભમતો એ દિવાનો, કંઈ અભૂતપૂર્વ બની રહે છે અને

'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે,
ક્યારે થાશે વ્હાલમના દિદાર જો !'

અથવા

'युगायितं निमेषेण चक्षुषा प्रावृषायितम् ।
शून्यायितं जगत् सर्वं गोविन्दविरहेण मे ॥'

તેમજ

'સૂનાં મંદિર સૂનાં માળિયાં ને કંઈ
સૂનાં આ ઝૂપડાં ને મ્હેલ રે
સ્નેહ-દેવ ત્હારા વિના રે !
સૂના આ સૂર્ય, ચન્દ્ર, તારલા ને કંઈ
સૂનું આકાશ આ અફેલ રે.
સ્નેહ-દેવ ત્હારા વિના રે !'

આવાં આવાં પ્રેમ-નિતરતાં, હૈયાને તરબોળતાં, મધુર ગીતો એ ગાયા કરે છે, રોયા કરે છે, અને હૃદય હલાવ્યા કરે છે. અને આખુય વાતાવરણ સ્નેહ-મજ્જિત, શોક-કંપિત, અને કરુણ-પ્લાવિત બનાવી મુકે છે. એની બ્હાવરી આંખો જગતમાં જ્યાં ત્યાં એના વ્હાલમને જ જોવા તરસે છે. ખીલેલી કળીઓમાં, અરુણના રાગમાં, સંધ્યાની શાન્તિમાં, જીવનના જોબનમાં અને સંસારની પાંખડી પાંખડીએ માત્ર એ એકને જ ગોપવા મથે છે.

દુનિયાની લજ્જાથી પર, સ્વજનનાં વેણુથી વેગળો, અને સંસારની તૃષ્ણાથી અસ્પર્શ્ય એ પ્રેમી તો ભાવનાની અમર ભૂમિમાં વિહરતો હોય છે. કુદરતનાં રમણીય દૃશ્યો પણ એનો ભાવોન્માદ જગાડવાનું જ કાર્ય કરતાં હોય છે.

नयनं गलदश्रुधारया वदनं गदगदरुद्धया गिरा ।
पुलकैर्निचितं वपुः सदा तव नामस्मरणे भविष्यति ॥

આવાં આતુરતાભર્યાં કરુણ-કોમળ વેણુથી એ કલ્પાન્ત કરતો જ હોય ને આખાય જગતને સ્નેહ-મિશ્રિત કરુણામાં ન્હવડાવતો જ હોય.

એનાં, પ્રેમ-મસ્તીની ખુમારીભર્યાં અને અખંડપણે વર્ષા રહેલાં નેણાંમાં ભૂખ નહિ, તરસ નહિં: જાણે મૂર્તિમંત જાગ્રત પ્રેમ. અહા ! શી એ અલૌકિક દશા !

'पिताऽपिता भवति माताऽमाता, लोकाऽलोका, देवाऽदेवा वेदाऽवेदा भवन्ति' એ શ્રુતિ-વર્ણિત સ્થિતિ આવે જ સમયે થતી હશે ને? એને વ્હાલુ કે અળખામણુ નહિ, મ્હારૂ નહિ ત્હારૂ નહિ, સારૂ કે નરસુ નહિ, જાણે જીતરાગદ્વેષ, વીતરાગ, દ્વન્દ્વાતીત, સ્થિતપ્રજ્ઞની સદશ, રાય કે રંક, શ્રેષ્ઠ કે નેષ્ટ, બ્રાહ્મણ કે અંત્યજ, વિષ કે અમૃત, કશાયમા એની આંખો ભેદ નથી ભાળતી

'વિદ્યા જાતિ અને રૂપ કુળવર્ણ ક્રિયાદિને
કશો ના પ્રેમમા ભેદ અભેદી ધર્મ પ્રેમનો'

એવો એ અભેદધર્મી, સહજ સયમી, અજાણતા નિડર બની જાય છે ભોગવિલાસથી પદ્મ-પત્રની જેમ વેગળો, અસત્યથી અતીત, અને હિંસાથી પર એવો એ સામ્યધર્મી જીવનના અખંડ પ્રેમતપ તપતો હોય છે અને વ્હાલમના વિયોગના સ્નેહ-સતાપ સહેતો હોય છે 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' વાણી, મન અને બુદ્ધિથી પર એવા એક પ્રાણપ્રિયને કાજે એ તરસતો, તલપતો, ક્રન્દતો, ઝૂરતો હોય છે મોતીના અર્ક જેવી આંસુની નિર્મળ શારી વડે અને પાંપણની પીંછીવડે એના એ વ્યાકુળ ગાન અને એ વિલાપના આલાપ એના કપોળ પર આલેખાયલા હોય છે એનો કંઠ કોક અવનવા રાગ સર્જે છે, એની વાણી કોઈ અમર કાવ્યો રચે છે અને એના અવયવો કોઈ અપૂર્વ અને અલૌકિક પ્રેરણા પાય છે મીરાની માફક

'પગ ઘુંઘરૂ બાંધ કર નાચી
આપ કહે મીરા ભઈ બાવરી
લોક કહે કુલ-નાસી
વિષકા પ્યાલા રાણાજીને ભેજા
મીરા પિવત હાંસી'

અથવા

અસુવન-જલ સિંચસિંચ પ્રેમ બેલ બોઇ
મીરા પ્રભુ-લગન લગી હોની હો સો હોઇ

એવી રીતે મસ્તપણે નાચે છે અને નર્તનાચાર્ય ભરતમુનિ જેવાનેય નૃત્ય-સદેશ આપે છે

અને છતાંય વ્હાલમ વાટ જોવડાવ્યા જ કરે, હૈયાને નિત્ય તરસાવ્યા જ કરે, આતમના નૂર નિચોવ્યા જ કરે, ત્યારે વ્હાલાના એ વસમા વિયોગે અસહ્ય થઈ પડેલા એ આતર-શૂળે અને તૂટી ગયેલી એ જીવન-આશે એને જીવવુ અકારૂ લાગે છે અને ત્યારે આખુય વિશ્વ રડી ઉઠે એવુ પાષાણનેય પલાળે એવુ, જડચેતનનેય આંસુ નિતરાવે એવુ કોઈ દિવ્ય રુદન એ રોઈ રહે છે

'રૂઓ! રૂઓ! રો આંખો! રોયા જ કરો અને દેવના ચરણ ધોયા જ કરો હૈયાની આગ ત્યારે જ હોલવાશે, પાષાણો ત્યારે જ પિગળશે, પ્રીતમને ત્યારે જ કરુણા આવશે રૂઓ! અખંડપણે રૂઓ! એથી જ જીવન ધન્ય થશે, એમા જ મુક્તિ છે, એમા જ પરમાનંદ છે, એમા જ અનંત સુખ છે'

'જિયા કો મિલનકી આસ

તુમબિન ઝરત ઝરત મોરે પપીહે નયનવા—
પલપલ પ્રેમ-પિયાસ બઢત હૈ
છિનછિન હોત નિરાસ

તુમબિન ઘટત ઘટત મોરા ઘટી ગો જીવનવા—
નિસદિન હાય, ઉસાંસ, બિથાસોં
બિનસી હિયાકી આસ.

તુમબિન તડપ તડપ મોરા મરી ગો રે મનવા—

"વ્હાલમ ! હવે જીવવું નથી ગમતું, ત્હારા વિના જીવીને શું કરવું ? ના. હવે નથી જ જીવવું. ત્હારા વિયોગમાં ત્હારે જ કાજે તરસતાં તરસતાં મ્હારા આ પ્રાણ ચાલ્યા જાઓ. ત્હારા સ્મરણમાં, ચિંતનમાં ને નિદિધ્યાસનમાં, જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિમાં ત્હારૂં જ રટન કરતાં કરતાં આ દેહ વિદેહ થાઓ."

'न धन न जन न सुन्दरीं कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन્मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥'

હૈયામાં આવી ભૂખ લાગે એ મહાઘડી, જેને લાગે એ મહાભાગ, જે લગાડે એ મહાગુરૂ.

કરોડો વદન હો એ મહાભાગને.



Lead, Kindly Light, amid the encircling gloom,
Lead Thou me on;
The night is dark; and I am far from home,
Lead Thou me on.

—Cardinal N

# સનાતનતા



દ્યુતિ લહરીએ, જ્યોતિર્માલા ઘૂમી રહી : જો, સખે !
 શ્રુતિ લહરીએ, ઊર્મિ–માલા લળી રહી : જો. સખે !–
કૃતિ લહરીએ, પૃથ્વી મ્હાલે પ્રફુલ્લિત : જો, સખે !
 ચરિત લહરે, શૃંગારે શી મનુષ્યની : જો, સખે ! ૧

અકલ વિભુનાં બ્રહ્માંડો તો અનાદિ અનંત જો :
 પુનિત પ્રકૃતિ સ્હોતી સ્હાતી પ્રદર્શન તંત્ર જો !
સકલ મનની સંસિદ્ધિએ શી માનવતા સ્ફુરે !
 ઉરતણી વહે ગંગા પુણ્યે ન ઔરસતા શું એ ? ૨

સહવહનમાં લ્હેરાતી જો ! વસંત જગે ખીલે–
 ફૂલ ફળ લચે કલ્લોલે જો ! સુમંજરીઓ ઝીલે !
રજકણ ઝૂલે વિશ્વો નાચે પ્રભાધ્વનિ શાં ઘૂમે !
 સતત ગતિ હો આનન્દે જો ! ચમત્કૃતિ રમ્ય એ ! ૩

મૂલમુખ નહિ દીસે ક્યાંહી, ન ઉદ્ભવ અંત કે–
 જીવતર તણી મધ્યે દીસે અદીઠ અબોલ એ :
હૃદય–વિભૂતિ હાસ્યોલ્લાસે અનુભવતી : સખે !
 પ્રકટ વિલસે ધર્માચારે પુરાતનતા : સખે ! ૪

નરી સુજનતા સદ્ધર્માલી સુહાય ન ક્યાં ? સખે !
 પરિચરણમાં સંસારે જો ! સુઆશ્રમ શ્રેયને–
પ્રણય–શરણે શ્રદ્ધા ભકિત, નિરામય જ્ઞાનને–
 અમર ફળજો આર્યોની એ સનાતનતા ! સખે ! ૫

મુંબઇને મુક્તિબારે : }
વસંત }

—લલિત

# ગુજરાતી સાહિત્ય અને ધર્મ

શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા
એમ. એ , બી ટી.

સામાન્ય દૃષ્ટિએ ધર્મ અને સાહિત્ય અન્યોન્યનાં આશ્રયી છે, એમ કહેવામાં વિશેષ દૃષ્ટિક્ષેપ આવશ્યક છે. ધર્મપાલન કેવી રીતે થઈ શકે, એમાં સાહિત્ય આવશ્યક છે કે કેમ, સાહિત્ય કે શબ્દવ્યવહાર વિના ધર્મનું અસ્તિત્વ સભવે કે નહિ એ જોવા જતાં વાસ્તવિક રીતે સાહિત્ય આવશ્યક જણાતું નથી. આચારવિચાર નિત્યનૈમિત્તિક કર્મ, પૂજા ઉપાસનાદિ કાર્ય, વ્રતાદિક નિયમાદિક કર્તવ્યો, શાસ્ત્રવિહિત સસ્કારાદિ સામયિક કર્મો સમગ્રનો વિચાર કરતાં તે સર્વ હૃદય તથા ઇન્દ્રિયાદિનો વિષય હોવાથી વાણીના પ્રયોગ વિના કાર્યથી તેમજ ભાવનાથી સાધી શકાય. અનુકરણ રીતિએ, તથા વશપરપરાગત ભાવનાના અવતરણના સિદ્ધાતે તેમનો પ્રચાર તથા ચિરસ્થાયીપણું પણ સભવે. પરન્તુ સામયિક વિચારવિપ્લવો, સામયિક વાતાવરણની અસર આ સભવ ઓછો કરી નાંખે છે. તેમજ વાણીવિરહિત કાર્યનો સભવ સતત ટકી શકતો નથી. એટલે ધર્મવ્યવહાર વાણીદ્વારા પ્રવર્તમાન રહે છે. પરન્તુ એથી કાંઈ સાહિત્યની ભૂમિકા ધર્મ માટે જરૂરની જણાતી નથી. કારણ કે સર્વ વાણી સાહિત્ય નથી. વાણીગત ધર્મભાવના એ સર્વથા સાહિત્યજ હોય એવો શાસ્ત્રલેખ નથી ને હોય તો સાહજિક બુદ્ધિની મર્યાદા બહાર છે

કોઈ પણ ભાષાના સાહિત્ય પ્રતિ દૃષ્ટિક્ષેપ કરીશુ તો તે સાહિત્યના વિભાગોમાં વૈવિધ્ય જણાશે. સામાન્ય રસભરી વાર્તાઓ, કુદરતનાં વિવિધ અવલોકનો, ઐતિહાસિક પ્રબન્ધો, સામાજીક, રાજકીય તથા નૈતિક દૃષ્ટિબિન્દુએ લખાયલાં પુસ્તકો વિગેરે દ્વારા, ધર્મના દૃષ્ટિબિન્દુ વિના, સાદી, સરળ, પ્રૌઢ, અલકૃત, કરેલ, ઉછળતી ભાષામા સાહિત્ય ખેડાયલુ જણાશે. એટલે, ધર્મ એજ સાહિત્યનો વિષય હોવો જોઈએ એમ માની શકાય નહિ. અટલે ધર્મના વિચારરહિત સાહિત્ય પણ ટકી શકે છે.

વાણીગત ધર્મરહસ્યની વિચારણા કરતા પણ એવુજ પરિણામ ઉપલબ્ધ થશે. ધર્મના સામાન્ય આદેશ, અમુકામુક કર્તવ્યનુ કથનમાત્ર સાહિત્ય ગણાય નહિ. એમ ન હોય તો સ્નાન, સધ્યા, વ્રતાદિક, પૂજોપાસનાદિક વખતે થતા સકલ્પ વિગેરેને પણ સાહિત્યમા ગણવા પડે. એમ ગણવું હાસ્યપ્રદ બને. ભાષા કે વિચારની કાંઈ ચમત્કૃતિ કે પ્રૌઢતા કે વિશિષ્ટતા ના હોય તો સાહિત્યનુ મૂલ્ય અકાય નહિ.

આવુ હોવા છતા પણ જેમ સસ્કૃત ભાષાના સાહિત્યમાં બન્યુ છે તેમ તેની સતતિરૂપ ગુજરાતી વિગેરે ભાષાના મળી આવતાં સાહિત્યમા સાહિત્ય અને ધર્મનો સપર્ક આકર્ષક રીતે અનિવાર્ય થયો દેખાય છે. વેદ, બ્રાહ્મણો, ઉપનિષદો વિગેરે, રામાયણ, મહાભારત, તથા શાકુતલ, મેઘદૂત, ઉત્તરરામચરિત, કાદમ્બરીની જેમ ઉચા સાહિત્યની કોટિમા આવે છે. ઋષિ, મુનિઓએ કે વ્યાસાદિ કથાકાર કે કાલિદાસાદિ લેખકોએ ગમે તે હેતુથી લખ્યુ હોય પણ આધુનિક નિરીક્ષકને વેદાદિ ગ્રંથો સાહિત્યના ઉચા નમુના લાગે એમાં નવાઈ નથી. એટલે સાહિત્યનો પ્રથમનો મુખ્ય વિષય ધર્મ હતો એ પણ નિ સશય ઠરે છે. તેમ એ ધર્મનું સ્ફુરણ

ના હોત તો સંસ્કૃત ભાષાનું પ્રથમ સાહિત્ય પણ ના હોત એમ સ્પષ્ટ માનવું પડે છે. વળી જો એ વેદગ્રંથો લખાયા ના હોત કે વાણીનો વિષય બન્યા ના હોત તો ભવિષ્યનો ધર્મપ્રચાર કેટલે અંશે સંભવતે એ વિચારવા જેવું રહે છે. વસ્તુતઃ ધર્મથી સાહિત્ય અને સાહિત્યથી ધર્મ એવો અન્યોન્યાશ્રય સમુપસ્થિત થાય છે. પરન્તુ વિષય હોય તો વાણી સંભવે અને સાહિત્ય વાણીગત છે એટલે ધર્મને લીધે પ્રથમનું સંસ્કૃત સાહિત્ય છે.

આરંભકાળના સાહિત્ય માટે એ માનીએ પરન્તુ ગુર્જર સાહિત્ય આરંભકાળનું નથી. અન્ય સાહિત્યે ભૂમિકા તૈયાર કરેલી. માનવમાનસ સંસ્કાર પામેલાં. સંસ્કૃતાદિ ભાષાસાહિત્યના ગ્રંથો પ્રચાર પામેલા. એ સાહિત્ય ઉચ્ચ કોટિએ પહોંચેલું. તોપણ ગુર્જર સાહિત્યના પ્રારંભમાં ધર્મ વિષય વિશેષપણે દૃષ્ટિગત થાય છે. આ સ્થિતિનાં કારણો જોઈએ. ગુર્જર સાહિત્યના મુખ્ય ત્રણ ભાગ પડાય છે. અર્વાચીન, મધ્યકાલીન તથા પ્રાચીન. પરન્તુ પ્રાચીન ગુર્જર સાહિત્ય જેમાં ધર્મદૃષ્ટિ વિશેષપણે જોવામાં આવે છે એ સમયપૂર્વનું અપભ્રષ્ટ પ્રાકૃતભાષાનું સાહિત્ય જોઈયે તો તેમાં પણ ધર્મની સ્થિતિ તરી આવતી દેખાય છે.

જૈન સાહિત્યનું અન્વેષણ કરતાં તેમનું પ્રાકૃત ભાષાનું સાહિત્ય ધાર્મિક તત્વો ઉપર જ મુખ્યત્વે રચાયું દીસે છે. સં. ૯૨૫ માં રચાયલાં શીલાચાર્યના મહાપુરૂષ ચરિત્રથી જ આગળ વધીએ તો પ્રાકૃતમાં ધર્મવીરનાં ચરિત્રો બાદ કરીને જૂની ગુજરાતીના ગ્રંથોમાં તેરમા શતકમાં (સં. ૧૨૩૭)માં મહાકવિ અમર કીર્તિનો છક્કમ્મુવએસો, નેમિનાથ ચરિત્ર, મહાવીર ચરિત્ર, યશોધર ચરિત્ર, ઉપદેશ રસાયન, ચર્ચરી, વળી ચૌદમાં શતકમાં નેમિનાથ રાસ, ગૌતમસ્વામી ચરિત્ર, શ્રાવકવિધિ પ્રકરણ, નેમિનાથ ચતુષ્પદિકા, ઉપદેશમાલા, સમ્મેતશિખરરાસ, સાલિભદ્રકક્ક, ને પંદરમાં શતકમાં નેમિનાથફાગ, ગૌતમરાસ, જ્ઞાનપંચમી ચોપાઈ વિગેરે જોતાં ધાર્મિક રહસ્યનાં નિરૂપણરૂપ, કથાનકરૂપ, જૈનધર્મનાં તત્વોના પ્રચારરૂપ ગ્રંથો મળી આવે છે. એ વાત સાચી છે કે સમરારાસ, કુમારપાલ ચરિત્ર, મયણ રેહારાસ, ત્રિવિક્રમરાસ જેવાં કાવ્યો પણ છે, સબળ પ્રમાણમાં છે; પરન્તુ તેમાં પણ જૈન ધર્મનાં રહસ્યો પુનઃ પુનઃ ગ્રથિત છે. સારાંશ કે ધર્મનું દૃષ્ટિબિન્દુ સાહિત્યમાં સતેજ રહ્યું છે. એટલે પંદરમા અને ચૌદમા શતકથી શરૂ થતા ગુર્જર સાહિત્યમાં સમકાલીન જૈન સાહિત્યની સીધી નહિ તો આડકતરી અસર થવા પામે એમાં સન્દેહ નથી. કોઈપણ જાતની અસર ન માનીએ તો ધર્મભાવનાનું સત્ર જેમ જૈનોમાં ઘણું પ્રબળ હતું તેમ ગુર્જર પ્રજામાં પણ એટલું જ સતેજ હતું એમ માન્યા વિના છૂટકો નથી. ધર્મતત્વો અનિવાર્ય છે એવું કોઈ કારણ હોય તેથી કે લગભગ સર્વ સાહિત્યો ધર્મભાવનાથી આરંભાય છે એવો કુદરતી ન્યાય હોવાથી.

શુદ્ધ ગુજરાતી સાહિત્યનો પ્રારંભ સંવત પંદરમા શતકથી માનીને આગળ વધીએ તો 'પ્રથમ [1]રણમલ્લછંદ, [2]વસંતવિલાસ, તથા પછીના શતકમાં [3]નરસિંહ મહેતાનાં કાવ્યો, [4]ભાલણનાં સુપ્રસિદ્ધ કાવ્યો તથા [5]સીતાહરણ તથા [6]ઉષાહરણ જોવાની જરૂર છે. અપભ્રંશ ભાષામાં લખાયલા ગ્રંથો, તથા જૂની ગુજરાતીમાં લખાયલા ગ્રંથોની અસર હોય કે સામાજીક તથા રાજકીય વાતાવરણની અસર હોય. હાલ ઉપલબ્ધ થયલા શુદ્ધ ગુજરાતી સાહિત્યમાં રણમલ્લછંદ એ પ્રથમ વીરકાવ્ય ઐતિહાસિક દૃષ્ટિનું કરે છે. વસંતવિલાસ શૃંગારી છે. એટલે જો તત્કાલીન પૂર્વ સાહિત્ય સાથે સંબંધ જોડીએ તો ઐતિહાસિક કાવ્યો લખવાની જૈન ગુજરાતી કવિઓની રીતિ પ્રચલિત રહી છે અને તે કાન્હડદેપ્રબંધ તથા વિમલપ્રબંધમાં વિશેષતર ફલિત થાય છે. પરન્તુ નરસિંહ મહેતાએ જે ભક્તિભાવપૂર્ણ ધર્મભાવના પ્રગટ કરી તેની જ ભાવનાથી સવિશેષે ભાલણ તથા ઉદ્ધવ અને તેમના અનેક અનુયાયી કવિઓ તથા પ્રેમાનંદ, નિરાંત, ભોજો,

१. શ્રીધરકૃત સં. ૧૪૫૪, પંદરમા શતકનો પ્રારંભ. ૨. કેશવલાલભાઈનું પ્રાચીન ગુર્જરકાવ્ય. ૩ ૪. સંવત્ ૧૪૯૦ થી ૧૫૬૦ સુધી. ૫. ૧૫૨૯માં; ૬. ૧૫૫૪, રા કેશવલાલભાઈનું પ્રા. ગુ કાવ્ય.

દયારામ, પ્રેમાનંદસ્વામી વિગેરે તરી આવતા અનેક કવિઓએ પોતપોતાની દૃષ્ટિએ કાવ્યો લિપ્ત કર્યાં છે. અર્વાચીન કાળનું સાહિત્ય નર્મદ-દલપતથી શરૂ કરતાં મધ્યકાલીન સાહિત્ય ધર્મ અને તત્વજ્ઞાનની ભાવનાથી વિશેષ રંગાયું દીસે છે. એટલે નરસિંહ મહેતાનાં પદો તથા પ્રભાતીયાંઓ, વિવિધ ધર્મભાવનાથી લખાયલાં ભાલણનાં કાવ્યો-શિવભીલડી સંવાદ, સપ્તશતી (ભાષાંતર), પદો, દશમસ્કંધ, રામબાળલીલા, ઉદ્ધવનું રામાયણ, ભીમની હરિલીલા, નાકરનાં શિવવિવાહ, ધ્રુવાખ્યાન વિગેરે પ્રેમાનંદનાં માર્કંડેયપુરાણ, સુદામાચરિત્ર, દશમસ્કંધ વિગેરે, શ્રીધરનું ગૌરીચરિત્ર, નરહરીનું ભગવદ્‌ગીતાનું ભાષાંતર; રત્નેશ્વરનું ભાગવત, મહિમ્નસ્તોત્ર, ભગવદ્‌ગીતા વિગેરે ગીરધરનો તુલસીવિવાહ, તથા સવિશેષે દયારામનાં ધર્મતત્વપૂર્ણ કાવ્ય વિગેરે જોતાં ગુર્જરસાહિત્યની ધર્મપ્રધાન ભાવના અત્યુત્કટ દીસે છે. ક્ષણભર વિચાર થાય છે કે જો આ ધર્મપ્રધાન ભાવના એટલી પ્રબળ ના હોત તો મધ્યકાલીન ગુર્જરસાહિત્ય કેટલું ખેડાયું હોત એ કહેવું શક્ય છે કે કેમ?

અર્વાચીન સાહિત્યમાં એથી ઉલટું છે. ધર્મ-પ્રધાનભાવના એટલી જાગૃત નથી. નર્મદ તથા દલપતે ગુર્જર સાહિત્યની બીજીજ બાજુ દૃષ્ટિગત કરી છે. દેશોન્નતિની ભાવના, સામાજિક સુધારણાની ભાવના તથા પુરોગામી સુવિખ્યાત સંસ્કૃત કવિઓની શૈલીનાં અનુકરણ તથા ગદ્યાત્મક લેખોનો આવિર્ભાવ સબળ થયો છે. ધર્મવિચાર જેવું પણ જરાક સુધારક દૃષ્ટિમાં ગુંથાયલું ધર્મભાવનાનું ગદ્યમય પુસ્તક તથા ઈશ્વરમહિમાનાં કાવ્યો તથા સ્વામીનારાયણ સંપ્રદાયનાં પદોમાં એજ ધર્મદૃષ્ટિ આંખ આગળ તરી આવે છે. હિન્દુધર્મની બાળપોથી, આચરર્યા, આપણો ધર્મ વિગેરે જેવા ગણ્યાં ગાંઠ્યાં પુસ્તકો દૃષ્ટિગત થાય છે. આનાં કારણોમાં સામયિક વાતાવરણ, વિચારશ્રેણિમાં થતા ફેરફારો, પાશ્ચાત્ય સાહિત્યની ભાવનાનો સંપર્ક, તથા પ્રાચીન અને મધ્યકાલીન ગુર્જર સાહિત્યની પુનરુક્ત ધર્મભાવના તથા ધર્મકથાઓથી ધરાઈ ગયેલો જનસમાજ, જૈન જેવા અન્ય ધર્મની આડકતરી સ્પર્ધાનું અનસ્તિત્વ, તથા સનાતન ધર્મભાવના પ્રતિ થતું દુર્લક્ષ ગણાવી શકાય. તેવીજ રીતે તે તે કારણો ઉપરાંત ખાસ કરીને સંવતસોળમા શતકના પ્રારંભમાં થયલા વલ્લભાચાર્યના ધર્મપ્રચારને અંગે ધર્મભાવનાનો જુવાળ મધ્યકાલીન સાહિત્યમાં વિશેષે સંભવે છે. એ કથનના સમર્થનમાં ગોકુળનાથજી પ્રતિ અખાનું કટાક્ષ તેમજ દાંભિક ધર્મભાવના તથા ટાપટીપ પ્રતિ એના તીવ્ર સ્પષ્ટ વાક્પ્રહારો મૂકી શકાય. પરન્તુ નરસિંહ તથા ભાલણમાં તરવરતી ધર્મભાવનાનું સ્પષ્ટીકરણ વલ્લભપંથના પ્રચારથી થઈ શકતું નથી કેમકે તેઓ તેની પૂર્વે થઈ ગયા. તો એમની ધર્મભાવના સ્વયંભૂ હતી કે કેમ એ વિચારવાનું રહે છે. કહેવાયું છે કે નરસિંહપર જયદેવના ગીતગોવિન્દની સ્પષ્ટ અસર છે. જયદેવનું નામ પણ નરસિંહ પોકારે છે, એ હોય ચૈતન્યની પણ હોય. તેથી એમનીજ અસર નરસિંહમાં છે એમ ધીટપણે કહેવું અયોગ્ય છે. અનુભવ પ્રકાશ ધર્મભાવનામાં સવિશેષ આગળ તરી આવે છે, એ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં જણાશે. ભલે રાધાની સખીઓનાં નામાભિધાન ઉદ્ધૃત હોય પણ તેથી મૂળ ધર્મભાવના અને એને અંગે ભક્તિરસનો પૂરપ્રવાહ નરસિંહમાં સ્વયંભૂ છે. ભાલણનું એવું નથી. એણે અનુભવપ્રેરિત લખ્યું નથી. એણે અસંસ્કૃતજ્ઞ સામાન્ય જનસમાજ જે સાહિત્ય શું તે યથાર્થ સમજતો ન હતો અને જેનું માનસ માહિત્યના ગૂઢ રસોનું પાન કરી શકે એવું ન હતું અને જેના શ્રવણો હરિકથારસનું પાન કરવાને ટેવાયલા હતા તેવા વર્ગને માટે લખ્યું. એને અંગે એનું સપ્તશતી ભાષાંતર, શિવભીલડીસંવાદ વિગેરે ધર્મપ્રધાન ભાવે લખાયાં. જ્યારે કાદંબરી, પૂર્વનું નળાખ્યાન વિગેરે વિશિષ્ટ વર્ગ માટેજ યોજાયાં. નાકર વિગેરે કવિનું પણ ધર્મભાવનાને આગળ આણવામાં એજ ધ્યેય હતું. આ ધ્યેય પ્રેમાનંદના સમયથી બદલાય છે. પૌરાણિક કથાઓનાં કાવ્યોથી જનસમાજનું ચિત્ત રંગવું અને ધર્મમય હૃદય એમનું કરવું એ ધ્યેય હવે નથી. પરન્તુ ધર્મભાવનાની પ્રેરણા કરવામાં બહિર્ગત થતા સ્વાર્થનું નિર્મૂલન કરવાનો એનો હેતુ પ્રધાનભાવે છે. ગુર્જર સાહિત્યને રસવતું વિસ્તૃત કરવાનો હેતુ બીજો છે. અને એથીજ એનું માર્કંડેય પુરાણ કેવળ ભાષાંતર નથી. તેમ સુદામાચરિત્ર એકલી ધર્મભાવનાનું પોષક

નથી. એવી જ રીતે મામેરૂં કેવળ ભક્તજનનું જીવન આલેખતું નથી. તેમ સુધન્વાખ્યાન, દાણલીલા, દશમસ્કંધ, હુંડી, શ્રાદ્ધ વિગેરે ધાર્મિક કાવ્યો કેવળ ધર્મભાવના જ વ્યક્ત કરતાં નથી. એ સર્વેમાં સાહિત્યના રંગ ઓછાવત્તા પ્રમાણમાં પ્રકાશે છે.

આ રીતિની અસર હો કે ગમે તે અન્ય કારણ હો પણ વલ્લભ તથા શામળ કેવળ કાવ્યદૃષ્ટિથી ધર્મપંથમાંથી ફાંટો પાડી જૂદે ચીલે ચાલ્યા. એથી એ બન્નેના કાવ્યોમાં ધર્મ.શે વિશેષ રૂપમાં નથી. પરન્તુ તેથી ધર્મભાવના લુપ્ત થતી નથી; કેમકે કવિઓનું જ રાજ્ય તે વખતે નહોતું. તેમ હોત તો અખિલ જનસમાજ એ જ શ્રેણિએ ચાલ્યો જાત. એને લીધે ધીરો, નિરાંત, ભોજો, દિવાળીબાઈ, બ્રહ્માનંદ, નિષ્કુલાનંદ વિગેરે પ્રાકૃત તેમજ વિશિષ્ટ જનસમાજને ઓછીવત્તી અસર કરી શક્યાં અને ધર્મભાવનાનો પ્રવાહ અખંડિત રહ્યો. એમાં દયારામે પૂર જોસ આણ્યો. નરસિંહની ધર્મભાવનામાં જેમ અનુભવનું પોત પૂર્ણ પ્રકાશતાં ભક્તિભાવના ઝળહળ પ્રકાશે છે, તેમ દયારામનાં એ પ્રકારનાં પદોમાં હાર્દિક માનુષીભાવના પૂર્ણ રેડાતાં એની ભક્તિભાવના આકર્ષક બને છે. નરસિંહની ધર્મભાવનાને અંગે ભક્તિમાં તન્મય બનેલું એનું હૃદય સંસારની વિસ્મૃતિના પ્રભાવે આનન્દમય નૃત્ય કરતું તનમનાટ કરી રહે છે ત્યારે દયારામનું હૃદય નયનાદિ ઇન્દ્રિયોદ્વારા પ્રેમભક્તિરસનાં ઝરણાનું સ્થિર હૃદયે પાન કરી રહે છે.

ધર્મનું સવિશેષ સ્વરૂપ પ્રભુ પ્રતિ, ખાસ કરીને શ્રીકૃષ્ણ પ્રતિ, પૂર્ણ પ્રેમયુક્ત પ્રીતિમાં પરિણમતી ભક્તિનો પ્રચાર કરનારી કથાઓમાં દેખાય છે. એટલે જે ધાર્મિક તત્ત્વો સંસ્કૃતમાં રચાયલાં પુરાણોની કથાઓમાં છે તેજ તત્ત્વો વિસ્તૃતરૂપમાં પ્રાકૃત જનોને અસર કરે એવી રીતિએ મૂકાયાં છે. ઇષ્ટદેવ પ્રતિ અનન્ય માનની ભાવના, એનાથી ક્ષણ પણ હૃદયની અન્યમાં આસક્તિ નહિ, એના અદર્શને અત્યન્ત દુઃખ એના દર્શને, સામીપ્યે, સંબધે અત્યંત પ્રસન્નતા અને હૃદયનો અપ્રતિમ સંતોષ, ઇષ્ટદેવને સર્વ સમર્પણ વિગેરે નવધા ભક્તિનાં તત્ત્વો અતિ વિસ્તૃત સ્વરૂપમાં શ્રીકૃષ્ણ અને ગોપીના સંબધે અથવા શ્રીકૃષ્ણ અને તેના ભક્તોના દૃષ્ટાંતે દર્શાવ્યાં છે.

> પૂછતી હીંડે આકુલી વન મધ્યે જે જે દ્રુમ.
> મળશે પ્રીતમ આપણો જેને કહે છે પૂર્ણબ્રહ્મ. હરિ હરિ કરે સુંદરી૦-૧
>
> પૂછે કદમ્બ અશોકને વળી પૂછતાં તાલ તમાલ,
> કિંસુક, અર્ક, પનસ આ વાટે કહેજો રે શ્રીહરિની ચાલ. હરિ હરિ૦-૨
>
> બકુલ કપિત્થને પૂછતી વન મધ્યે જે જે દ્રુમ;
> પર ઉપકારી આપણ, કો' અમને હરિ મળશે ક્યમ રે-હરિ૦-૩
>
> પદ ૧૧૨. દશમ૦ ભાલણ

શતવ્રતાદિકથી ભક્તિનું તત્ત્વ અનન્ય મનાયું છે. અને એ રીતિએ જ્ઞાનને શુષ્ક ગણી એનાથી એ ભક્તિને પર માની તેની સરલસાધ્યતા તથા તેમાં હૃદયની તન્મયતા અને તેથી અપ્રતિમ આનંદસાતત્ય માન્યું છેઃ-

> ઉદ્ધવ કોને જ્ઞાન ગમે, મારે મન વૃન્દાવનમાંહે; હરિ સાથે રમે. ઉ૦ ૧.
>
> મૂર્ખ સ્વર્ગ મોક્ષને માને, તીર્થ વન ભમે;
> ક્ષુધા તૃષાને શીત ઉષ્ણ ઘન, બહુવિધ દુખ ખમે. ઉ૦ ૨.
>
> પદ ૨૭૯. દશમ-ભાલણ.

હારમાળામાં નરસિંહ મહેતાએ એજ ભક્તિતત્ત્વોને અન્ય સર્વ ધાર્મિક તત્ત્વો કરતાં અતિ શ્રેષ્ઠ કલ્પ્યાં છે. અનેક ધર્મમાર્ગાનુયાયીઓનાં મતનું ખંડન સ્વાનુભવદૃષ્ટિએ તથા કોઈ કોઈવાર દૃષ્ટાંતોદ્વારા કર્યું છેઃ કેમકે હૃદયની તત્ત્વતઃ જે તન્મયભાવની આનન્દોર્મિ રસપૂર્ણ ઉછળે તે વિનાની સેવા પૂજા અથવા અન્ય કોઈપણ બાહ્ય આડંબર ને બાહ્યાચાર સિદ્ધિ આપતો નથી; એટલે

દંડ ધરે દીનાનાથ મળે તો આંધળાં લાકડી ઝાલેરે,
જટા ધરે જગદીશ મળે તો વૈકુંઠે વડ ચાલેરે;–અલ્યા.

ભરમ ચોળે ભગવાન મળે તો ગર્ધવ છારમાં લોટેરે,
દંડવતે દયાળ મળે તો ભોરિંગ પ્રભુને ભેટે.–અલ્યા.

વનમાં વસે વ્રજનાથ મળે તો વનચર શામ ન ઢુંકેરે,
શીંગી એ શામળીયો ગળે તો મહેશ શંખ બહુ ફુંકેરે.–અલ્યા.

જગોટા કહેટા કંથા ગોદડી શંખને શીંગી ફુંકારે,
ભણે નરસૈંયો તમે પેર ન જાણો મિથ્યા વદતું મૂકારે.–અલ્યા. પદ ૯૮.

અને તેથી,

સસાર વેવાર સર્વે સાચવીએ વિકારથી વેગળા રહીએરે,
સર્વે ભૂત સમદૃષ્ટે પેખે તેને વૈરાગી કહીએરે.– પદ ૨૮.

સર્વ દેવ કે અંશાવતારો કે અવતારોમાં ભેદ નથી એ તત્વનો પણ ઉપક્ષેપ છે.–

રામ કૃષ્ણમાં અતર શાનો જ્ઞાન તારૂં ક્યાં નાઠુંરે,
પૂરણ બ્રહ્મ છબીલો મારો જેણે ગોકુળ ગાય ચારીરે; પદ ૧૪.

પૂજા, વ્રતવ્રતાદિક વિગેરે કરવાની અનુમતિ પણ છે તેમજ વેદ, ઉપનિષદ્ વિગેરે પણ જે તારતમ્ય કાઢે છે, તેજ તારતમ્ય ભક્તિનું છે એ તત્વનું પણ સૂચન છે.

"વેદ વેદાન્ત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિનો ભેદ અળગો."

પ્રભુના ગુણોનું ગાન તથા માહાત્મ્ય કથન ઇત્યાદિ તત્વોથી લગભગ દરેક ભક્તકવિનાં કાવ્યો ભરપૂર છે. એમની' શક્તિ મુજબ સાહિત્યાદિ કે કાવ્યાદિ અંશોમાં ઓછપ હશે પરન્તુ કેટલાકોએ પૌરાણિક તત્વોને દૃષ્ટિમાં લઈ પોતાની શક્તિ પ્રમાણે વિસ્તારી રસયુક્ત કરવામાં મૌલિકતા બતાવી છે તો કેટલાકોએ એમને પગે ચાલી અનુકરણો કર્યાં છે. નરસિંહથી માંડીને તે દયારામ સુધી આ શૃંખલા અવિચ્છિન્ન છે. કેવળ ગુણગાન રસનિષ્પત્તિમાં ઊણાં હોવાથી ગુણોનાં કાર્ય આ કવિઓએ સવિશેષ દેખાડ્યાં છે એ નરસિંહ, ભાલણ વિગેરેનાં પદો ઉપરથી પરિણમે છે. દયારામમાં વિરોધના છે. એ પ્રભુ પાસે હૃદય તથા મનની નિર્મળતા માટે સહાય માગે છે; એ રીતે પ્રભુની શક્તિ અને તેથી ગુણોની નિષ્પત્તિ સૂચવી છે.

હરિ માહારૂં અંતર શુદ્ધ કરોરે, હરિ મ્હારી નિર્મળ બુદ્ધ કરોરે,
હરિ મુને પ્રપંચ વિસરાવોરે, મુજ મન નિજ છબી લોભાવોરે;
હરિ હું ભાખું એટલું કરોરે, હરિ મ્હારા તનમન તાપ સમાવોરે;
હરિ મ્હારી દુરમતિ દૂર કરોરે અંતર ભક્તિભાવ ભરોરે. દ. કા પૃ. ૨૪૭

ગુણોનું સ્પષ્ટ ગાનઃ—

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરુણસિંધુ ગ્રહો કર મારો;
સાંકડાના સાથી શામળીયા, છો બગડ્યાના બેલી;
શરણ પડ્યો ખળ અમિત કુકરમી, તદપિ ના મૂકો ઠેલી;—હરિ૦

નિજજન જુઠાની જાતિ લજ્જા રાખો છો શ્રીરણછોડ,
શૂન્યભાવને સફળ કરો છો, પુરો બિરદ બળ કોડ;—હરિ૦

અવળાનું સવળુ કરો સુંદરવર જ્યારે જન જાય હારિ,
અયોગ્ય યોગ્ય કરો પતિત કરો પાવન પ્રભુ દુઃખ દુરિતહારિ.—હરિ૦
દ. કા. પૃ. ૨૩૧.

ભગવદ્ગીતા-માહાત્મ્ય તથા ભક્તિપોષણમા પણ કયાગમે વિશેષતા દાખવી પણ એ બનેમા ભક્તિજ પ્રાધાન્ય ભોગવે છે આચાર વિચાર આદિપર ધ્યાન ખેંચાયુ નથી એણે પણ ભક્તજનોના ચરિત્રો તેમજ પૌરાણિક કથાને તથા પ્રેમલક્ષણાભક્તિને પ્રાધાન્ય આપ્યુ છે કક્કો, મહિના વિગેરમા શ્રીકૃષ્ણનુ આરોપણ કરી એ રીતે પણ ભક્તિ ધગાવી છે

વ્રતઆદિ નિયમપાલન કે ઈષ્ટદેવના અવતારની તિથિના મહોત્સવાદિના નિરૂપણો હાલ ગદ્યગ્રંથોમા કે ધર્મસિંધુ કે સસ્કૃત પુરાણોમા જોવામા આવે છે તે રીતે ગુ ક સાહિત્યમા જણાતા નથી પરન્તુ શિવરાત્રિમહિમા જેવા આખ્યાનો એવા વ્રતાદિના સચક તરીકે મળી આવે છે આવા આખ્યાનોમા નાકરનુ વ્યાધમૃગની સવાદ તથા શામળભટના શિવપુરાણમા મળી આવતા બિલ્વપત્ર મહિમા, સોમપ્રદોષ, શિવ કવચ ઉમામહેશ્વરવ્રત, રુદ્રાક્ષ માહાત્મ્ય મૃત્યુંજયમત્ર વિગેરે તથા ભાલણનુ સપ્તશતી (જે આધુનિક ચડીપાઠની પ્રથાને અગે ખાસ સ્ત્રીઓ તથા અસસ્કૃતજ્ઞને માટે રચાયુ લાગે છે ઇત્યાદિને ગણી શકાય)

વ્યાધમૃગની સવાદમા નાકર કહે છે—

માગ માગ કહે ત્રિપુરાર આપુ અરથભડાર
મ્હારી પુજા પ્રેમે કરી તે સર્વે મ મનમા ધરી ૧૪૬
પારધી માગે ઈશ્વરના ચરણ તત્ક્ષણ પારધી હતી થયો ધન્ય
શિવરાત્રિનો મહિમા કયો કુટુબસહિત પારધી ઓધર્યો, ૧૪૭
વ્રત શિરોમણિ છે શિવરાત તેની કોઈ ન જાણે વાત
ચતુર્દશી વ્રત જે કોય કરે તેહના કારજ સઘળા સરે, ૧૪૮ પ્રા કા દો ૭૮

શામળ શિવપુરાણમા લખે છે—

સત્યેક શિવરાત છે ઉપવાસ જાગરણ થાય
બિલ્વીપત્ર સમર્પતા પાપ પ્રલે થઈ જાય ૧૪૩
ગોકર્ણેશ્વર મહિમા પૃ ૩૧ કા દો ૮

ચડી આખ્યાન અથવા સપ્તશતીમા ભાલણે છેવટે એવોજ મહિમા નવરાત્ર મહોત્સવનો ગાયો છે

જેને પુરાણનો અધિકાર નહિ સ્ત્રી શદ્ર રે કામ
ભાષાએ કરી બાધીયુ અબિકા કેરૂ આખ્યાન ૫
જેનુ સ્તવન બ્રહ્માદિક ન જાણે તો મનુષ્ય કિ કુશમાત્ર
સ્તવન માટે વિનવ્યુ પદ બધ કરીને ગાત, ૬
નવરાત્રિમા ઉત્સવ કરીને આખ્યાન ગાયે જેહ
સદા સુખ પામે ઘણુ દુખ ન દેખે દેહ ૭
આઠમ ચૌદશ ગાન કરે પામે પુત્ર કલત્ર પરિવાર,
ધન ધાન્ય સુખ પામે ઘણુ જે સાભળે નર ને નાર ૮ ૧૦૫ કા દો ૫

ગીરધરના તુલસીવિવાહમા તુલસીની પવિત્રતા તથા તુલસીવિવાહ કરાવાનુ માહાત્મ્ય સ્પષ્ટ છે—

તેહેના ભાગ્યતણો નહિ પારરે ભૂતળમા તેનો ધન્ય અવતારરે,
શુભ મુહુર્તમા તુલસીજી રોપાવેરે શુદ્ધ ભૂમિ સુગધ સીચાવેરે,
ધૂપ દીપ નૈવે ધરાવેરે, ત્યા તો નવરગ ચિત્ર લખાવેરે,
દિન પ્રત્યે હરિગુણ ગાયરે તુલસી જ્યારે મોટા થાયરે,
બ્રાહ્મણ વૈષ્ણવ સાધુ તેડીરેરે વહેવાઈ થઈને તેને ઘર જઈએરે,
શાળિગ્રામ શું વિવાહ કરીએરે શુભ મુહુર્ત લગ્નનુ ધરિયેરે

પુત્રો પોતાની હોય જ્યમરે, વિવાહ તુલસીનો કરીયે ત્યમરે,
તુલસી મંજરી આવતા પહેલાર કરીયે લગ્ન પ્રભુ સાથે વહેલારે,
પ્રા કા ૩૧ પદ ૨૬ સુ

ધાર્મિક દૃષ્ટિથી લખાયલુ આ સાહિત્ય વિસ્તૃત પ્રમાણમા છે વિવિધ દેવોની આરતિઓ પણ ઠીક પ્રમાણમા છે શિવાનંદની દ્વાદશ લિંગની આરતી, મહાદેવની દશાવતારની આરતી, હરિહરની આરતી વિગેરે દેવપૂજનાદિની સમાપ્તિ વિધિ સમયે છે દેવમદિરમા પણ આ અને આવી આરતીઓ ગવાય છે એ આરતી ગાવાના સમય પૂર્વે થાળ ધરાવતી વખતના જેવા થાળના પદો શ્રીકૃષ્ણ, રાધાકૃષ્ણ કે સ્વામીનારાયણના મદિરમા ગવાય છે અને જે રચાયા છે તેવાજ પદો શિવાનંદના શિવપૂજાના છે.

ભોજન કરોજી ભવાનીશંકર ષટરસ કૃત પકવાનજી,
મધુરે મીઠે મન ભાવતે, મુખ શ્વાસ લીજે ભગવાનજી

તથા ઉઠોની શ્રી મહાદેવ અવશ્યમેવ પધારીએરે, મારા શંભુજીરે,
ઘણું ઘણું થાય અસુ ઉંચો સુર મસ્તક ચઢે, મારા૦ પૃ ૮૧૮-કા દો ૩

તથા
ષટરસ પૂરી રે થાલ ગંગાધર ગિરિજા સગે ભોજન કીજે પૃ ૮૧૮ કા દો ૩

દેવોનુ પૂજનાદિ થઈ રહ્યા પછી તેની પ્રસન્નતા માટે તથા ભક્તોના આનન્દ માટે ભજનો ગવાય છે. આવા ભજનોમા શિવાનંદના ગણપતિના સ્તવનો "જય જય ગણપતિ નમો નમો, જય૦" "આદ્ય નમુ એકદત," "પ્રથમે પ્રણમુ ગજ વદન," ઇત્યાદિ તથા શ્રી શકરના "હારે આવો તો રુદ્ર દેખાડુ આજ પ્રભુ ત્રિપુરારરે" તથા અંબિકાના "આવોની સઘળા ગરબે ગાયે આજ નિશા રળીઆતરે" એમ અનેક પદો મળી આવે છે

સાહિત્યની ઉંચી દૃષ્ટિ વિહિત કરતુ માતાનુ એક નૌતમ પદ શિવાનંદે લખ્યુ છે—

માના વેણી વિશાળે શોભતા તે તો ભુજગ કરી યુવતીરે
માતાજી કરુણાવિલોક્ય નિહાળીએરે,—૧
માતા ભાલ સુધાકરની રેખ તે તો કાલ ગજકુશ પેખરે—માતાજી૦ ૨
માની ભ્રકુટી દીર્ઘ માનીએ તે તો કોકનદ અવિ જાણીએ—માતાજી૦ ૩
માને કરણે કુડલ ગોભતા તે તો વેલ કુસુમજ કુસ્તારે—માતાજી૦ ૪ કા દો ૩

એવી રીતના શિવાનંદે વસતના તથા હિંડોળાના પણ પદો ઘણા લખ્યા છે, જેમા સાહિત્યદૃષ્ટિ પણ ઝળહળે છે—

કેટલીકવાર દેવોને અતિ વ્હાલી મનાતી વસ્તુઓના મહિમાગાન રૂપી ભજનો પણ છે. શિવાનંદનું ભસ્મ ઉપર એક જાણીતુ કાવ્ય છે

ભસ્મે અક્ષર નાખ્યા ભૂસી—હો ભસ્મે૦
સર્વ દશ જેમ મોહરો મૂક્યો, સર્વ વિર પીધુ ચુસી—હો૦
એક ભીતે તે ભસ્મ ચઢાવી મોહી નાર તે આરતી લાવી
તેનો ટગાયો તે યમનો દડ કયા છેરે પ્રશ્નોત્તર ખડ—હો૦

અજરામરે લખેલુ શિવ ભીનડીનુ પદ સામાન્ય રીતે ભજનમા ગણાઇ જાય છે. દયારામના પદોમાં કેવળ મહિમાગાન કે સ્તુતિ નથી મહિમાગાનના ભજનો અને પદો પણ પુષ્કળ મળી આવે છે તથાપિ સ્તુતિના પદો થોડા છે તેમા રાવા ભક્તનુ જરા જૂદુ પડે છે —

બેડો બાઈ બુડતો તારોરે આજે આપ પાર ઉતારોરે,
આ ભવે હુ તો ઘણું કમાયો ભર્યો અનર્થ માલ
મધ્ય દરિયા વચ્ચે તોફાન લાગ્યુ ત્યારે થયો હેવાલ—બેડો૦

વલ્લભભટનાં બહુચરાજીનાં ગુણગાનની ગરબીઓ તથા કાવ્યો લગભગ બધાં ભજન જ છે. અંબિકેન્દુશેખર કાવ્યમાં અંબિકાની અનેક પ્રકારની સ્તુતિઓ, ગરબીઓ, તથા આરતીઓ દેવીના પ્રભાવનું તથા દેવીના વધતા જતા માહાત્મ્યનું ભાન કરાવે છે; કલિયુગમાં તો જાગતી જ્યોત અંબા એ ધાર્મિક માન્યતાને દૃઢ કરે છે. એમાં વિશેષ પ્રચલિત કાવ્ય. 'અલબેલીરે અંબે માત જોવાને જઇયે.' એ છે.

દયારામનાં ભજન નહિ પણ ભજનરૂપે ગણાય એવાં બોધનાં તેમજ ધર્મભાવના જાગૃત કરતાં પદો ઘણાં છે. એનો હેતુ ભોજો, કે નિરાંત કે ધીરાના જેવો નથી. એકાદ જોઇયે:—

મૂરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું.
મિથ્યા લવરી કરે મનમાની નહિ તેનું ઠામ ઠેકાણું રે.
દામનું કામ નહિ, નહિ પરિશ્રમ ગાતાં ગોવિંદગુણ ગાણું.
કિંચિત્ શ્રમ ને લાભ ઘણેરો નહિ કોઈ એહ સમાણું રે. મૂરખ૦

ભાલણે સ્પષ્ટ કહ્યું છે કે જે મનુષ્યોને સંસ્કૃત આવડતું નથી તથા ધર્મના નિયમો પ્રમાણે અમુક પુસ્તકો વાંચવાનો અધિકાર નથી તેને માટે ચંડીઆખ્યાન જેવું કાવ્ય પ્રાકૃતમાં ઉતાર્યું છે. એ કવિઓનો જમાનો પણ મોટે ભાગે સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ હોવાથી ધાર્મિકભાવના સબળ રાખવા આ રીતિ અનુસરવી પડી છે, કાવ્યો જલદી સ્મૃતિમાં રહે તથા ગેયતાને લીધે તત્કાલ અસર કરી શકે તેથી કાવ્યરીતિ વધારે અનુકૂળ થઈ પડી. મહિમાગાન, વા ગુણગાનથી વધારે કાર્યશક્તિ ખીલે એ આધારે મહિમાગાન વધાર્યાં. :પુરાણાદિ કથા લોકપ્રિય હોવાથી એ વિસ્તારી, રસમય કરી એમાં ધર્મભાવના સતેજ રહે એવી રીતિ આદરી. આચાર વિચારાદિની પવિત્રતા સચોટ મન ઉપર બેસાડવા માટે તેનાપર જૂદાં કાવ્યો ન રચતાં આખ્યાનો વિગેરેમાં જ તે જણાવી. અમાસ, બારસ, અષ્ટમી વિગેરે તિથિઓની પવિત્રતા; મકરસંક્રાંતિ, કૃષ્ણજન્માષ્ટમી વિગેરેની વિશેષતા; પિતૃતર્પણ શ્રાદ્ધાદિ યજ્ઞકર્માદિ વગેરેની આવશ્યકતા વિગેરે જુદાં લખવાથી અસરકારક ન નીવડે એવા હેતુથી તેને કથામાં સંયોજ્યાં છે.

ધર્મભાવના શુદ્ધ સ્થાપવાનો, ધાર્મિક નિયમો, વ્રતો આચારો તથા પૂજન અર્ચનાદિ શુદ્ધ અંતઃકરણે કરાવવાનો હેતુ સ્પષ્ટ તરી આવે છે. કેમકે કેવળ બાહ્યાડંબરથી તે કરનારા પ્રત્યે સબળ તિરસ્કાર પૂર જોરમાં દેખાય છે. આ સાહિત્યમાં અખાએ આરંભ કર્યો છે એમ કહીએ તો ચાલે:—

એક મૂરખને એવી ટેવ પત્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત ઘણા પરમેશ્વર એ કયાંની વાત,
તિલક કરતાં ત્રેપન વહ્યાં જપમાળાનાં નાકાં ગયાં.
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ તોય ન પહોંચ્યા હરિને શર્ણ,
કથા સુણી સુણી ફુટયા કાન અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

આ પ્રમાણે ધર્મ અને ગુજરાતી સાહિત્યનો સંપર્ક અનિવાર્ય હતો એ સ્પષ્ટ થાય છે. દયારામ કવિના રસિકવલ્લભ ગ્રંથ વિના બીજા કોઈ ગ્રંથોમાં બીજા કવિઓનો આશય એટલો ધર્મચર્ચા તાત્વિક દૃષ્ટિએ કરવાનો જણાતો નથી. એટલે ધર્મનાં રહસ્યોનાં ઉંડાણ જોવાયાં નથી પણ જે પુરાણ સાહિત્ય હતું તેને વિવિધ રીતે વિશેષ સરળ કરી નાખી રસવંત કરી મહિમાગાનથી શોભાવ્યું છે.

ગદ્ય ગ્રંથો જોઇયે તો ખાસ કરીને તેમા ધર્મભાવનાની પુન સ્થાપના કરવાનો જ હેતુ હોય તેવો નર્મદનો 'ધર્મવિચાર' આખ આગળ તરી આવે છે. એજ ગદ્યગ્રંથ એવો અણમૂલ છે. એમા પિતૃતર્પણ, શ્રાદ્ધાદિ, નિત્ય નૈમિત્તિક કર્માદિ, સ્નાન સધ્યાદિ આચાર વિચાર વિગેરેનુ દરેક શૈલીમાં ધર્મના વિસ્તૃત વિચારની વિસ્તૃત ચર્ચામા અવતરણ કર્યું છે. સનાતન ધર્મ ભાવના વિષેના એમના વિચારો સમજવા જેવા છે –

"મૂર્તિપૂજા સેકડો વર્ષ થયા સ્થાપિત થયલી, તેને દેશમાથી કાઢી નાખવાને જે કઈ બોલાય છે તે મગજ વિનાનુ છે જ્ઞાનધર્મ-વેદધર્મમા કર્મ માત્ર ગૌણ છે તો કર્મનો એક પ્રકાર મૂર્તિપૂજા તે પણ ગૌણ છે."

પૃ ૬૩ ધર્મવિચાર

ધર્મજિજ્ઞાસાના પ્રકરણમા નર્મદે સસ્કાર, વેદાધ્યયન, દેવકર્મ, પિતૃકર્મ, શૌચાશૌચ, ભક્ષ્યાભક્ષ્ય, પ્રાયશ્ચિત્ત વિગેરે વિષયોપર ચર્ચા કરી છે. શ્રીયુત આનદશકરની હિન્દુધર્મની બાળપોથી તથા આપણો ધર્મ વિગેરે પુસ્તકોમા પણ હિન્દુધર્મના સનાતન તત્વોનુ સમારોપણ છે. સ્વ મણિલાલની સુદર્શન ગદ્યાવલિ જેવા પુસ્તકોમાં પણ અવારનવાર એજ ધર્મના તત્વોનુ સમર્થન છે. પ્રસ્તુત વાઙ્મય જોતા પણ સતીચરિત્ર વિગેરે પુસ્તકોમા પણ ધાર્મિક પ્રસગોપર લેખકોનુ ધ્યાન હોય છે પરન્તુ ધાર્મિક તત્વોના મુદ્દા તરી આવતા નથી. વસ્તુત જે કાઈ મળે છે તે ગદ્યમા સમારોપિત છે અને તે પણ અત્રતત્ર ગહ્યુગાહ્યુ.

વિશેષત ધર્મની આધુનિક સ્થિતિ જોતા એના તત્વોને નવીન રીતે સાહિત્યના પોષક તત્વોથી યુક્ત કરી આધુનિક જમાનાને અસર કરે એવી રીતે યોજના કરવામા આવે તો જે શ્રેણી તૂટી છે તે અવિચ્છિન્ન રહે એ નિ સશય છે.

•



સ્વરાજ્ય કોને નહિ જોઇતું હોય? પ્રત્યેક ભારતવાસીએ એની પ્રાપ્તિને સારૂ પ્રાણાર્પણથી સપૂર્ણ પ્રયત્ન કરવો જોઇયે અને સ્વરાજ્ય એટલા સારૂ જરૂરનું છે કે તે વડે આપણે આપણા ધર્મ જાતિ કુલ, માન, મર્યાદા, સસ્કૃતિ આદિનુ રક્ષણ કરી શકિયે પરંતુ તેની પ્રાપ્તિના પહેલાં જ આપણા પ્રાણપ્રિય ધર્મ અને સસ્કૃતિને જો રસાતળમા પહોચાડી દઈયે તો સ્વરાજ્યને આપણું રાજ્ય કઈ રીતે કહી શકાશે?

પૂ ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહોદય

# હિંદનું ભાવિ બંધારણ અને હિંદુ કોમ

શ્રી. પ્રહ્લાદ ચંદ્રશેખર દિવાનજી
એમ. એ., એલ એલ. એમ.

હિંદ અત્યારે સંક્રાંતિકાળમાં છે. તેનું હાલનું રાજ્યબંધારણ અમલમાં આવ્યાને ભાગ્યે ત્રણ વર્ષ થયાં હશે એટલામાંજ તેનાથી અસંતોષ થયલો માલમ પડ્યો હતો અને ત્યારપછી વખતોવખત તે એક યા બીજા રૂપમાં વ્યક્ત થયાં કરતો હતો. તેને પરિણામે તેને બદલે બીજું કેવું બધારણ આ દેશની પરિસ્થિતિને અનુકુળ થઈ પડે એમ છે તે વિષેની તપાસ કરવા માટે ગ્રેટબ્રિટનની પાર્લમેન્ટ તરફથી સાઈમન કમિશનની નિમણુક થઈ. તેમાં હિંદીઓ પૈકી કોઇનેજ સ્થાન નહીં મળ્યું હોવાને લીધે તેણે અહીં આવીને જે તપાસ કીધી તેમાં હિંદનાં રાજકારણી સ્રીપુરુષોમાંથી મોટા ભાગે સહકાર કીધો નહીં અને તેથી તેનો રિપોર્ટ નકામો પડ્યો અને ગોળમેજી પરિષદની નવી યોજના રચાઈ. તેની બે બેઠકો થઈ ગઈ છતાં તેનું કામ હજી અધુરૂંજ રહેલું છે અને હવે જે ત્રીજી બેઠક આ સાલના ચોમાસા પછી ભરવાનું નક્કી થયું છે તેમાં મુખ્ય મુખ્ય બાબતોના નિર્ણય કરવાનું બની શકે તે માટે ત્રણ સમિતિઓ નિમાઈ છે અને તેમણે હિંદમાં આવીને પોતપોતાના કાર્યનો આરંભ પણ કર્યો છે. ત્રીજી બેઠકનું કામ પુરૂં થતાં સહેજે સને ૧૯૩૨નો છેડો તો આવીજ પહોંચશે એમ લાગે છે અને ત્યારપછી બ્રિટિશ પ્રધાનમંડળ તરફથી નવા રાજ્યબધારણને લગતા બિલનો ખરડો તૈયાર કરવામાં આવશે. તેને યોગ્ય વિધિઓમાંથી પસાર થઈ, કાયદાનું રૂપ મળતાં અને તેને અમલમાં મુકાતાં સને ૧૯૩૫ની સાલ આવી પહોંચશે એમ અ યાર સુધીના અનુભવ ઉપરથી અનુમાન કરી શકાય છે.

આમ જો કે નવું બંધારણ કેવું થશે તે હજી શંકાસ્પદ છે તો પણ હિંદની સમસ્ત પ્રજા તરફથી અમુક જાતના બધારણ માટે એકસપિલી માંગણી કરવાનું બની શકે તે માટે છેલ્લાં ૪–૫ વર્ષથી જે અનેક પ્રયત્નો કરવામાં આવેલા તે સર્વે નિષ્ફળ ગયલા, તેમાં વળી ગોળમેજીની બીજી બેઠક વખતે હિંદુ સિવાયની કોમોએ જે હિલચાલ કીધેલી અને અસ્પૃશ્ય જાતિ તરફથી પોતાના પૃથક્ પ્રતિનિધિત્વ માટે જે મક્કમ પ્રયાસ થયલો અને તેને લાગતાવળગતાઓ તરફથી જે અનુમોદન મળેલું અને હાલ કામ કરતી મતાધિકાર સમિતિને જે કામ સોંપવામાં આવ્યું છે એ વગેરે જોતાં એમ લાગે છે કે જ્યારે પણ નવું બંધારણ ઘડવામાં આવશે ત્યારે તેમાં મતાધિકાર કોમી ધોરણ ઉપર વહેંચવામાં આવશે. રાષ્ટ્રની દૃષ્ટિએ આ અનિષ્ટજ છે પરંતુ હાલ તુરત તે સિવાય ગતિ નથી કારણ કે હિંદુઓની કોમ જે સૌથી મોટી છે તે બીજી નાની કોમોનો વિશ્વાસ સપાદન કરી શકી નથી અને જ્યાંસુધી તે કરી શકે નહીં ત્યાંસુધી એકત્ર ચુંટણીથી લાભ છે કે હાનિ એ પ્રશ્ન ઉપર મતભેદ રહેજ.

હવે એકત્ર ચુંટણી માટે સર્વે કોમો વચ્ચે એક સંપની જેટલી જરૂર હતી તેટલીજ જરૂર કોમી ધોરણની ઉપર ચુંટણી થાય ત્યારે પ્રત્યેકના પેટા વિભાગોમાં માંહોમાંહેના એક સપની છે કારણકે જ્યારે

પરસ્પર સ્પર્ધા ન હોય ત્યારે જ સૌથી વધારે લાયકાતવાળા ઉમેદવારોને જ ચુંટી કાઢવા તરફ આખી કોમનું લક્ષ રહે. તેને બદલે જો તેઓમાં પરસ્પર સ્પર્ધા હોય તો મમતને પ્રાધાન્ય મળે અને તેથી કોમનું એકત્ર હિત જાળવવામાં અંતરાય આવે.

આનું મહત્વ થોડાં વર્ષ અગાઉ જુના વિચારના હિંદુઓ સમજતા નહીં અને તેથી તે તરફ દુર્લક્ષ રાખતા. પરંતુ જ્યારે સર હરિસિંગ ગૌર અને દિ. બા. હરવિલાસ શારદા જેવા હિંદુ સુધારકોએ હિંદુ રૂઢીશાસ્ત્રને જ નહીં પરતુ હિંદુ ધર્મશાસ્ત્રને પણ સજ્જડ ફટકા મારનારાં ખીલો ધારાસભાઓ પાસે પસાર કરાવ્યાં અને તેનો કાયદા તરીકે અમલ થવા લાગ્યો ત્યારે તેમની આંખો ઉઘડી અને એવું આક્રમણ હવે પછી ન કરવામાં આવે તે હેતુથી તેમણે કેટલીક યોજનાઓ ઘડીને અમલમાં મુકવી શરૂ કરી. સદ્‌ગત વિદ્વદ્‌ર્ય લક્ષ્મણશાસ્ત્રીજીએ આમાં ઘણો અગત્યનો ભાગ ભજવેલો અને તે બદલ હિંદુસમાજ એમનો ઋણી રહેશે.

પરતુ હિંદુ સમાજ ઉપર અમુક આફત ઝઝુમતી હોય તેને ટાળવા પુરતો પ્રયાસ કરીને અટકી જવાથી ભવિષ્યનું કામ થાય એમ નથી. જ્યારે હાલના રાજ્યબંધારણમાં પ્રજાને જે થોડીક સત્તા છે તેને જોરે જ હિંદુ સંસાર વ્યવહારમાં મહત્ત્વના ફેરફાર કરીને તેને હચમચાવી નાંખનારાં ઘણાં બિલો પસાર થયાં છે અને થવાની તૈયારીમાં છે ત્યારે વિશાળ સત્તા આપનારૂં બંધારણ અમલમાં આવશે ત્યારપછી તેમાં કેવા કેવા ફેરફાર ધારાસભા મારફતે થવાનો સભવ છે તેનો ખ્યાલ કરવાની અને તેને અટકાવવા. માટે અત્યારથી પાળ બાંધવાની જરૂર છે.

વળી એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે હિંદુ ધર્મશાસ્ત્રને બાળી મુકવા અગર પાણીમાં બોળવા માટે પોકાર કરનારા અને તેના મૂળ સિદ્ધાન્તોને પણ શિથિલ કરે એવા કાયદાઓ ઘડવાની હિમાયતી કરનારા કોઈ વિધર્મીઓ નથી પણ આપણી હિંદુકોમમાં જન્મેલા અને ઉછરેલા ગૃહસ્થોજ છે. અલબત્ત, તેને અનુમોદન આપનારા વિધર્મિઓ છેજ પરતુ તેમનો કાંઈ દોષ કાઢી શકાય નહીં કારણકે જ્યાં લગી આપણા સહધર્મિઓ પહેલ કરે નહીં ત્યાં લગી તેમને કાંઈપણ બોલવાનો કે કરવાનો પ્રસંગજ આવે નહીં. તેથી આપણે હિંદુ સંસ્કૃતિનું રક્ષણ કરવા માટે આપણા પોતાના સમાજબન્ધુઓની સામેજ થવું પડે એમ છે. તેમ કર્યાથી સમાજમાં આંતર્વિગ્રહો પેદા થાય એ સ્વાભાવિક છે પરંતુ જેમ કંઈ રોગ થયો હોય તે વખતે તેની અવગણના કર્યાથી તે વધવાનો સંભવ રહે છે અને તેને દૂર કરવાના ઈલાજો લીધાથી આરોગ્યસુખની પ્રાપ્તિ થાય છે તેમ આ પાશ્ચાત્ય વિચારોથી બ્હેકી ગયલા મગજવાળા હિંદુઓથી સમાજને થતા નુકસાન તરફ દુર્લક્ષ ન કરતાં તેને અટકાવવાના પ્રયત્ન અન્તઃકરણપૂર્વક કરવામાંજ સમાજનું શ્રેય છે.

ત્યારે ક્યા ઈલાજો કર્યા હોય તો એવાં અનિષ્ટ પરિણામ અટકાવી શકાય ?

એક તો એ કે જેમ સુધારકો ધારાસભાઓમાં લોકપ્રતિનિધિ તરીકે પ્રવેશ કરવાના તનતોડ પ્રયત્નો કરે છે તેજ પ્રમાણે સુયોગ્ય સમાજરક્ષકોએ પણ પ્રયત્નો કરવા. એટલું તો ખરૂજ કે જ્યારે એ બે જાતના હિંદુઓ વચ્ચે હરિફાઈ હોય ત્યારે સરખા પ્રભાવવાળા ઉમેદવારોમાં પહેલા કરતાં બીજાને ચુંટાવાનો વધારે સંભવ રહે કારણ કે સમાજનો મોટા ભાગ હિંદુસંસ્કૃતિને જાળવી રાખવાના વલણવાળોજ હોય છે. પરંતુ તે ક્યારે બને કે જ્યારે લોકમત એ બાબતમાં બરોબર જાગૃત થાય, અને તે ક્યારે થાય કે જ્યારે ચુંટણી થવાની હોય તેના થોડા વખત અગાઉ વર્તમાનપત્રો અને વ્યાખ્યાનોદ્વારા હિંદુસંસ્કૃતિનાં મૂળતત્ત્વો, તેને જાળવી રાખવાની આવશ્યકતા, ધારાસભાઓદ્વારા અત્યારલગીમાં હિંદુસમાજના મોટાભાગની મરજી વિરૂદ્ધ જે જે

મહત્ત્વના ફેરફારો થવા પામ્યા છે તેને લગતી માહિતી અને તેને અટકાવવા માટે તે સંસ્કૃતિનું અભિમાન ધરાવનારા અને તેના ઉપર થતું આક્રમણ અટકાવવાના સામર્થ્યવાળા સભ્યો ચુંટી કાઢવાની આવશ્યકતા વગેરે જ્યાં જ્યાં મતધરાવનારાઓ રહેતા હોય ત્યાં ત્યાં પહોંચી વળીને સમજાવવામાં આવે. આ કામ સ્વાર્થવૃત્તિ કરતાં સેવાવૃત્તિથી કરવામાં આવે તો તેમાં સાફલ્ય મળવાનો ઘણો સંભવ રહે છે કારણકે આપણા સહધર્મિઓ હમેશાં સ્વાર્થત્યાગીઓને માન આપતા આવ્યા છે અને તેમના કહેવા ઉપર તેમનો ઝટ વિશ્વાસ બેસે છે એટલું જ નહીં પરંતુ તેમની સૂચનાઓને પણ તેઓ આજ્ઞા તરીકે માને છે.

આ તો એક તાત્પુરતો ઇલાજ થયો. તેથી સમાજમાં જે વિભાગો અત્યારે અસ્તિત્વ ધરાવે છે તે બ્હાર તરી આવવાના એ સ્પષ્ટ છે. પરંતુ ઉપર કહ્યું તેમ હાલ છે તેના કરતાં પણ ભવિષ્યમાં હિંદુસમાજમાં એકસંપની વિશેષ જરૂર છે. બીજી કોમોમાં પણ વિભાગો તો છેજ પરંતુ તે કોમો એટલી ડાહી છે કે જ્યારે તેમની સંસ્કૃતિ ઉપર આક્રમણ થવાનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ એકત્ર થઇને સામનો કરી શકે છે. હિંદુસમાજનું એ દુર્ભાગ્ય છે કે તે એવે પ્રસગે પણ એકત્ર બની શકતો નથી. આનાં અનેક કારણો છે. તેમાંથી સંસ્કારભેદ સિવાયનાંમાં મુખ્ય પ્રાંતિક અસ્મિતા, જ્ઞાતિભેદ અને સમ્પ્રદાયભેદ છે. આ દોષો થોડેઘણે અંશે હિંદુસ્થાનમાં સર્વત્ર વ્યાપી રહેલા છે પરંતુ તે વિશેષે કરીને દક્ષિણ હિંદુસ્થાનમાં ઘણાં ઉંડાં મૂળ ઘાલીને બેઠા છે, તે એટલે લગી કે જેઓએ યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી લીધેલી હોય છે અને જેમણે જ્ઞાતિબંધનો અને ધાર્મિક માન્યતાઓને તિલાંજલિ આપી દીધેલી હોય છે તેઓ પણ પ્રાંતિક અસ્મિતાના દોષથી મુક્ત હોતા નથી, તેમ જેમણે સંન્યાસ લીધેલો હોય છે તેઓ પણ સમ્પ્રદાયભેદને ભૂલી જઈ શકતા નથી. જ્યાંલગી આવી સંકુચિત મનોદશા નાબુદ થાય નહીં ત્યાંસુધી સમસ્ત હિંદના હિંદુઓનું તાત્ત્વિક સંગઠન શક્ય નથી, અને તે જ્યાંલગી થાય નહીં ત્યાંલગી બીજી કોમો સાથેની હરિફાઈમાં હિંદુ કોમ ટકી શકે નહીં. આનું પરિણામ આગળ ચાલતાં એ આવવાનો સંભવ છે કે જે કોમો આપણા કરતાં વિશેષ સ્વજાત્યભિમાન અને સંરક્ષણશક્તિ દેખાડી શકશે તે આપણા ભાવિની નિયંતા બને અને જેવી સ્થિતિ અત્યારે અમેરિકાના રેડઇન્ડીઅનોની છે તેવી હિંદના હિંદુઓની થઈ જાય.

એ ભયંકર પરિણામ અટકાવવા માટે આપણે આપણી પરિસ્થિતિનો પૂર્ણપણે વિચાર કરીને યોગ્ય ઇલાજો સવેળા લેવાની જરૂર છે. જુની સંસ્કૃતિને વળગી રહેવાની ચિવટાઈ ધરાવનારાઓએ એમ વિચાર કરવો જોઇએ કેઃ—મનુ, યાજ્ઞવલ્ક્ય કે પરાશરની સ્મૃતિમાંથી જે હિંદુ સમાજબંધારણનો ખ્યાલ આવે છે તેવું આપણું બંધારણ રહ્યું છે? અને રહ્યું હોય તોપણ બદલાતી પરિસ્થિતિમાં તેને જેવું ને તેવું જાળવી રાખવાનું બની શકે એમ છે? જેમ એક તરફ તદ્દન શાસ્ત્રચુસ્ત અને રૂઢીચુસ્ત પંડિતો અને શાણા પુરુષો છે તેમ બીજી તરફ હિંદુસમાજની યુરોપીય સમાજના ધોરણ ઉપર પુનર્રચના કરવાની મહત્ત્વાકાંક્ષા ધરાવનારો અને તે પણ સામર્થ્યવાન્ સુધારકવર્ગ અને આગળપાછળનો વિચાર ન કરી શકનાર તરુણ વર્ગ છે. એ બે મહાન બળો નીચે ઘંટીનાં બે ભારે પડો નીચે જેમ ધાન્ય કચડાઈ જાય તેમ કચડાઈ જતો આમવર્ગ જે સ્વતંત્ર વિચાર કરી શકતો નથી, જેને સિદ્ધાન્ત શું તેનું મુદ્દલ ભાન નથી અને જે પોતાની જીવનનૌકા આર્થિકબળરૂપી મહાપ્રાણને આધારેજ હંકાર્યે જાય છે, તે છે. અને કેવળ આર્થિક બળ તો હિંદુસંસ્કૃતિનું પોષક કરતાં વિનાશકજ વિશેષ છે. વળી જેઓ પોતે એવું અભિમાન રાખે છે કે તેઓ તે સંસ્કૃતિને જેમની તેમ જાળવી રાખી શક્યા છે તેઓ પણ સ્વેચ્છાથી, પરવશતાથી અગર માનસિક નબળાઇથી પોતાના પ્રિય સિદ્ધાન્તોને કેટલીક વખતે આપદ્ધર્મને નામે બાજુએ નથી મુકી દેતા! શું ધર્મશાસ્ત્રના સિદ્ધાન્તોને અનુસરીને નિયમોમાં પરિસ્થિતિપરત્વે ફેરફાર નથી થયા? જો સ્મૃતિકે ટીકાકારો અને નિબંધકારોને તેમ કરવાની છુટ હતી તો આપણા કાળની પરિસ્થિતિને લક્ષમાં રાખીને

તેમા યોગ્ય ફેરફાર અત્યારે પણ કેમ ન કરી શકાય ? ધારો કે તમારો એવો અભિપ્રાય હોય કે તેવી છુટ લેવાનો આપણો અધિકાર નથી તોપણ જો તમારે સમાજના નેતા તરીકેની તમારી સ્થિતિ સુદૃઢ કરવી હોય તો યુગબળને નમતુ આપેજ છુટકો છે, તેમ નહીં કરો તો જેમ છેલ્લા ૭૫ વર્ષમા થતુ આવ્યુ છે તેમ તમારો સમાજ ઉપરનો અંકુશ નબળો ને નબળો પડતો જવાનો, તમારા પોતાના સતાનો પણ સમય પ્રવાહમા તણાઈ જવાના અને તમારો વર્ગ નામશેષ થવાનો અને તેની સાથે હિંદની સનાતન સસ્કૃતિના અવશેષો સચેતન સૃષ્ટિમાથી નિકળીને અચેતન સૃષ્ટિમા ઢળવાના અર્થાત્ કે જે સ્થિતિ પ્રાચીન બેબી લોનીઅન, એસીરીઅન, ઈજીપ્શ્યન, ગ્રીક, રોમન વગેરે સસ્કૃતિઓની થઈ છે તેવી જ સ્થિતિ આપણી સસ્કૃતિ જે અત્યાર લગી ટકી રહી છે તેની પણ થવાની એ અત્યારલગીના આક્રમણો સાથે ટક્કર ઝીલી શકી તે પાછના સમાજનેતાઓની દીર્ઘદૃષ્ટિ, સમયસૂચકતા અને આત્મશ્રદ્ધાનુ પરિણામ છે, બાકી એના ઉપર ફટકા, બ્હારથી અને અંદરથી, પડવામા કાઈ કચાશ રહી નથી તેમના જેવા ગુણો તમે ધારો તો તમારામા પણ ખીલવી શકાય એમ છે કારણકે તમે જે પોતાની જાતને તેમના કરતા હલકી માની બેઠા છો તે અજ્ઞાનનુ પરિણામ છે વાસ્તવિક રીતે જોતા અને સનાતન વૈદિકસિદ્ધાન્ત પ્રમાણે જે શુદ્ધ સચ્ચિદાનંદ આત્મા તેમના હૃદયમા વિલસતો હતો તેજ તમારા હૃદયમા પણ વિલસે છે એ દેશકાળથી અબાધિત છે ઠેઠ હિરણ્યગર્ભથી માડીને તે અત્યાર સુધીની સૃષ્ટિમા તે તો એકજ સરખો ઓતપ્રોત રહેલો છે, અને હજી હવે જે સૃષ્ટિવિકાસ થવાનો તેમા પણ તેવોને તેવોજ રહેવાનો, પછી બાહ્યસ્વરૂપોમા ગમે તેવા ફેરફારો ભલે થયા કરે તે સર્વ ગુણોનો નિધિ છે તેને અનન્યભાવે ઉપાસો ઉપાસના એજ એની ચાવી છે તે જો બરોબર લાગી તો ભડાર જરૂર ખુલશે અને તેમ થયે જેટલી આત્મશ્રદ્ધાથી કુમારિલભટ્ટ અને શ્રી શંકરાચાર્યે બૌદ્ધ ધર્મના આક્રમણ પછી હિંદુસમાજની પુનરૂરચના કરી અને જેટલી આત્મશ્રદ્ધાથી હાલના સુધારકો નૂતન સમાજરચનાની ધગશ સેવે છે તેટલી જ આત્મશ્રદ્ધા તમારામા પણ આવશે અને હિંદની સસ્કૃતિનો ઇતિહાસ તમારે હાથેજ નવો ઘડાશે.

જેઓ હિંદુસમાજની પુનરૂરચના પાશ્ચાત્ય સમાજોના ધોરણ ઉપર કરવા મથી રહ્યા છે તેમણે પણ વિચાર કરવાની જરૂર છે કે ગરીબ બિચારી હિંદુ પ્રજા જે જુલમો સહન કરવાની અગાધ શક્તિ ધરાવે છે, તે તમારો પણ જુલમ કિંચિત્ કાળ સહન કરી લેશે પરતુ તમે ધારો છો તેમ તેનુ વ્યક્તિત્વ નાશ થાય તે બનવાજોગ નથી ગૌતમબુદ્ધના અનુયાયિઓએ પોતાના વર્ચસ્વના કાળમા આર્યોના સમાજબધારણને હાનિ પહોચાડવામા બાકી રાખી નહોતી, અરે ! તેને લગભગ તોડીજ નાખ્યુ હતુ અને તે છતા તેમના પાપેજ તેમની અવનતિ આવી અને સમાજ પણ પુનરૂરચનાના નવા માર્ગની શોધમા હતો ત્યારે સમયબળને ઓળખીને યોગ્ય સુધારાવધારા સાથે જુની રચનાને પુન સ્થાપિત કરવા માટે જે કાળમા એરોપ્લેન, રેલ્વે કે સ્ટીમરથી નહીં પરતુ કા તો પગપાળા અગર ઘોડાની અગર બળદની ગાડીમા કે ઉંટ ઉપર મુસાફરી કરવાની હતી અને જ્યારે તાર, ટેલીફોન કે ટપાલની સગવડ નહોતી, તે કાળમા પોતાના ઐહિક સુખનુ બલિદાન આપીને શૈશવ અવસ્થામાથી જ સન્યસ્ત લઈને હિંદુસ્થાનના ચારે ખુણાઓ ઉપર પહોચી વળીને વૈદિકધર્મનુ વર્ચસ્વ પુન સ્થાપિત કરનાર **શ્રીમત્ શંકરાચાર્ય** જેવા મહાત્મા નિકળ્યા હતા તેણે સૈકાઓ સુધી બૌદ્ધોએ કરેલો અનર્થ સોળ વર્ષમા નાબુદ કર્યો હતો તો હાલની દરેક જાતની મુસાફરી માટેની સગવડવાળા જમાનામા કોઈ સ્વાર્થત્યાગી મહાત્મા યોગ્ય વાતાવરણ હસ્તિમા આવતા ૨૫–૫૦ વર્ષમા થએલો અનર્થ ૨–૩ વર્ષમા સારા હિંદુસ્થાનમા ફરીવળીને નાબુદ કરશે એવી આશા નપાયાદાર તો નથીજ અને જે વ્યવસ્થા અનેક વખતના હુમલાઓ છતા ફરીફરી દેખા દે છે તેમા કાઇક દૈવી વિશિષ્ટતા હોવી જોઇએ એમ પણ શુ નથી લાગતુ ? વળી જો કે અભેદ સર્વથા ઇષ્ટ છે તોપણ પ્રકૃતિનો સ્વભાવજ ભેદબુદ્ધિ

પેદા કરવાનો હોવાથી એકવાર અભેદ સ્થાપિત થયો તો પણ શું તે સ્થાયિ રહેવાનો હતો? અને જો ભેદ કોઈક રીતે પાછો ઘુસવાનો જ છે તો પછી જે ભેદના પરિપાલનથી માત્ર ભૌતિક નહીં પણ આધ્યાત્મિક અભેદ પણ સાધી શકાય છે તે ભેદજ કેમ ન સ્વીકારવો? વર્ણાશ્રમવ્યવસ્થા એવા ધોરણ ઉપર રચાયેલી છે કે તેથી દરેક વર્ણ અને દરેક આશ્રમવાસી વ્યક્તિ પોતાના સ્વાર્થ સાથે પરમાર્થ પણ સાધે છે. ઉદાહરણાર્થ, બ્રાહ્મણનો ધર્મ અધ્યયન તેમજ અધ્યાપન, યજન તેમજ યાજન અને દાનગ્રહણ તેમજ દાનકરણ. ક્ષત્રિય અને વૈશ્ય અધ્યયન કરે, યજ્ઞ કરે અને દાન કરે. ક્ષત્રિય વળી બીજા બે વર્ણોનું રક્ષણ કરે અને તે બદલ બ્રાહ્મણ તેનું અભીષ્ટચિન્તન કરે અને વૈશ્યમાંથી જે વાણિજ્ય કરે તે પોતાના વિત્તોપાર્જનમાંથી અમુક હિસ્સો બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્નેને આપે અને જે કૃષિકર્મ કરે તે ધાન્યમાંથી અમુક ફાળાઓ તેમને આપે. વળી ગૃહસ્થનો ધર્મ જ એવો કે તેનાથી કોઈ બ્રહ્મચારી કે સંન્યાસી અભ્યાગત તરીકે આવે તો તેને જમાડ્યા વગર જમાય જ નહીં. તેમ સંન્યાસીનો ધર્મ એવો કે પોતે ગૃહસ્થનું અન્ન ખાય તે બદલ તેને સન્માર્ગનો ઉપદેશ કરે. શૂદ્ર જે બીજું કાંઈ ન કરી શકે તે ઇતર કોમોની શુશ્રૂષા કરે અને તે બદલ તે વર્ણો તેનું પોષણ કરે. આ વર્ણવ્યવસ્થા એવી હતી કે ગુણ અને કર્મને લીધે મનુષ્ય એકમાંથી બીજી, નીચી અથવા ઉંચી, કોટિમાં પણ યોગ્યતા પ્રમાણે કે પ્રાપ્ત થયે જઈ શકતો. વસિષ્ઠ, વિશ્વામિત્ર, દ્વૈપાયન વ્યાસ, વાલ્મિકી વગેરે ઘણા પુરુષો જે જન્મથી હલકા હતા તે ઉત્તમ ગુણ અને કર્મથી મહાત્મા તરીકે ગણાતા થયા હતા અને હજી પણ તેમને આપણે યાદ કરીએ છીએ. તેથીજ 'ઋષિનું કુળ અને નદીનું મૂળ' એ બન્ને શોધવા બેસવું નહીં એવી કહેતી થઈ ગઈ છે. અલબત્ત હાલ આવી વ્યવસ્થા નથી. હિંદુસમાજ જ્ઞાતિઓના અને પેટાજ્ઞાતિઓના ભેદોથી છિન્નભિન્ન થઈ ગયો છે અને તેથી ઇતર કોમો અને પ્રજા તરફથી તેની હાંસી થાય છે. એ સ્થિતિ કાંઈ સંતોષ માનવા જેવી તો નથી જ. એટલે કાંઇક સુધારાની જરૂર તો છે જ. પરંતુ કોઈપણ સુધારા કરવામાં અંતિમ ધ્યેય મહત્ત્વની બાબત છે. જો તેનો વિચાર કરવા બેસીએ તો ચોખ્ખું લાગે છે કે સુધારકો જે એવા સ્વપ્ન સેવે છે કે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી તથા બીજી કેટલીક શીખ, યાહુદી, બ્રહ્મો વગેરે ભિન્ન ભિન્ન કોમો નષ્ટ થઈને એક હિંદી કોમ જ માત્ર રહે તે હાલના સંજોગો ઉપર વિચાર કરતાં બનવા જોગ લાગતું નથી. કારણ કે હિંદુઓ કરતાં બીજી કોમોમાં જાતિનું અભિમાન અગર કોમી લાગણી ઘણા વધારે પ્રમાણમાં છે અને તેઓ પોતાના કોમી વ્યક્તિત્વને સ્હેજ પણ આંચ આવે તો ખળભળી ઉઠે છે. એ કારણને લીધેજ તેમના રીતરિવાજ જેમાંના કેટલાક હિંદુઓના કરતાં સંકુચિતપણામાં સ્હેજપણ ઉતરતા દરજ્જાના નથી, તેમાં રાષ્ટ્રવાદીઓ અત્યાર લગીમાં કાંઈપણ ફેરફાર કરાવી શક્યા નથી. અલબત્ત કાળબળને લીધે તેમાં પણ ફેરફારો થયાજ કરે છે પણ તે એમ ને એમ રહે છે અને તેથી તેને અટકાવવાનું શક્ય પણ નથી. હિંદુકોમના રીતરિવાજોમાં પણ આવા ફેરફારો થયાજ કરે છે અને તેને કોઈ રોકી શકતું નથી એ પણ નવા વિચારવાળા જોઈ શકશે. આવીજ રીતે બાળલગ્નો ઉંચી કોમોમાંથી તો ઘણે ભાગે નાબુદજ થઈ ગયાં છે અને તેને લીધે વિધવાવિવાહની ચળવળની જરૂર દિવસે દિવસે ઓછી જ થતી જાય છે. અગાઉ ૧૨-૧૩ વર્ષની કુમળી વયે વિધવા થવાના દાખલા બનતા તેને બદલે હમણાં ૩૦-૩૨ વર્ષની કુમારિકા હોવાના દાખલા બને છે. આજથી ૩૦ વર્ષ ઉપર પરદેશગમન સામે જે લાગણી હતી તે હવે ખુદ શાસ્ત્રીઓના મનમાંજ રહી નથી તો પછી આમવર્ગના મનમાં તો રહેજ શાની? રોટીવ્યવહારની બાબતમાં પહેલાં જે અંકુશો જાળવવામાં આવતા તેનો હવે ઘણાને ખ્યાલ પણ આવતો નથી. આન્તરજ્ઞાતીય લગ્નો જેનો આજથી ૨૫ વર્ષ ઉપર કોઈ વિચાર પણ કરી શકતું નહીં તેને લગતા પ્રશ્ન હવે છુટથી ચર્ચાય છે અને તેના થોડા થોડા દાખલા છેલ્લા ૧૦-૧૫ વર્ષથી બનવા પણ માંડ્યા છે. આમ કાળ પોતાનું કામ નવા વિચારોના લાભમાં કરેજ છે તે છતાં જે ફેરફારો માટે સમાજ તૈયાર ના હોય

તે તેને માથે મારવાથી શું ફાયદો છે ? ઉલટું તેમ કરવાથી આન્તરજાતીય કલહ ઉત્પન્ન થાય છે અને 'બીજી કોમો આપણી હાંસી કરે છે અને તેનો ગેરલાભ લે છે. પશ્ચિમના કાયદાશાસ્ત્રનો એક નિયમ છે કે કાયદામાં એવો કોઇપણ ફેરફાર ન થઈ શકે કે જેને જે વર્ગને તેના અમલમાં આવ્યાથી લાભ યા હાનિ થવાનો સંભવ હોય તે વર્ગની મોટી સંખ્યાના મતબળનો ટેકો ન હોય. આ નિયમ ઘણોજ સારો છે કારણ કે તેથી સમાજનું વર્ચસ્વ જળવાઈ રહે છે. એ નિયમ બીજી કોમોના સંબંધમાં જળવાઈ રહે છે અને તે આપણી કોમના સંબંધમાં પણ જળવાઈ રહેવાની જરૂર છે.

આમ બન્ને પક્ષોનાં માણસોએ વિચાર કરીને હિંદુ કોમ સંગઠિત થાય અને બળવાન બને એ હેતુથી યોગ્ય ઇલાજો લેવા જોઈએ. તે ઇલાજોમાં મુખ્ય તો એ છે કે પ્રાંતો અને વર્ણોના પૂર્ણ પ્રતિનિધિત્વવાળી એક હિંદુહિતરક્ષક સમાજ બનારસ જેવા સ્થળે તથા તેની પ્રાંતવાર શાખાઓ અને જીલ્લાવાર અને તાલુકાવાર પેટાશાખાઓ સ્થપાવી જોઇયે. એ સમાજ અને તેની શાખાઓ અને પેટાશાખાઓ પોતપોતાના કાર્યપ્રદેશમાં લોકમત જાગ્રત કરવા માટે તેમજ હિંદુધર્મના સામાન્ય સિદ્ધાન્તોનો બોધ કરવા માટે ફરી ફરીને નિઃસ્પૃહપણે ઉપદેશ આપનારા સ્વયસેવકો તૈયાર કરવા માટે પુસ્તકો પ્રાંતિક ભાષાઓમાં તૈયાર કરાવે અને તે જુજ કિંમતે વેચે; જે સ્વયસેવકો તરીકે કામ કરવા ખુશી હોય તેમનાં નામો નોંધી રાખે અને તેમને કાર્યપ્રદેશ નિયન્ત્રિત કરી આપે, તેમને પોતાના નિર્વાહ જેટલુ વેતન આપે; જો સ્વાર્થ માટે કોઈ ઉઘરાણું કરતા માલમ પડે તો તેનું નામ ટીપમાંથી કાઢી નાંખે; જે તાલુકા અગર જીલ્લાના સ્વયંસેવકો સમાજના કાર્ય માટે વિશેષ ઉપયોગી લાગે તેને વિશેષ બ્હોળા કાર્યપ્રદેશ માટે પસંદ કરીને ત્યાંનું ઉચ્ચ કોટિનું કાર્ય સોંપે; તે તે જીલ્લામાં કોમી ઝઘડાઓ ઉત્પન્ન થાય તો તેની પતાવટ માટે યોગ્ય ઇલાજો લે; જ્યારે જ્યારે ધારાસભાઓમાં પ્રતિનિધિઓ ચુંટી કાઢવાનો વખત આવે ત્યારે ત્યારે લોકોને તેમના હકોથી વાકેફ કરે; એકંદર હિંદુ કોમને કેવા પ્રતિનિધિ મોકલવાની જરૂર છે તે બાબતના જ્ઞાનનો પ્રચાર કરે અને તદુપરાંત પોતપોતાના કાર્યપ્રદેશમાંજ દુષ્ટ રિવાજો પ્રચલિત હોય તેને કાઢી નંખાવવા માટે અને પોતાની કોમની ઉન્નતિ જે દિશામાં થવાની જરૂર હોય તે વિષેનું જ્ઞાન આપવા માટે ઇલાજો લે. હિંદને જેની ખાસ જરૂર છે અને જે ઉપર્યુ કાર્ય સંતોષકારક રીતે કરી શકે તે જૂના અને નવા ઉભય પક્ષના સમન્વયના ધોરણ ઉપર સ્થાયલી સંસ્થા છે.

આ કાર્ય ગૃહસ્થીઓના કરતાં પણ સંન્યાસીઓ અને સાધુઓ બહુ સારી રીતે કરી શકે એમ છે. જો કે ગૃહસ્થીઓ પણ ન કરી શકે એમ કાંઈ નથી પરંતુ તેમનામાં ત્યાગવૃત્તિ તો હોવીજ જોઇયે. હિંદુ કોમમાં ત્યાગીઓની સખ્યા ઘણી મોટી છે. તેઓ એટલું સમજે કે જે નિઃશ્રેયસને સાધવા માટે તેમણે ગૃહત્યાગ કર્યો હોય છે તેને માટેની યોગ્યતા સમાજસેવા નિષ્કામપણે કરવાથી પણ આવે છે કારણકે મનુષ્યમાત્ર પરમાત્માની વિશિષ્ટ વિભૂતિ છે અને તેથી તેની સેવા કરવી તે પરમાત્માનીજ સેવા કર્યા બરોબર છે, તો આયતાજ અસખ્ય સ્વયસેવકો મળી આવે, માત્ર તે સ્વતંત્ર ભગજનાં માણુસોને અંકુશમાં લાવવા માટે શ્રી શંકરાચાર્ય જેવા કોઈ પ્રભાવશાલી મહાત્માની જરૂર ખરી. તેવા મહાત્માની જરૂર હિંદુ કોમના બન્ને પક્ષોને સમજાવીને એકત્ર કરવા માટે પણ ખરી જ. એવા કોઈ મહાત્મા હિંદને સદ્ભાગ્યે નિકળી આવે અને આ છિન્નભિન્ન થયલા અને અવનતિને માર્ગે વળેલા હિંદુસમાજને સંગઠિત કરીને ઉન્નતિને માર્ગે વાળે કે જેથી આ આર્યભૂમિનું ગૌરવ પુનઃ સ્થાપિત થાય અને ભાવિ હિંદી સમાજમાં હિંદુ કોમને યથાયોગ્ય સ્થાન મળે એવી જગન્નિયન્તા પ્રત્યે પ્રાર્થના કરીને વિરમું છું.

# ચમત્કાર

શ્રી. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા
બી એ

વૃક્ષનું મૂળ, તેનું થડ, તેની શાખા પ્રશાખાઓ, તેનાં પત્ર, પુષ્પ, અને ફળ–એ સર્વ વૃક્ષના અંગ હોવા છતાં ભિન્ન ભિન્ન ઉપયોગિતાવાળા છે. ઉનાળાના પ્રચંડ તાપથી તપેલો પ્રવાસી આમ્રના પત્રની છાયાનો અભિલાષી હોય છે, વસંતપંચમીએ દેવપૂજન અર્થે આસ્તિક મનુષ્ય આમ્રમોરને ઝંખે છે, એ જ પુષ્પનો આસ્વાદ લઈ સંગીતમદોન્મત્ત બનતી કોયલે સર્વ દેશોના કવિઓને અખૂટ રસસામગ્રી પૂરી પાડી છે, આમ્રનું ફળ સ્વર્ગીય અમૃતના પાર્થિવ પ્રતિનિધિની પ્રતિષ્ઠિત પદવી ભોગવે છે, અને એ ફળોને તોડવા ઇચ્છતો મનુષ્ય, અથવા એ વૃક્ષના લાકડાને ઇમારતના ઉપયોગમાં લેનાર પુરુષ એ વૃક્ષના થડની તથા શાખાઓની મજબુતી તપાસે છે પરંતુ અમુક આમ્રનું વૃક્ષ પ્રચંડ ઝંઝાવાતોના પ્રહાર કેટલી મુદત સુધી સહન કરશે તેની ગણના તો તેના મૂળના બલાબલ ઉપરથી જ થઈ શકશે.

આવું એક વૃક્ષ ધર્મ છે. વિદ્યા એટલે અધ્યાપન અને અધ્યયન, યજ્ઞ એટલે યાજન અને યજન, તપ, ધ્યાન અને ચમત્કારો, રાજતંત્ર અને સમાજવ્યવસ્થા, વ્યાપારરોજગાર, દાન અને સેવાધર્મ ઇત્યાદિ ધર્મના અંગ અને ઉપાંગો છે. પરંતુ ધર્મનું મૂળ, જેના ઉપર ધર્મની સ્થાયિતા અવલંબી રહે છે, તે સનાતન સત્ય છે. એ સનાતન સત્ય કયું ? પરબ્રહ્મ પરમાત્મા एकमेवाद्वितीयम् એક અને અદ્વિતીય છે એ એક પક્ષ, પરમાત્મા એક છતાં પોતાની માયારૂપ અકળ કળાથી અનેક રૂપે પ્રતીત થાય છે–એ બીજો પક્ષ, અભેદ અને ભેદ, સામ્ય અને વૈષમ્ય, ઐક્ય અને વૈવિધ્ય–એ બે પક્ષ સનાતન સત્યના જમણા અને ડાબા હાથ છે એ બે હાથનું જેટલું જોર તેટલું ધર્મનું મૂળ મજબૂત, તેમની જેટલી નિર્બળતા તેટલી ધર્મના મૂળની શિથિલતા.

છતાં જેમ વૈશાખ માસના બપોરના તાપથી તપેલો માણસ વૃક્ષના ફળમૂળ સાથે નહિ પણ વૃક્ષની છાયા સાથે સંબંધ બાંધવા ઉત્સુક હોય છે તેમ સંસારના વિવિધ તાપોથી તપેલો જીવ ધર્મના ચમત્કારનો અભિલાષી હોય છે

વિશ્વગત કોઈક જ ધર્મ એવો હશે કે જેમાં ચમત્કારના પ્રકરણને અવકાશ આપવામાં આવ્યો ન હોય, અમુક ધર્મમાં ઇશ્વરનું પણ અસ્તિત્વ કદાચ ન સ્વીકારવામાં આવ્યું હોય, અથવા તે સંબંધી ઉપેક્ષાવૃત્તિ ધારણ કરવામાં આવી હોય, છતાં તેના સ્થાપકે અથવા તેના અનુયાયીઓએ કંઇ ને કંઈ તો ચમત્કાર કર્યો જ હશે સનાતન વૈદિક ધર્મ, જે ઇશ્વરતત્ત્વનું ઉદ્દામ આવેશથી પ્રતિપાદન કરે છે, તેની ઓજસ્વિતા ચમત્કારના ક્ષેત્રમાં ન્યૂનતાવાળી હોય એ માની શકાય નહિ

છતાં અવલોકન અને પ્રયોગના આધારે સ્થપાયલી વિજ્ઞાન–પદ્ધતિના પૂજકો એ પદ્ધતિના પ્રભાવે અનેક ધર્મોના સાધા સચળવચળ થઈ ગયલા જોઈ જ્યારે તે પદ્ધતિનો ઉપયોગ સનાતન વૈદિક ધર્મોના

અનેક વંદનીય તત્ત્વોનું ખંડન કરવામા કરે છે ત્યારે તે ખંડનરૂપ ખડ્ગની ધાર કુંઠિત કરવાના કાર્યને તે ધર્મના અનુયાયીઓ પોતાનું પવિત્ર કર્તવ્ય સમજે છે

વિરોધી પક્ષ આક્ષેપ કરે છે કે–"પવિત્ર મનાતા પુસ્તકોમા જે ચમત્કાર-વર્ણન કરવામા આવ્યુ છે તે પ્રચંડ પોલાણ છે, બ્રાહ્મણોએ પાથરેલી વિશાળ જાળ છે, બ્રાહ્મણોએ તેમની વિદ્યાનો ઉપયોગ સમાજના બીજા અંગોને તેમના પ્રપંચમા ફસાવી તેમની પાસેથી દ્રવ્ય પડાવી લેવામા કર્યો, અને તેમની પાસેથી એક પ્રકારનું ગુલામીખત લખાવી લીધુ' આ આક્ષેપનું ઉત્તર જ સનાતન વૈદિક ધર્મનો એક ચમત્કાર છે. બ્રાહ્મણો જ્યારે તેમની વિદ્યાના પ્રતાપે સમાજમા સર્વશ્રેષ્ઠ પદવી ભોગવતા હતા ત્યારે સંસારમા મીઠામા મીઠી રાજગાદી શા માટે તેમણે પોતા માટે તથા પોતાની પ્રજા માટે હસ્તગત ન કરી? શા માટે તેઓએ પોતા માટે દાનધર્મ સ્વીકાર્યો, જે ધર્મ દાતાના ઉંચા હાથને લીધે અને દાનપાત્રના નીચા હાથને લીધે સમાજવ્યવહારમા હીન પદને પામ્યો છે? શા માટે મનુભગવાને બ્રાહ્મણોનુ વર્ગીકરણ કરવામા અસ્પૃહાને ઉચ્ચ પદવી આપી? જેમકે —

**કુસૂલધાન્યક બ્રાહ્મણ**—ત્રણ વર્ષ ચાલે એટલો દાણો ભરી રાખનાર બ્રાહ્મણ ચોથા અથવા છેલ્લા વર્ગનો

**કુંભીધાન્યક બ્રાહ્મણ**—એક વર્ષ ચાલે એટલો દાણો ભરી રાખનાર બ્રાહ્મણ ત્રીજા વર્ગનો

**ત્ર્યહૈહિક બ્રાહ્મણ**—ત્રણ દિવસ ચાલે એટલો દાણો ભરી રાખનાર બ્રાહ્મણ બીજા વર્ગનો

**અશ્વસ્તનિક બ્રાહ્મણ**—આવતીકાલ માટે પણ દાણો ન સંઘરી રાખનાર બ્રાહ્મણ ઉચ્ચતમ પ્રથમ વર્ગનો

यस्ते गर्भगतस्यापि रक्षा कल्पितवान् प्रभु ।
शेषवृत्तिविधानाय स किं सुप्तोऽथवा मृत ॥

[હે જીવ! જે પ્રભુએ ગર્ભાવસ્થામા પણ તને પોષણસામગ્રી પૂરી પાડી તે તારા જન્મથી શરૂ થતા જીવનમા તને આજીવિકા પૂરી પાડવા અશક્ત હોવાથી શુ સુઈ ગયા છે કે મરણશરણ થયા છે?] પ્રભુની અન્નપૂર્ણા શક્તિ વિષે અડગ શ્રદ્ધાનો આ આદર્શ ઓછો દિવ્ય છે? એવા આદર્શસિદ્ધ બ્રાહ્મણો પૂર્વે હતા તેથી જ જનસમાજ તેમને અધીન હતો ચક્રવર્તી મહીપતિ પગચંપી કરતો હોય છતા તેના પ્રતિ દૃષ્ટિપાત સરખો કરવાની જેમને દરકાર ન હતી તેમને રાજતાજનું શુ પ્રયોજન હોઈ શકે? તેમના આશીર્વાદથી મૂર્ધાભિષિક્ત રાજાઓ પ્રજાનુ પોષણ રક્ષણ અને નિયમન કરી શક્તા, તેમના ઉપદેશથી વૈશ્યવર્ગે સંચિત કરેલુ વિપુલ ધનરુધિર સમાજની રગેરગમા ફરી આરોગ્ય પસારી અનેક ઉત્પાતોને અટકાવતું, તેમની કોમળ શુભ નિયંત્રણાથી શૂદ્રવર્ગ સેવાને પરમ ધર્મ ગણી કૃતાર્થતા માનતો આર્યભૂમિમા આવા અનેક વિપ્રવર્યો હતા એ ભૂમિના સદ્ભાગ્યે આજે પણ થોડીઘણી એવી વંદનીય મૂર્તિઓ પ્રકટ અપ્રકટ વિરાજમાન છે

આવા પ્રાતસ્મરણીય અશ્વસ્તનિક બ્રાહ્મણો, અને વિવિધ તીવ્ર તપસ્યામા આરૂઢ બીજા વિપ્રવર્યો પોતે જ ચમત્કારરૂપ હતા, અને ચમત્કારદ્વારા તમાશાની દુકાન માંડવાની વાસના વિનાના હતા, છતા પ્રસંગવશાત્ તેમના નિમિત્તથી સમાજને આશ્ચર્યકારક વ્યતિકરો નિહાળવાના અવસર મળતા વિશ્વામિત્રની સેના કરતા વસિષ્ઠના બ્રહ્મદંડનો વિશેષ પ્રભાવ હતો એ તે ઋષિએ સિદ્ધ કરી બતાવ્યુ હતું અને વિશ્વામિત્રે પોતે ત્રિશંકુના નિમિત્તથી નવીન સૃષ્ટિ રચવાનુ સામર્થ્ય પણ યોગબળની કક્ષાની બહાર નથી એ પ્રતીતિ કરાવી હતી તક્ષક નાગના દંશથી પરીક્ષિતને બચાવવા નીકળેલા કશ્યપે તે નાગે ભસ્મીભાવને પમાડેલા

વડને પોતાની મંત્રવિદ્યાથી ફરીને અંકુરિત કર્યો હતો જનમેજયના સર્પયજ્ઞમા પોતાની કાયા આહુતિરૂપે સમાપ્ત થઈ જવાના ભયથી આકુલવ્યાકુલ બની ગયેલો તક્ષક જ્યારે શચીપતિને શરણે ગયો ત્યારે સાક્ષાત્ દેવરાજને યજ્ઞકુંડમા તેની હોમા કટિબદ્ધ થવાની ધૃષ્ટતા આર્યઋષિઓને વિશેષ પડતી જણાઈ ન હતી. વસિષ્ઠ મુનિએ વિશ્વામિત્રના વિપુલ સૈન્યનુ મહાઘથી સંતર્પણ કર્યુ હતુ તો ભરદ્વાજ મુનિએ શ્રીરામચંદ્રના સમાચાર મેળવવા નીકળેલા ભરતની સેનાને આતિથ્યના અનુપમ ઉપચારથી ચકિત કરી હતી

બ્રાહ્મણો જ ચમત્કારભાજન હતા એમ ન હતુ અનેક સદ્‌ગુણશાળી ક્ષત્રિયોને પણ સિદ્ધિ વરી હતી નળરાજા અનેક સિદ્ધિનિધાન હતા, અને એ તેમના લક્ષણથી દમયંતીએ તેના બીજા સ્વયંવરમા તેમની પરીક્ષા કરી હતી

વેદ, ધર્મશાસ્ત્ર ઇતિહાસ, પુરાણ—એ પવિત્ર ગ્રંથોમા જ ચમત્કારના ઉલ્લેખ આવે છે એમ નથી, પરંતુ કાવ્યો અને નાટકો જેવા રસસાહિત્યને પણ કવિઓએ તથા નાટ્યકારોએ ચમત્કારના પ્રસંગોથી અલંકૃત કર્યું છે કવિકુલગુરુ કાલિદાસ આવા અનેક હૃદયંગમ પ્રસંગોનુ વર્ણન કરે છે સાસરે જવા તૈયાર થયેલી શકુંતલાને એના પ્રિય વૃક્ષો વિવિધ અલંકારોથી સજ્જ કરે છે વસિષ્ઠ મુનિના મંત્રપ્રભાવની દિલીપરાજા મુક્ત કંઠે પ્રશંસા કરે છે

तव मन्त्रकृतो मन्त्रैर्दूरात्प्रशमितारिभि ।
प्रत्यादिश्यन्त इव मे दृष्टलक्ष्यभिद शरा ॥

[આપ જે મંત્રસિદ્ધ છો તેમના મંત્રો દૂરથી જ શત્રુઓનું શમન કરે છે, અને તે મંત્રોની સ્પર્ધામા માત્ર દૃશ્ય નિશાન પાડનાર મારા બાણોને નીચુ જોવાનુ થાય છે] એ જ મુનિ પ્રણિધાનરૂપ તીવ્ર ત્વરિત ઉપાયથી દિલીપ-સંતતિ-સ્તંભનનુ કારણ જાણી લે છે, અને તેનુ નિવારક સાધન સૂચવે છે રઘુરાજા કામધેનુના અંગભૂત રસના પાનથી પ્રત્યક્ષ જોય છે કે તેમના ૧૦૦મા અશ્વમેધના અશ્વની ચોરી કરનાર ઇન્દ્ર પોતે હતો, અને એક સુપાત્ર બ્રાહ્મણને દક્ષિણામા આપવાના મહાધનની પ્રાપ્તિ માટે, કુલગુરુ વસિષ્ઠથી મંત્રદીક્ષા પામી, ધનપતિ કુબેર ઉપર ચઢાઈ કરવા સજ્જ થાય છે કાલિદાસનો સમકક્ષ ભવભૂતિ ગંભીર સત્યો ઉચ્ચારતા કહે છે —

आविर्भूतज्योतिषा ब्राह्मणाना ।
ये व्याहारास्तेषु मा संशयो भूत् ॥

[જેમના હૃદયમા દિવ્ય જ્યોતિનો પ્રકાશ થયો છે તેમના વચનવિષે શંકા કરવી નહિ]

लौकिकाना हि साधूना अर्थं वागनुवर्तते ।
ऋषीणा पुनराद्याना वाचमर्थोऽनुधावति ॥

[લોકપ્રસિદ્ધ સંતોની વાણી બનનાર વસ્તુને અનુસરે છે, પરંતુ સિદ્ધસંકલ્પ પુરાતન ઋષિઓની વાણીની પાછળ બનનાર પ્રસંગને દોડવુ પડે છે]

આક્ષેપકાર આટલાથી સંતોષ ન પામતા આગળ વધી કહે છે—"પુરાતન કાળમા ભલે કોઈ સિદ્ધ પુરુષ થયો હોય, પરંતુ આજ તો એ બધુ નામશેષ છે, આજના બ્રાહ્મણોના પેટ તો માત્ર લાડુ દાબી દાબીને ભરવાની કોઠી સરખા જોવામા આવે છે ધર્મ એ ધતિંગ છે, અને એ જ કારણથી રશિયાની સરકારે ધર્મની તથા ધર્માચાર્યોની ગળચી પકડી તેમને દેશનિકાલ કરી જનસમાજ ઉપર અતુલ અનુગ્રહ કર્યો છે"

આ આક્ષેપ પણ વજનદાર નથી વિશ્વના ઇતિહાસમા ધર્મ અને ધતિંગના ઘોડા વારંવાર હારોહાર દોડવાના પ્રસંગો જોવામા આવે છે, અને ચાલુ સમય ભલે અપવાદરૂપ ન હોય, છતા સનાતન વૈદિક ધર્મની

પ્રતિભા વધારનાર પુરુષોનો આ સમયમા કેવલ અસ્ત થઈ ગયો છે એમ કહેવુ એ સાહસ છે આજે પણ દેશમા ઉચ્ચ કોટિના મત્રશાસ્ત્રીઓ છે, ઉચ્ચ કોટિના તપસ્વીઓ છે, અને ઉચ્ચકોટિના જ્યોતિષીઓ છે મધરાતે આપણા ઘરની સાકળ ખખડાવી ભરનિદ્રામાથી આપણને જગાડવા જેટલી સ્પૃહા એમણે ગેર રાખેલી ન હોવાથી આપણે જો સાચી જિજ્ઞાસાથી પ્રેરાઈ મધરાતે એવા પુરુષવરોના ઘરની સાકળ ખખડાવી ભરનિદ્રામાથી તેમને જગાડીશુ તો પણ તેઓ અપ્રસન્ન થશે નહિ, પરન્તુ તેમની વિદ્યાના રહસ્યનું પ્રતિપાદન આપણા અધિકાર પ્રમાણે આપણી આગળ અવશ્ય કરશે

સુરતમા ઈસ્ટ ઇન્ડિયા કપનીનું જ્યારે થાણુ હતું ત્યારે, આજથી આસરે ૨૫૦ વર્ષ પહેલા, એ થાણાનો પ્રમુખ અમલદાર કોઈ કારણથી અત્યત ગમગીન રહેતો જોવામા આવતો હતો તે થાણાને અગે એક વિપ્રવરને વૈદરાજની નોકરી કરવી પડતી હતી એ બ્રાહ્મણના સ્નેહભર્યા અતિ આગ્રહવાળા પ્રશ્નના ઉત્તરમા પ્રમુખ અમલદારે જણાવ્યુ કે 'ઇગ્લિડમા મારૂ કુટુબ છે, તે તરફથી બહુ લામા સમયથી કશા સમાચાર મળ્યા નથી તેથી મને જરા પણ ચેન પડતું નથી" આના જવાબમા વૈદરાજે ત્રણ દિવસની રજા માગી ત્રણ દિવસનુ તીવ્ર અનુષ્ઠાન સાધી ચોથે દિવસે પ્રમુખ આગળ હાજર થઈ તે બ્રાહ્મણે કહ્યુ 'અમુક તારીખે અમુક વખતે સુરત બદરમા વિલાયતનુ એક વહાણ આવશે, તેમાથી અમુક આકૃતિનો એક પુરુષ ઉતરશે, જે તમારા મનનું સમાધાન કરશે" એ સમયને ઘણુ અતર હોવાથી પ્રમુખની ગમગીની કાયમ રહી એટલું જ નહિ પણ ગોરા યુવક-મડળમા એ બ્રાહ્મણની ઠેકડી થવા લાગી પરતુ અગાઉ જણાવેલા દિવસ અને સમયે, અગાઉ જણાવેલી આકૃતિવાળો પુરુષ સુરત બદરે ઉતર્યો અને તેનાથી પ્રમુખને સંતોષકારક સમાચાર મળ્યા યુવકોએ જેની હાસી કરી હતી તે વિપ્રવરનો શાલદુશાલાથી પ્રમુખે સત્કાર કર્યો આ પ્રસગ રેવરડ ઓવિંગ્ટન નામના ગોરા પાદરીએ A VOYAGE TO SURAT નામના ૧૬૮૬ની સાલમા પ્રગટ થયેલા દુર્લભ પુસ્તકમા સવિસ્તર વર્ણવ્યો છે

માજી વાઇસરૉય લૉર્ડ અર્વિનના દાદા ઉપર એમના એક મિત્ર લૉર્ડ લૉરેન્સ, જે તે સમયે વાઇસરૉય હતા, તેમનો પત્ર આવ્યો હતો તેમા રહસ્યનો મુદ્દો એ હતો કે-'આ પત્ર હુ તમને લખી રહ્યો છુ તે પ્રસગે મારી પાસે એક પુરુષ (વિદ્વાન બ્રાહ્મણ) બેઠો છે તેઓ ભવિષ્યવાણીથી કહે છે કે તમારો એક વશજ વાઇસરૉયની પદવી ઉપર આવશે" લૉર્ડ મેસ્ટન નામના પ્રતિષ્ઠિત અગ્રેજ અમલદારે પ્રસિદ્ધ કરેલા અનેક પત્રોમા એ પત્રને સ્થાન આપવામા આવ્યુ છે ત્રાહિત પુરુષના વશજસબધી ભાવિકથન કરવુ, અને તે આટલે બધે વર્ષે અક્ષરશ સિદ્ધ થવુ એ કઇ જેવુ તેવુ !!!

માજી વાઇસરૉય લૉર્ડ કર્ઝને THE STORY OF THE VICEROYS નામના પોતાના ગ્રન્થમા જણાવ્યુ છે કે માજી વાઇસરૉય લૉર્ડ મેયોનુ ખૂન આદામાન ટાપુમા ત્યાના કેદીએ જ્યારે કર્યું ત્યારે તરતજ કલકત્તાના કોઇ સતે એ પ્રસંગ જણાવી દીધો હતો અને તે બજારમા પ્રસરી રહ્યો હતો, જ્યારે આદામાનથી રીતસર ટપાલ આવ્યા પછી એ પ્રસગને સત્તાવાર જાહેર કરતા છ દિવસની ઢીલ થઈ હતી

સર વૉલ્ટર લૉરેન્સ નામના પ્રતિષ્ઠિત અગ્રેજ અમલદારે THE INDIA WE SERVED નામનુ પુસ્તક લખ્યુ છે તેના નવમા પ્રકરણમા અનેક ચમત્કારોનું વર્ણન કરવામા આવ્યુ છે એક સમયે એક રાજજ્યોતિષીને ગોરા અમલદારોએ પૂછ્યુ "પડિતજી ! આકાશના તારામા તમે શુ જોઈ રહ્યા છો ?" પડિતે જવાબ વાળ્યો-'આકાશના તારામા હું એ જોઈ રહ્યો છુ કે યુરોપમા થોડા વખત પછી એક પ્રચડ યુદ્ધ થવાનુ છે, જેમા અનેક મોટા રાજ્યો ઝપલાવશે" આ ભવિષ્યકથન જૂન ૧૯૧૪મા કહેવામા આવ્યુ હતુ ત્યાર પછી બે જ મહિને યુરોપની જ્વાલા સળગી, જેની આગાહી ત્યાના ભલભલા મહાપુરુષોએ પણ કરી ન હતી !!!

બીજા કોઈ દેશમાં, બીજા કોઇ ધર્મને અંગે, કે બીજી કોઇ વિદ્યાના પ્રભાવથી આવા ચમત્કાર બનતા નથી એમ કહેવાનો લેશ પણ આશય નથી. ચમત્કારનું ક્ષેત્ર બહુ વિશાલ છે.

૧૮૨૯ની સાલમાં પ્રશિયાનો પ્રિન્સ વિલિયમ એક ભવિષ્યવાદિની પાસે ગયો. તેણે તેને પોતાના ભવિષ્ય વિષે પ્રશ્ન કર્યો. યાહુદીઓની રહસ્ય-વિદ્યાના આધારે ભવિષ્યવાદિનીએ નીચે પ્રમાણે ગુપ્ત ગણિત કર્યું:—

૧૮૨૯—૧ + ૮ + ૨ + ૯ = ૨૦

૧૮૨૯ + ૨૦ = ૧૮૪૯

એજ વર્ષમાં એટલે ૧૮૪૯માં પ્રિન્સ વિલિયમે રાષ્ટ્રમાં બળવો શમાવી વ્યવસ્થાની સ્થાપના કરી.

પછી પ્રિન્સ વિલિયમે બીજો પ્રશ્ન કર્યો. "એકત્રિત થયલા જર્મનીનો હું રાજા થઈ શકીશ?" ભવિષ્યવાદિનીએ ફરીથી ગુપ્ત ગણિત કર્યું: -

૧૮૪૯—૧ + ૮ + ૪ + ૯ = ૨૨

૧૮૪૯ + ૨૨ = ૧૮૭૧

બરાબર ૧૮૭૧માં જર્મનીના મહારાષ્ટ્રની સ્થાપના થઈ.

પછી બીજો પ્રશ્ન તરત કરવામાં આવ્યો:—"કેટલાં વર્ષ હું રાજ્ય કરીશ?" ભવિષ્યવાદિનીએ ત્રીજી વાર ગુપ્ત ગણિત કર્યું:—

૧૮૭૧—૧ + ૮ + ૭ + ૧ = ૧૭

૧૮૭૧ + ૧૭ = ૧૮૮૮

સમ્રાટ્ વિલ્યમનું મરણ બરાબર એ સાલમાં થયું.

તે પછી બીજો પ્રશ્ન સ્વાભાવિક હતો:—"જર્મનીનું સામ્રાજ્ય કેટલાં વર્ષ ચાલશે?" ફરીને ગુપ્ત ગણિતનો આશ્રય લઈ ભવિષ્યવાદિનીએ કહ્યું:—

૧૮૮૮—૧ + ૮ + ૮ + ૮ = ૨૫

૧૮૮૮ + ૨૫ = ૧૯૧૩

બરાબર એજ વર્ષમાં જર્મનીના મહાસામ્રાજ્યનો ભંગ યુરોપની જાદવાસ્થળીને અંગે થયો!

બીજો દૃષ્ટાંત:—

| | |
|---|---|
| ૧૮૩૦ ... ... ... | ચોથો વિલિયમ રાજા ગાદીએ બેઠો, |
| ૧૮૩૦+૧+૮+૩+૦ = ૧૮૪૨... | અફ્ઘાન વિગ્રહમાં આફત. |
| ૧૮૪૨+૧+૮+૪+૨ = ૧૮૫૭... | પ્રસિદ્ધ બળવો. |
| ૧૮૫૭+૧+૮+૫+૭ = ૧૮૭૮... | બીજો અફ્ઘાન-વિગ્રહ. |
| ૧૮૭૮+૧+૮+૭+૮ = ૧૯૦૨... | આફ્રિકાનો બોર-વિગ્રહ. |
| ૧૯૦૨+૧+૯+૦+૨ = ૧૯૧૪... | યુરોપની જાદવાસ્થળી. |
| ૧૯૧૪+૧+૯+૧+૪ = ૧૯૨૯... | રાષ્ટ્રિય મહાસભાની ઘોષણા. |

अतिपरिचयादवज्ञा—અવજ્ઞાને ક્ષણભર હડસેલી ચાલુ સ્થિતિનું જ ચમત્કારની દૃષ્ટિથી અવલોકન કરીએ. મકરનો શનિ, મકરનો મંગળ, મકરનો સૂર્ય, વક્રગતિથી કર્કનો ગુરુ—એ અપૂર્વ ગ્રહવ્યતિકર શું દર્શાવે છે તે કોઇ પણ જ્યોતિષી કહી શકશે. વિશ્વમાં આજે ક્યાં શાંતિ છે?

ચમત્કાર જો કે ધર્મનું આવશ્યક અંગ નથી, છતાં વૃક્ષછાયા પેઠે સાચી વસ્તુ છે અને ઉપાંગરૂપે સમાજને ઉપકારક થઈ પડે છે.



# ધાર્મિક કોમોના સંપની જરૂર

શા.સ. જટાશંકર શાસ્ત્રી

અત્યારે ભારતવર્ષમા કોઈપણ સ્થળે હિન્દુઓની ચર્ચા અગર સમાલોચના કરવામા આવે ત્યારે 'ઝનુન વિનાના'–'ડરપોક' વિગેરે વિશેષણો હિન્દુઓને ભાગે આવે છે. આના મૂળ કારણ અને પ્રયોજન ઉપર વિચાર કરિયે તો જણાશે કે હિન્દુઓમા પરસ્પર સંપ નથી એ મુદ્દાની હકીકત છે હિન્દુ કોમ જેટલી ધર્મને માનનારી અને ધર્મ માટે દેહોત્સર્ગ કરનારી બીજી કોમ ભાગ્યે જ દુનિયામાં હશે. આ ધાર્મિક કોમમા એક શક્તિની ખાસ જરૂર છે–જે શક્તિ વિના અત્યારે ભારતવર્ષની ધાર્મિક જનતા વિત્ત–સમર્થ અને કાર્યતત્પર હોવા છતાયે પોતાના અભીષ્ટ લક્ષ્યને સાધી શકતી નથી; અને બીજા સાધારણ થોડા ધર્મ શી વસ્તુ છે તેની પરવા રાખ્યા સિવાય, ધર્મના તત્વ અને સ્વરૂપને સમજ્યા સિવાય, સદાચાર જેવી સર્વપ્રિય વસ્તુનો તિરસ્કાર કરીને પણ, ધાર્મિક જનતાને બળાત્કારથી દબાવે છે ને હરાવે છે. અર્થાત્ ધાર્મિક જનતામા સંપ ન હોવાથી તે ડરપોક કહેવાઈ કઈપણ લક્ષ્ય સાધી શકતી નથી અને ઈતર ધર્મવિરોધી સમુદાયો કેવળ સંપશક્તિના બળથી આધ્યાત્મિક બળવાળી ધાર્મિક જનતાનો પણ મુકાબલો કરી શકે છે.

ભારતવર્ષના ઇતિહાસમા પણ ધાર્મિક કોમોનો પરાજય થયેલો સંભળાતો હોય તો ત્યા પણ સંપનો અભાવ જ કારણ ગણાશે. ધર્મ સાથે રાજ્યનો ઘણો જ નિકટનો સંબન્ધ છે. એટલા માટે જ્યારે ધાર્મિક કોમોની, સંપ ન હોવાને લીધે, પડતી થઈ છે ત્યારે રાજ્યોમા પણ મ્હોટો ફેરફાર થયેલો જણાય છે. વિક્રમની ચૌદમી શતાબ્દીમાં ગુજરાતની રાજધાની અણહિલવાડમા ધાર્મિક જનતાના કુસંપે એક અસાધારણ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતુ તેની કિંવદન્તી છે અત્યારના પાટણ(ગુજરાત)મા લાખાખાડ નામનુ શોચકારી સ્થળ પણ તે ધાર્મિક કુસંપના પરિણામે જાણીતુ થયુ છે. આ જનશ્રુતિમા કેટલો તથ્યાંશ છે તે નિર્ણય કરવો સુલભ નથી, પણ જૈનોના સુપ્રસિદ્ધ હેમાચાર્યના સમયમા અને તેના પછી ધાર્મિક ક્રાંતિએ અસાધારણ સ્વરૂપ પકડયુ હતુ. આ ક્રાન્તિએ મોટુ નુકશાન કર્યું અને ભારતવર્ષની કેટલીક સર્વોત્તમતાને પણ ઝાખપ આપી. ભારતવર્ષના પ્રાચ્યતત્વો અને કલાકૌશલ્યનો બળાત્કારથી નાશ થયો. આ વિગેરે બાબતની ગુજરાતના કુમારપાલ રાજાના ઉત્તરાધિકારી અજયપાલનો ઇતિહાસ સાબિતી આપે છે.

ભારતવર્ષમાં ધર્મ માનનારી નાની મોટી અનેક કોમો છે તે દરેકના હૃદયમા ધર્મભાવના અને ધર્મઝનુન કોઇ ને કોઈ અંશમા જાગરૂક હોય છે ધર્મ માટે પોતાના પ્રાણને પણ તુચ્છ સમજી તે તે કોમોએ પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો છે, અને પ્રભુકૃપાએ પરસ્પર સંપનુ વાતાવરણ થતા, મ્હોટા સામ્રાજ્યની સત્તાને પણ ગણી નથી. વિક્રમની અઢારમી શતાબ્દીના આરંભમા પંજાબમા સિક્ખ કોમે જે વીરતા બતાવી છે તે જગજાહેર છે. મોગલસલ્તનત જેવી આગ્રહી અને સમર્થ સલ્તનતને પણ તે વખતે પ્રત્યક્ષ યા પરોક્ષરૂપે નમતુ મૂકવુ પડયુ છે ધાર્મિક કોમોનો સંપ એક અસાધારણ અનિવાર્ય શસ્ત્ર ગણાય છે.

ધાર્મિક કોમોમા સપ વધારવા માટેની યોજના ખાસ ઇચ્છવા જેવી છે. તેના બે મુખ્ય સાધન ગણી શકાય. પ્રત્યેક ધર્મ ચલાવવામા ઉપદેશવિભાગ અને ગ્રન્થવિભાગ આમ બે પ્રકારની જરૂર પડે છે તે ઉપદેશ અને ગ્રન્થોદ્વારા પ્રત્યેક કોમ પોતાના ધ્યેય અને સ્વરૂપને ઓળખતી થાય છે. હવે જો ઉપદેશ અને ગ્રન્થો કોઈ પણ ધર્મની નિન્દા અગર દ્વેષથી દૂર રહીને આપવા લખવામા આવે તો કોમોમા પરસ્પર ધાર્મિક વેરઝેર થવાનો સંભવ રહેતો નથી. કુસપના સાધનોનો ત્યાગ કરિયે એટલે સ્વાભાવિક રીતે સપના સાધનો ઓળખી શકાય ભારતવર્ષનો જ્યા સુધી ને જેટલો ધાર્મિક ઇતિહાસ મળે છે, તે ઉપરથી જણાય છે કે ધાર્મિક ક્રાન્તિ શમાવવા માટે પરનિન્દારહિત ઉપદેશ અને ગ્રન્થોની પહેલી તકે જરૂર હતી, પણ તેમ ન થવાથી ધાર્મિક જનતાને ઘણુંજ કષ્ટ વેઠવુ પડ્યુ છે

જગતૂના દેશોનુ પૂર્વાપર વર્ણન કરતી વખતે ભારતવર્ષનુ સ્થાન પહેલુ છે અત્યારે ભલે અર્થ અને કામ એજ પુરૂષાર્થોને મેળવવા અને સિદ્ધ કરવામા કૃતકૃત્ય થયેલા પશ્ચિમના સર્વ દેશો કરતા ભારતવર્ષ ઘણુ પછાત લાગતુ હોય પરતુ ભારતને તેવા આધિભૌતિક અર્થ અને કામની બહુ પરવા નથી આધિભૌતિક અર્થકામથી ઉત્કૃષ્ટ પ્રકારનો વાસ્તવિક આનદ કે ચિરતન સુખ મળે નહીં યુરોપના પ્રખર વિદ્વાનો પણ આ વાતને મુક્તકંઠે કબુલે છે. ભારતનો ધર્મ અર્થ કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થોને સારી રીતે સુરક્ષિત રાખ્યા છે યુરોપના મોટામા મોટા અર્થશાસ્ત્રી અગર કામશાસ્ત્રીને ભારતવર્ષના ધર્મપરાયણ એક બાળક પાસેથી પણ ઘણુ શિખવાનુ મળે છે. આનુ મૂળ કારણ છે આપણી આધ્યાત્મિક શક્તિ તે શક્તિનો સંપૂર્ણ રીતે વિકાસ થાય એટલે ભારતવર્ષની બરોબરી જગતૂનો કોઈ પણ સમૃદ્ધ દેશ ન જ કરી શકે. આધ્યાત્મિક શક્તિ જગતૂભરનુ નિયમન કરી શકે છે. અને તેવી શક્તિ પરસ્પર સપ અને અવિરોધથી વધારે સાધ્ય બને છે. મા વિદ્વિવાત્રૈ આ નાનકડુ પણ અર્થગૂઢ વેદવાક્ય જગતૂને સલાહ સપથી વર્તના માટે ડિંડિમઘોષ કરે છે.

જે કોમો આગળ ધાર્મિક ગણાતી હતી તેને હાલમા કેટલાક સકુચિત વિચારવાળાઓ કંઈ જૂદા સ્વરૂપથી ઓળખે છે. ક્યારે તો ધાર્મિક કોમની ગણ્યાગાંઠ્યા વ્યક્તિઓને નાસ્તિકનુ પદ પણ અપાય છે કલિકાલ આવ્યો છે ધર્મનો નાશ થઈ ગયો છે વિગેરે વાક્યોને યાદ કરી પોતાના હૃદયના તાપને શમાવવા અનેક ઉપાયો થાય છે. પણ વસ્તુસ્થિતિ જૂદી હોય છે. સમગ્ર સમાજ વિશેષ કે ધર્મવિરોધી હોતો નથી સમાજને પોતાની કેટલીક જીંદગી ધર્મના વિરોધીઓ સાથે ગાળવાનો સમય પ્રાય આવી જાય છે. સમાજની મનોવૃત્તિ પ્રબલ હોતી નથી તેવી પરિસ્થિતિમા, જો ધાર્મિક કોમોમા કુસપ હોય તો તેનો લાભ લઈ ધર્મવિરોધિવર્ગ અનભિજ્ઞ સમાજને જૂદી રીતે સમજાવે છે, હિન્દુધર્મ સકુચિત છે, અમુક ધર્મમા વિરોધ છે, વિગેરે વાક્યોદ્વારા સમાજને ઉત્તેજીત કરે છે, અને સમાજ સદાને માટે ઉપર્યુક્ત કુસપને લીધે અધપાતી બને છે તેવી પરિસ્થિતિ ન આવે તે સારૂ, હરેક ધાર્મિક કોમે વેર નિંદા કે દ્વેષનો કેવળ ત્યાગજ કરવો ઘટે આમ થવાથી સર્વે સમુદાયોને કોઈ ને કોઈ ધર્મમા શ્રદ્ધા થાય છે અને ભાવિ અધપાતથી તે જરૂર બચે છે.

અત્યારે પણ એ કહ્યાવિના ચાલતુ નથી કે વિક્રમની વીસમી શતાબ્દી ધાર્મિક કુસંપથી ભરપૂર છે અને તેના પરિણામે ધર્મવિરોધી દળે પોતાનો પોબારો પગ ફેલાવ્યો છે કોઈ પણ ધર્મમા પ્રાય પરસ્પર સમજણની ઇચ્છા ઓછી જોવામા આવે છે. શારદા એક્ટ જેવા ઘોર કાયદાનો જન્મ પણ કુસપથી જ થયો ગણાય સંર્વેશ્વર જગન્નિયતા પ્રભુ દરેક ધાર્મિક કોમને સદ્બુદ્ધિ આપે અને કુસપ દૂર થાય એમ આપણે ઇચ્છિયે.

# આચાર: પ્રથમ ધર્મ

શ્રી. પંડિત શિવશંકર બાવાભાઈ વૈદ્ય

શ્રી સર્વજ્ઞ સર્વકર્તા સર્વાન્તર્યામી અતએવ સર્વેશ્વર ભગવાન્ સદાશિવે સ્વલીલાર્થ અમોઘ ત્રિગુણાત્મક સ્વશક્તિને અવલબી સ્વેચ્છાથી ગુણસામ્યાવસ્થાવાળી પ્રકૃતિમા ક્ષોભદ્વારા ગુણવૈષમ્ય કરી પ્રથમ મહત્તત્ત્વ, અહંકાર, અને તેનો ત્રણ ગુણ સાથે સંબંધ થવાથી સાત્વિક અહકારથી દેવસૃષ્ટિ, રાજસ અહકારથી મન, ઈન્દ્રિયાદિ વિકારો, અને તામસ અહકારથી આકાશાદિ જડ ભૂતસંઘાત ઉત્પન્ન કર્યો, અને તેને બ્રહ્માડના રૂપમા વ્યવસ્થિત કરી પોતે તેમાં પ્રવેશ કર્યો. તેજ બ્રહ્માડને શરીરરૂપે પરિણત કરી તે શરીરની "વિરાટ્ પુરુષ" એવી સંજ્ઞા ધારણ કરી–જેમા ભૂરાદિ ઉપરિતન સપ્તલોક અને અતલાદિ સાત પાતાલલોક, જેને ચતુર્દશ ભુવન એવી સંજ્ઞા આપેલી છે તેનો સમાવેશ થાય છે

આ ચતુર્દશ લોકમાં અતલાદિ સપ્તલોકમા તમપ્રધાન આસુર સૃષ્ટિ, અને ભુવરાદિ ઉપરના ૭ લોકમાં સાત્વિક દૈવી સૃષ્ટિ, .અને ભૂલોકમા રજપ્રધાન મનુષ્યાદિ મિશ્રસૃષ્ટિની વ્યવસ્થા કરી તેમાં સર્વેશ્વર ભગવાન્ સદાશિવ જીવભાવે પ્રવિષ્ટ થયા. આ સૃષ્ટિસમષ્ટિને પરમતત્ત્વાવેદિકા નિત્યા ભગવતી શ્રુતિ 'સંસાર' કહે છે.

આ સંસારમા ભિન્નભિન્ન શરીરોમા પ્રવેશ કર્યા પછી અવિદ્યોપહિત થવાથી સ્વસ્વરૂપ ભૂલી રાગ દ્વેષાદિથી સસારચક્રમા ભ્રમણ કરતા, શુભાશુભકર્મદ્વારા એક છતા અનેકવત્ ભાસતો જીવાત્મા પોતે જ સ્વય બદ્ધ થાય છે, અને ઉચ્ચ નીચ જન્મ ભોગવે છે. આ જન્મજાળમાં ફસાયા પછી રાગદ્વેષાદિ બન્ધન કારણો પ્રતિજન્મમા વધતા જાય છે. એટલે સ્વત આ જાળમાથી નીકળવુ પોતાના ખરા સ્વરૂપનુ ભાન થાય ત્યાસુધી અશક્ય થાય છે, એટલુ જ નહિ, પરન્તુ એ ઉપહિતરૂપને સ્વસ્વરૂપ સમજવાથી સ્વસ્વરૂપને માટે પ્રયત્નનો અવસર પણ રહેતો નથી. અને આ સંસારપ્રવાહ અનાદિ અને અનન્ત બને છે.

શ્રુતિસિદ્ધાન્ત પ્રમાણે જીવસમૂહને ઉદ્ભિજ્જ, સ્વેદજ, અંડજ, અને જરાયુજ એ પ્રમાણે ચાર વિભાગમાં વિભક્ત કરી શકાય છે. સંસાર અનાદિ છતા ઉત્પત્તિક્રમાનુવાદક શ્રુતિ ભગવતી, સંસારની ઉત્પત્તિને સમજાવવાના હેતુથી ઉપર બતાવ્યા પ્રમાણે સંસારોત્પત્તિનું વર્ણન કરે છે, પ્રાકૃતકર્મદ્વારા જીવ પ્રથમ ઉદ્ભિજ્જમાં, અને તેના અવાન્તર વિભાગો ભોગવી, પછી સ્વેદજ, અને પછી અંડજ, અને છેવટે જરાયુજમાં પ્રવેશ કરતો કરતો તેમજ પ્રતિકક્ષામા વિશિષ્ટ શરીર પ્રાપ્ત કરતો સર્વોત્તમ મનુષ્ય જન્મને પ્રાપ્ત કરે છે. આ મનુષ્ય–શરીરમા સર્વભોગસાધન બહિરિન્દ્રિય અને અન્તરિન્દ્રિયનો સંપૂર્ણ વિકાસ હોવાથી તેમજ તમ પ્રધાન અનન્ત જન્મ ભોગવી જાણે અભીષ્ટસ્થાન પ્રાપ્ત થયુ હોય તેમ તે આનંદમત્ત થાય છે, અને અભિમત વિષયભોગમા પોતાને સ્વતન્ત્ર માની સ્વેચ્છાપ્રવૃત્તિ કરવા પ્રવૃત્ત થાય છે, અને જેવા જેવા આહાર વિહાર ચેષ્ટાયુક્ત મનુષ્યસમૂહના પરિચયમાં આવે છે તેવાં તેવા આહાર વિહાર ચેષ્ટા કરવા લાગે છે. અને તેની

અસર અન્તઃકરણ ઉપર પડવાથી તે સસ્કારરૂપે પરિણમી ચિત્તભૂમિમા આરૂઢ થઈ સદસત્ પ્રવૃત્તિમા હેતુભૂત થાય છે. તેમ પ્રથમના જન્મોના પશુસસ્કાર રૂઢ હોવાથી તેમજ ઘણે અંશે પ્રાકૃત ધર્મની યંત્રણામાથી છૂટવાથી સ્વસ્વરૂપવિચારથી બહિર્મુખ રહી કેવળ સદસદ્વિચાર શિવાય વિષયલપટ થઇ અનન્ત દુ ખ પછી મળેલા મનુષ્યજન્મને નિરર્થક કરે છે, એટલુ જ નહિ, પરન્તુ પ્રાકૃતક્રમોન્નતિથી વચિત થઇ તેને ખોઈ પણ બેસે છે અને પોતાના પછી ઉત્પન્ન થનારા મનુષ્યો માટે તમોમય, મૂઢતાસપાદક, અતિ ભયંકર ઘોર નાસ્તિકવાદનો વારસો આપતા જાય છે, અને સ્વય આત્મઘાતી હોઇ અનુયાયી વર્ગને પણ આત્મઘાતી થવાનો માર્ગ ખુલ્લો કરતા જાય છે સુધારાને માર્ગે ઝડપથી જતા આ ઝગમગતા જમાનામા નાસ્તિકવાદના દૃષ્ટાન્ત તરીકે વિકસિત હૃદયકમળમાથી ઈશ્વરનિષેધક પુષ્પરસ ઉભરાવા લાગ્યો છે, અને જમાનારૂપી સૂર્યના તાપથી વિશેષ વિકાસ પામી પિતૃનિષેધક મકરન્દ નીકળે તોપણ આશ્ચર્ય જેવુ નથી !

સૃષ્ટિકર્તા ભગવાન્ જગદીશ્વર સર્વજ્ઞ હોવાને લીધે, સ્વકર્તૃક સમસ્ત સસારવિષયક અબાધિત પ્રત્યક્ષજ્ઞાનવાન હોવાને લીધે, તેમજ સ્વકૃત બ્રહ્માડનો ભૂલોક ઉપભોગ્ય હોવાને લીધે, આ ભૂલોકમાજ આવા નાસ્તિકવાદો દ્વારા અનર્ગલ અને અબાધિત ચાલતા સસારચક્રમા બાધા ઉપસ્થિત ન થાય, અને કર્મ પરિપાકવશાત્ અધિકારી દશાને પ્રાપ્ત થયેલા જીવોને આ સંસારચક્રના સ્વરૂપ તથા શુભાશુભ ગતિ અને તેની સાધનસામગ્રીઓના યથાર્થ જ્ઞાનદ્વારા અભીષ્ટસિદ્ધિ થાય, એવી અનુગ્રહબુદ્ધિથી, એ પ્રભુએ ઇતર દેશોને રાજસતામસ કલ્પી આર્યાવર્તને આધિભૌતિક અને આધિદૈવિક ઉત્કટ ઉપદ્રવોથી દૂર રાખી સત્વપ્રધાન પ્રજાથી સંભૂત કરી સર્વ જ્ઞાનોના પર્યવસાનરૂપ અધ્યાત્મતત્ત્વરૂપ પરમરહસ્યને જાળવી રાખવાને વેદને પોતાના શ્વાસોચ્છ્વાસરૂપમા આવિર્ભૂત કરી ક્રમોન્નતિદ્વારા સાત્વિકપરાકાષ્ઠાએ પહોચેલા જ્ઞાનતપોવૃદ્ધ મહાનુભાવ મહર્ષિગણને વારસા તરીકે પરિપાલનાર્થ આપ્યો, અને તે તે મહર્ષિઓએ પ્રણિધાનદ્વારા તે વેદનો સંપાદન કરી તત્ત્વવિભાગ પુર સર સારી રીતે વ્યવસ્થિત કર્યો, અને તેના ગૂઢ તત્ત્વો સમજાવવાના હેતુથી કલ્પસૂત્ર, શ્રૌતસૂત્ર, ધર્મસૂત્ર, ગૃહ્યસૂત્ર, અને સ્મૃત્યાદિરૂપમા વેદતત્ત્વાર્થનો વિસ્તાર કર્યો એ વેદાર્થને દર્શનકારોએ તર્કચર્ચાદ્વારા સુદૃઢ કર્યો

ઇતરજાતિઓની પેઠે રૂપાન્તર થવાથી લય પામી નષ્ટ થઈ નથી; અને ભવિષ્યમાં સર્વથા નાશ પામશે નહિ. તેમજ એજ દૃષ્ટાંત ધર્મનું અને આર્યજાતિનું સનાતનત્વ સિદ્ધ કરે છે. વસ્તુસ્વભાવ પ્રમાણે ઉત્કટ કારણવશાત્ વૃદ્ધિ કે હ્રાસ થવા સંભવ છે અને તે થાય પણ છે. પરન્તુ જ્યારે અતિહ્રાસ થઈ અધર્મનું અભ્યુત્થાન થાય છે ત્યારે વિશ્વાનુગ્રહબુદ્ધિથી અસાધુઓનો નાશ કરી સાધુઓનું પાલન કરી સદ્ધર્મનું સંસ્થાપન કરવા સમષ્ટિકર્મોને અવલંબી પરમકૃપાળુ પરમાત્મા શ્રી નારાયણ ભગવાન્ સમયોચિત અવતાર લઈ તેનું પુનઃ સંસ્થાપન અને દૃઢીકરણ કરતા હોવાથી સ્વમુખોચ્ચરિત ધર્મ ઉપર એમનો સપ્રેમ પક્ષપાત શાસ્ત્રીય કે ઐતિહાસિક દૃષ્ટિથી સિદ્ધ થાય છે. અને ઇશ્વરનો આ પક્ષપાત જોઈ પરમ આસ્તિક આર્ય પ્રજા આ ધર્મને સ્વપ્રાણ કરતાં પણ વિશેષ માની કામ કે લોભવશ ન થઈ નિર્ભય રહી કટોકટીને સમયે પ્રાણ પણ અર્પી સુરક્ષિત રાખે છે; તેની અને ધર્મની ત્રૈકાલિક સ્થિતિમાં પરસ્પરનું સંરક્ષણરૂપ કારણ વિદ્યમાન રહેવાથી આ બંનેની ત્રૈકાલિક સ્થિતિનું અનુમાન કરાવે છે. જેમ પ્રત્યેક કાર્યમાં બહિર્મુખ ઇન્દ્રિયોના નિગ્રહ રૂપ સંયમની તથા તે તે ક્રિયાનુકૂળ વ્યાપારની કાર્યસિદ્ધિ પ્રત્યે આવશ્યકતા રહે છે તેમજ આ ભવ્ય ધર્માનુષ્ઠાનમાં પણ દૃઢ ઇન્દ્રિયનિગ્રહરૂપ સંયમપૂર્વક તત્તદ્ધર્મક્રિયાનુકૂળ વ્યાપારોની પણ આવશ્યકતા રહે એ સ્વાભાવિક છે. અને એ સંયમસાધક ધર્મક્રિયાનુકૂળ વ્યાપારને શાસ્ત્રકારો "આચાર" એવી સંજ્ઞા આપે છે; અને પૃથક્ પૃથક્ ક્રિયાનાં ફળ તરફ દૃષ્ટિ રાખી વિચારપૂર્વક સધાએલા હોવાથી તે "શિષ્ટાચાર" કે "સદાચાર" કહેવાય છે. જેમ રાજ્યનો સમસ્ત વ્યવહાર અબાધિત અને અનર્ગલરીતિથી ચાલુ રહે એટલા માટે સ્થપાયેલી તે તે સંસ્થાઓમાં વ્યવહાર કરનાર પ્રજાને તત્તત્સંસ્થાએ નિશ્ચિત કરેલા આચારપૂર્વક વ્યવહાર કરવાથીજ સ્વકાર્ય–સિદ્ધિ થાય છે, તેમ તે તે વ્યક્તિ, કુલ, જાતિ, દેશ વિગેરેના વ્યવહારોનો પણ આચારપૂર્વકજ નિર્વાહ થઈ શકે છે. આચારથીજ ગમ્યાગમ્ય, સ્પૃશ્યાસ્પૃશ્ય, ભક્ષ્યાભક્ષ્ય, કાર્યાકાર્ય વિગેરેનો ચિત્તભૂમિ ઉપર સત્સંસ્કાર પડી શાસ્ત્રોએ વિધિમુખે અને નિષેધમુખે દર્શાવેલા માર્ગોમાં પ્રવૃત્તિ કે નિરોધ એ સ્વાભાવિક રીતે નિરૂઢ થાય છે. અને તે નિરૂઢ થએલ પ્રવૃત્તિ કે નિરોધ, કુલ, જ્ઞાતિ, જાતિ, કે દેશથી દીર્ઘકાળ સુધી પળાતાં, રૂઢિના રૂપમાં પરિવર્તન પામે છે. આ આચાર–રૂઢિ કુલ, જ્ઞાતિ, જાતિ, કે દેશના ગુણાગુણ, શીલ, સ્વભાવ, વ્યવહાર વિગેરેનાં યથાર્થ જ્ઞાનમાં સાધનભૂત થાય છે. એ રૂઢિસાધનદ્વારા અજ્ઞાત કે અપરિચિતની સાથે ઘટિત વ્યવહાર પણ કરી શકાય છે. તેમાં ખાસ કરી પ્રવાસી લોકોને દેશ વિદેશમાં રહેનારા ચિત્રવિચિત્ર સ્વભાવના લોકોની સાથે વારંવાર પ્રસંગ થતો હોવાથી, તેમજ ચિત્રવિચિત્ર અનુભવથી મેળવેલી દક્ષતાપૂર્વક જ્યાં જ્યાં પ્રવાસદક્ષ પુરુષ જાય ત્યાં ત્યાંના લોકની આચારરૂઢિનું પ્રથમ નિરીક્ષણ કરી તે દ્વારા ત્યાંનું ગૂઢ કે અગૂઢ વ્યવહાર જ્ઞાન મેળવી સ્વાભીષ્ટ સિદ્ધિને ઉચિત વ્યવહાર કરી સિદ્ધિ મેળવી લે છે. તેમજ પ્રવાસ વિશેષજ્ઞાનમાં કારણ હોવાથી પોતાના અનુભવનું ચિત્ર ઉલ્લેખદ્વારા એવું ચિતરે છે કે પ્રવાસવિમુખ પુરુષ પણ તે ચિત્રદ્વારા પોતાને સ્થાને બેસી સમસ્ત સંસારનું અવલોકન કરી શકે છે. એટલુંજ નહિ, પણ વિશેષમાં તે તે દેશના ઇતિહાસ મેળવવામાં પણ તે તે દેશની આચાર–રૂઢિઓ સાધન બની જાય છે. આપણા આર્યાવર્તમાં આવેલા ગ્રીસ, ચીન વિગેરેના યાત્રિકો આપણા સનાતન ધર્મના તેમજ બૌદ્ધો વિગેરેના પળાતા આચારોનું અવલોકન કરી આર્યાવર્ત સંબંધમાં પોતાના વિચારો દર્શાવી ગયા છે, ને આપણાં આર્યાવર્તનો યથાસંભવ ઇતિહાસ લખી ગયા છે; અને તે આજનાં ઐતિહાસિક મંડળમાં પણ પ્રામાણિક મનાય છે. આ સઘળો મહિમા આચારનો છે.

વળી વ્યાપકદૃષ્ટિએ જોતાં પણ પ્રકૃતિમાતાએ નિયત કરેલો આચાર પ્રાણિમાત્રમાં અનુભવાય છે. મનુષ્ય સર્વ પ્રાણિમાં ઉત્તમ તથા વિશિષ્ટજ્ઞાનવાન્ હોવાને લીધે તે, પ્રાણિના સ્વાભાવિક આચારદ્વારા તેના સ્વભાવને કે ગુણાગુણને ઓળખી અતિ ઘાતક પ્રાણીને પણ દૃઢ અંકુશમાં રાખી, તેની પાસે અસંભવિત કાર્ય

કરાવી શકે છે, અને તેની સાથે ઉચિત વ્યવહાર પણ કરી શકે છે તેમજ તે પ્રાણીઓમા મનુષ્યવત્ નિયતિએ નિયત કરેલા આચારનું ઉલ્લંઘન કરવાનુ સામર્થ્ય ન હોવાથી નિયમિત આહાર અને વિહાર રહેવાથી તેઓ અવન્ધ્યબીજ હોઇ ધારેલા ગુણ સ્વભાવવાળી સંતતિ પણ આપી શકે છે. સ્વતન્ત્રતાભાસમા દોરવાઇ અનિયમિત આહાર વિહાર અને ચેષ્ટા કરનારા મનુષ્ય વન્ધ્યવીર્ય હોવાથી તેમજ સદાચારહીન હોવાથી તેમને અલ્પપ્રાણ, અલ્પશરીર, અને અલ્પાયુ સંતતિ થાય છે, કે સંતતિનો સર્વથા અભાવ રહે છે

અલૌકિક દૃષ્ટિએ જેના નિર્દ્વન્દ્વ, નિર્યોગક્ષેમ, અને નિત્યસત્વસ્થ હોવાથી આત્મવાન્ મહનીય મહર્ષિઓએ જન્મસિદ્ધ વર્ણાશ્રમવ્યવસ્થાપૂર્વક લોકકલ્યાણાર્થ પ્રકૃત્યનુકૂળ જે જે સદાચારો વ્યવસ્થાપૂર્વક નિયત કર્યા છે, તે સદાચારોનુ પ્રજ્ઞાપરાધ, અજિતેન્દ્રિયતા, અપશ્રુતિ, અને પ્રમાદ કે ઉપેક્ષાના પરિત્યાગપૂર્વક સેવન થાય તો એ પ્રજ્ઞાપરાધાદિથી થનારા સ્વૈર આહાર, વિહાર, પરદારગમન, પરસ્વહરણ તેમજ વિશ્વાસ ઘાતાદિ અનન્ત પતનના હેતુભૂત પાતકદોષથી દૂર રહી આચારવાન પુરુષ, ત્રિકાલદર્શી મહર્ષિઓએ અનુગ્રહ બુદ્ધિપૂર્વક દર્શાવેલા માર્ગ ઉપર ચાલતો હોવાથી યથાસંસ્કાર વિદ્યા, કલા, ધન, ધર્મ, સુખ, સંપત્તિ, અને કલત્ર પુત્ર મિત્રાદિ તેમજ ઐહિક અને આમુષ્મિક ઉભય સમૃદ્ધિ મેળવી શકે છે સ્નાનાદિક અવશ્ય કર્તવ્ય ષટ્કર્મ કરનાર પુરુષ બાહ્ય દૃષ્ટિએ તો શનૈ શનૈ તમોગુણ ને રજોગુણપ્રધાન મનોદોષનો નાશ થવાથી મનોબળ, તેજસ્વિતા, આરોગ્ય, અને ભવ્યાકૃતિની સાથે આગ્નિકગુણથી અગ્નિ થઈ લોકમા સ્વપ્રતિ પૂજ્યબુદ્ધિ મેળવી શકે છે, ને ઇતિર વિશેષ નિત્ય, નૈમિત્તિક, અને કામ્ય સકામ કર્મ કરતો રહેતો પ્રાકૃતકર્મોન્નતિની સાથે પોતાની ઇષ્ટ કામનાઓ ઉપર દર્શાવ્યા પ્રમાણે સુખથી મેળવી શકે છે અકામી પુરુષ પોતાના અનેક જન્મોપાર્જિત મલવિક્ષેપ અને આવરણને નષ્ટ કરતો કરતો નિત્યસત્વસ્થાદિ સંપત્તિ મેળવી સાત્વિક અન્ત કરણદ્વારા સાત્વિક દેવલોકની સાથે સાત્વિક અવ્યભિચરિત સંબંધ પ્રાપ્ત કરી વિસ્તૃત સર્વાત્મભાવથી આત્મ બુદ્ધિના વિસ્તારપૂર્વક સાત્વિક હૃદયાવકાશમા સાત્વિક અહભાવે સમસ્ત ચતુર્દશ ભુવનને તેમજ અસખ્ય ભૂત કે ભાવિ બ્રહ્માડસૃષ્ટિને અબાધિત પ્રત્યક્ષપણાએ અનુભવી શકે છે તેમા વળી અષ્ટાંગયોગનો સહચાર હોય તો વિશ્વામિત્રવત્ નૂતન સૃષ્ટિ નિર્માણનુ સામર્થ્ય પણ મેળવી શકે છે થોડામા કહીએ તો, આચાર ધર્માનુકૂલ વ્યાપાર હોવાથી જે જે વેદવિહિત ધર્મજન્યફળ છે તેમા તેમા ધર્મવત્ આચાર પણ અસાધારણ કારણ થઈ પરમપુરુષાર્થની પ્રાપ્તિ કરાવી ક્રિયાસાપેક્ષ ધર્મ કરતા, એ ધર્મ ક્રિયારૂપ હોવાથી પ્રાણિમાત્રનો વિશેષ ઉપકારક થાય છે.

અહિં સ્થાન સંકોચ હોવા છતા આર્ય આચારસંસ્કૃતિના વિશેષજ્ઞાનાર્થ આર્યવ્યવહારમા રૂઢ થએલી આચારસંસ્કૃતિનું સૂક્ષ્મરૂપમા ચિત્રાલેખન આવશ્યક જણાવાથી સૂક્ષ્મરૂપમા તે ચિત્રાલેખન કરવામા આવે છે, જેનો ગુણગ્રાહી વિદ્વદ્વર્ગ સ્વીકાર કરશે એવી આશા છે.

આર્ય વૈદિક આચાર સંસ્કૃતિથી સંસ્કૃત આર્ય માતાપિતા ધાર્મિક દૃષ્ટિએ જાતિસિદ્ધ વર્ણાશ્રમ વ્યવસ્થા પૂર્વક તેમજ રૂઢ થયેલા કુળાચારપૂર્વક ધર્મસંસ્કૃતિથી સંસ્કૃત પોતાના કુમારો તથા કન્યાઓને ઉપવીત સંસ્કાર પહેલા અવસ્થોચિત ગૃહશિક્ષણ આપી ઉપનયનસંસ્કાર થયા પછી કુમારોને ગુરૂકુળમા કે પોતાના સંસ્થાનમા સ્થપાએલા વિદ્યાલયોમા, તેમજ કન્યકાઓને વિવાહસંસ્કાર પહેલાજ કન્યકાઓના પિતૃપક્ષમા વૃદ્ધો પાસે તેમજ કુલવૃદ્ધાઓ પાસે મોકલી, અધિકાર પ્રમાણે વિદ્યા, કળા વિગેરે બ્રહ્મચર્યાશ્રમમાજ સંપાદન કરાવતાં હતા બ્રહ્મચર્ય સર્વ આશ્રમનો તેમજ પ્રથમવય પછીની વયનો મુખ્ય આધારસ્તંભ હોવાથી તેનુ પરિપાલન કરનાર કુમાર કે કુમારિકા બળ, વીર્ય, તુષ્ટિ, પુષ્ટિની સાથે આયુષ્યસંપાદન તેમજ વેદવિદ્યા, શાસ્ત્ર, કળા વિગેરે યથોચિત સંપાદન કરી શકે છે તે પછી ગુરુની આજ્ઞાપૂર્વક વ્રતસ્નાત થઈ માતાપિતાના ગૃહપ્રતિ આવે છે ત્યારપછી માતાપિતા શાસ્ત્રાનુસાર વિવાહસંસ્કાર કરે છે. આ આચાર અનાદિ હોવાને લીધે અને આર્ય

જાતિમાં રૂઢ થવાને લીધે કુમાર કે કન્યા સંતોષપૂર્વક પરસ્પરનો મન, વચન, કર્મથી સ્વીકાર કરી સુખમાં કે દુઃખમાં આનંદપૂર્વક ભાગ લે છે; અને પરસ્પર અભિન્નતા સમજી પોતાના ભાવિ વ્યવહારનું નિર્માણ કરી સ્વકીય ગૃહસ્થાશ્રમને ચરિતાર્થ કરે છે.

આ ગૃહસ્થાશ્રમ ત્રિવર્ગ સાધવાનું મૂળ હોવાથી તેમજ અન્ય ત્રણ આશ્રમનો આશ્રય હોવાથી આશ્રમો પરસ્પર વિરોધી થઈ એક બીજાની હાનિ ન કરે તેવી રીતે ધર્મ, અર્થ, અને કામનાં સેવનપૂર્વક તેમાં અગ્ન્યારાધન, દેવાર્ચન, પિતૃપૂજા, અતિથિસત્કાર અને લૌકિક વ્યવહાર વિગેરે સર્વ વિહિત આશ્રમધર્મનું પરિપાલન દક્ષતાપૂર્વક કરવામાં આવે છે. સંસ્કારપદ્ધતિથી રૂઢ થએલા આચારપૂર્વક તેમજ આયુર્વેદના નિયમાનુસાર રૂઢ સદાચારદ્વારા પ્રજોત્પત્તિ થતી હોવાથી તે દૃઢ, દીર્ઘાયુ, વીર્યવતી, ઓજસ્વિની અને લાવણ્યાદિ ગુણરૂપાદિયુક્ત, અને ઇચ્છા પ્રમાણે જાતિવિશિષ્ટ તેમજ ધૈર્ય શૌર્યાદિગુણયુક્ત મેળવી શકાય છે. વ્યવહાર કે પરમાર્થ દૃષ્ટિએ સધાતાં કાર્યોદ્વારા ધર્મ સંપાદન થઈ શકે છે. જિતેન્દ્રિયતાપૂર્વક વિનયાદિગુણપૂર્વક અતિથિસત્કાર થતો હોવાથી કુલપ્રિયતા, જાતિપ્રિયતા અને દેશપ્રિયતા મેળવી શકાય છે; અને લોકપ્રિયતા મેળવવાથી સંપત્તિનું સહેલાઈથી સંપાદન થઈ શકે છે. સંપત્તિના મન્વાદિ સ્મૃત્યુક્ત વિભાગ પાડી તેનો ઉપયોગ કરવાનો આચાર હોવાથી સર્વ વ્યવહાર તેમજ અન્ય આકસ્મિક કાર્યમાં તેમજ કુલ, જાતિ, કે દેશના કાર્યમાં યથાશક્તિ સહાય આપી શકાય છે. આવાં દંપતીનાં જોડાં પોતાનાં કુળ, જાતિ, કે દેશમાં શ્લાઘાપાત્ર થઈ અમોઘ યશ અને કીર્તિ સંપાદન કરી આ ભૂલોકમાંજ સ્વર્ગીય સુખ કરતા પણ અધિક સુખ ભોગવતાં હોવાથી સ્વર્ગમાં કાંઈ વિશેષતા હોય એમ માનતાં નથી. પરન્તુ સ્વર્ગમાં જઈ પુણ્યક્ષય પછી અહિં આવવું પડતું હોવાથી તેને તુચ્છ માને છે; અને મનુષ્યજન્મને સાર્થક કરી પરલોકનો માર્ગ સફળ કરી ભાવિજન્મને પણ સુધારે છે. આચારસંસ્કૃતિથી રહિત ઇતર જાતિનાં કુમાર, કુમારી સ્વૈરીપણાના પવનથી અરણ્યકુસુમવત્ અસ્થાને પડી, કે વૃક્ષમાંજ વળગી રહી છેવટે ભૂમિ ઉપર પડી મનુષ્યજન્મ ધૂળમાં રોળે છે, તેમ આચારભાવિત આર્યજાતિમાં થતું નથી. ગૃહસ્થાશ્રમી ચિત્તશુદ્ધ્યર્થ કરેલાં નિષ્કામ નિત્યાદિ કર્મવડે શુદ્ધચિત્ત થઈ जायस्व म्रियस्व એ વચનાનુસાર સંસારચક્રનો જન્મમરણાત્મક સ્વભાવ સમજી, જો વૈરાગ્યજ્ઞાન થાય તો વેદાજ્ઞા પ્રમાણે અહિંથી વૈરાગ્યાદિ સાધનસંપત્તિ સાધવા વાનપ્રસ્થાશ્રમમાં જઈ શકે છે, અને ત્યાર પછી પરિપક્વ વૈરાગ્યસમાધિવાળો પુરુષ સંન્યાસાશ્રમમાં જઈ પરમહંસદશાદ્વારા કૈવલ્યપદ પ્રાપ્ત કરે છે.

સર્વથા માયાનો પરિત્યાગ કરી અનન્યભાવથી છાયાવત્ પતિને અનુસરતી આ સતી આર્યધર્મપત્ની પણ પોતાના સતીત્વના પ્રભાવથી જીવન્મુક્તવત્ પ્રારબ્ધશેષ ભોગવી પતિસાયુજ્ય પ્રાપ્ત કરે છે અને પ્રથમથી શરીરપાત થયો હોય તો પતિની કૈવલ્યપ્રાપ્તિ પર્યન્ત સત્યલોકમાં રહી પતિ સાથેજ કૈવલ્ય પ્રાપ્ત કરે છે. તેમજ પતિનાં શરીરનો દૈવયોગે પ્રથમ પાત થાય, અને પ્રજા ન હોય કે હોવા છતાં તે સ્વવ્યવહારનિર્વાહ કરી શકે તેવી અવસ્થાવાળી હોય તો, અતિરૂઢમલ, અવ્યભિચરિત, દૃઢતમ અનુરાગથી અત્યુગ્ર આસક્તિપૂર્વક પરલોકમાં પણ પતિનાં સુકૃતદુષ્કૃતમાં ભાગ લઈ પરિચર્યા કરવા પુરુષ–પ્રકૃતિના સંબંધથી મુક્તિપર્યન્ત સહાય દેવા ચન્દ્રકૌમુદીવત્ સહગમન કરે છે.

ઉપર લખ્યા પ્રમાણે અભ્યુદય કે નિઃશ્રેયસ્ માટે વેદવિહિત–યાગાદિસાધ્ય સાધનક્રિયાકલાપ ધર્મ હોવાથી જ્યાંસુધી ધર્માનુકૂલ વ્યાપાર ન થાય ત્યાંસુધી ધર્મના સ્વરૂપની સંપ્રાપ્તિ ન થતી હોવાથી પ્રથમ મુખ્યતયા તેની સ્વરૂપસ્થિતિમાં કારણ ધર્માનુકૂલ વ્યાપાર હોવાથી અને તે આચારપદવાચ્ય હોવાને લીધે આ મન્વન્તરના સ્વામી ભગવાન્ મનુજીએ આચારને પ્રથમ ધર્મ માન્યો છે. કહ્યું છે કેઃ

आचार. परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान् द्विजः ॥

आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥
एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ।
सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥

તેમજ ભારતમા વ્યાસ ભગવાને કહ્યુ છે કે

सर्वागमानामाचारः प्रथमं परिकल्पते ।
आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥

આર્યધર્મ વેદાગત હોવાથી વેદવત્ અપૌરુષેય, નિત્ય અને વ્યાપક છે છતા ન્યાયનય પ્રમાણે આકાશાદિ નિત્યપદાર્થોના ઉપાધિદ્વારા જેમ ભેદ કલ્પી શકાય છે, તેમજ સાધ્યસાધકાદિ સબધરૂપ ઉપાધિદ્વારા આ ધર્મના પણ ભેદ કલ્પવા શક્ય હોવાથી આચારના પણ ભેદ કલ્પી શકાય છે સાધ્યસાધકભાવ સબધથી જેમ એકજ યાગધર્મ બ્રાહ્મણ બૃહસ્પતિસવ રાજન્ય રાજસૂય, અને વૈશ્ય સ્તોમ એવા ભિન્ન ભિન્ન સ્વરૂપ લે છે, તેમ જુદા જુદા સબધની સાથે સબદ્ધ થાય તો ભગવાન ભાષ્યકાર પતજલિ મહારાજના કથન પ્રમાણે અગણિત સબધ હોવાથી તે દ્વારા ધર્મના પણ અગણિત ભેદ થવા સભવિત છે, અને તેથી તેનુ જ્ઞાન સર્વાંશે થવુ અશક્ય છે છતા આચાર વ્યવહાર કે પરમાર્થ દૃષ્ટિએ રૂઢ થએલો હોવાથી તેના જ્ઞાનસૌકર્યાર્થ વ્યવહારોપયોગી નવ ભેદ કલ્પી શકાય છે ૧ શ્રૌતાચાર, ૨ સ્માર્તાચાર, ૩ તાન્ત્રિકાચાર ૪. શિષ્ટાચાર, ૫ કુલાચાર, ૬ જ્ઞાત્યાચાર ૭ જાત્યાચાર, ૮ દેશાચાર, ૯ લોકાચાર વૈદિક ધર્મમૂલક આચાર શ્રૌતાચાર કહેવાય છે સ્મૃતિધર્મમૂલક સ્માર્ત, તન્ત્રમૂલક તાન્ત્રિક, અને વેદ, તદન્તર્ગત તેની લુપ્ત કે અનુપ્ત શાખાઓ, સ્મૃતિ, તન્ત્ર વિગેરેના પર્યાલોચનપૂર્વક લોકકલ્યાણાર્થ દૃષ્ટ કે અદૃષ્ટ ફલ કલ્પી શિષ્ટ પુરુષો (આપ્ત પુરુષો) એ સ્થાપેલા આચાર શિષ્ટાચાર કહેવાય છે ઉપરના મુખ્ય ચાર આચારોમાથી વૈકલ્પિક આચારમાથી કુલના પ્રવર પુરુષે એક પક્ષ લઈ સ્થાપેલા આચાર કુલાચાર કહેવાય છે અમુક કુલસમૂહના અગ્રેસરોએ સ્વકુલાનુરૂપ ઉપરના આચારોને અનુસરી સમુદાયની દૃઢતા માટે સ્થાપેલો આચાર જ્ઞાત્યાચાર કહેવાય છે વર્ણધર્મને અનુસરી સ્થપાએલા આચાર જાત્યાચાર કહેવાય છે દેશમા વસતી સમસ્ત જાતિઓએ સ્વીકારેલો દેશાચાર કહેવાય છે ખડના સમસ્ત દેશોમા સામાન્યરૂપે સ્વીકારવામા આવેલો આચાર લોકાચાર કહેવાય છે.

આ નવ પ્રકારના આચારોમા પ્રથમના ચાર આચાર દૃષ્ટફલને ગૌણ રાખી અદૃષ્ટફલ પ્રાપ્ત્યર્થ તેમજ જીવના ક્રમવિકાસને માટે કહેવાએલા હોવાથી તેમા અણુમાત્ર ફેરફાર થઈ શકે નહિ માત્ર ધર્મમા જ્યારે તેનુ પરિપાલન અશક્ય થઈ પડે છે ત્યારે–આપદ્ધર્મ લઈ, આવા આપ સમયે સંકોચ કરવામા આવે છે તેજ રીતે આચાર ધર્મમૂલક હોવાથી આચારમા પણ તેવે સમયે માત્ર સકોચ થઈ શકે વળી કોઈ આચાર ઐહિક દૃષ્ટફલ સાથે સબધ રાખતો હોય, અદૃષ્ટ સાથે સબધ ન હોવાથી તેને હાનિ ન પહોચાડતો હોય, અને લોકદ્વિષ્ટ હોય તેવા આચાર ન પાળવા યાજ્ઞવલ્ક્ય વિગેરે સ્મૃતિકારો કહેતા હોવાથી ન પળાય તો ચારે બાકીના કુલાદિ પાચ આચારોમા જે આમુષ્મિક દૃષ્ટિને અવલબી સ્થિર થએલા આચારો હોય તેમા પણ કઈ પણ પરિવર્તન કરી શકાય નહિ અને વ્યવહારદૃષ્ટિએ સ્થપાએલા આચારોમા પણ કઈ પણ પરમાર્થ સંબધ સભવિત હોય તો તેનુ પણ પરિવર્તન યોગ્ય નથી માત્ર કુલ જ્ઞાતિ જાતિ, દેશ, કે લોકના વ્યવહારસૌકર્યાર્થ રૂઢ થએલા આચાર દેશસબધ પરિચય કે પ્રસગનું પરિવર્તન થઈ નવીનરૂપમા ઉપસ્થિત થાય ત્યારે એ નવીનરૂપમા ફેરવી શકવા સર્વ સંમતિદ્વારા સભવિત છે પરન્તુ એ કુલાચારાદિ સર્વ આચારો કુલાદિધર્મના રક્ષક તેમજ સચક હોવાથી જ્યાસુધી બને ત્યાસુધી તેઓને જાળવવા પ્રયત્ન કરવો જોઈએ

કુલ, જ્ઞાતિ, જાતિ, દેશ, કે લોક સ્વધર્મ તથા સ્વાચારની રક્ષાર્થીજ ઇતરસાધન કરતાં સરલતાપૂર્વક રૂઢ થએલી એકતાને લીધે પોતાની રક્ષા કરી શકે છે. એટલુંજ નહિ, પણ સ્વસ્વવર્ણાશ્રમ પ્રમાણે રૂઢ થએલા આચારને સ્વધર્મ સમજી પાળનારી આર્યજાતિને ધાર્મિક પ્રસંગોએ થતા ક્લેશ કે વિક્ષેપ અને તેથી થતી હાનિ ભોગવવી પડતી નથી; અને બીજી પ્રજાને પરંપરાના સદાચારથી પોતાથી બની શકે તેટલી સહાય પણ એકરસ થઈ આપી શકે છે. આવા પ્રસંગો આપણાં પ્રાચીન ઇતિહાસપુરાણોમાં દૃષ્ટિગોચર થાય છે. દેશ વિદેશનો પરિચય તથા સંચાર વધવાથી તે તે દેશના આચારનો સંચાર થવા સંભવ ખરો. પરન્તુ તે નવીન આચારો આપણા આચારોને બાધ ન કરે તેવા હોય અને આપણાં આર્યત્વને મલિન ન કરે તેવા હોય તોજ તેવા સામાન્ય આચારોનો સંચાર પરીક્ષાપૂર્વક થવા દેવો યોગ્ય છે. અન્યનાં અનુકરણ કરવા કરતાં અન્યને અનુકાર્ય થવું એમાં વિશેષ બુદ્ધિમત્તા ગણાય. ખાસ કરી ધાર્મિક તત્ત્વ પરમકૃપાળુ પરમાત્માએ આર્યજાતિને તેનાં પરિપાલન યોગ્યતાની સાથે અનુગ્રહપૂર્વક અર્પેલું હોવાથી ધાર્મિક વિષયમાં તો આર્યજાતિ સમસ્ત સંસારને સ્વાભાવિક રીતે અનુકાર્ય છે. વળી આ ધાર્મિક સંગ્રહ સર્વથા અધિક અને બીજા કરતાં વિલક્ષણ અને ઇતરથી અલક્ષ્ય છે; અને જેના શિવાય યાવત્ સંસારના ભોગ્યપદાર્થો નિરર્થક છે એવા મુખ્ય ભોક્તા જીવનો સ્વેચ્છાવિકાસ સમસ્ત નાનામાં નાનાં ધાર્મિક તત્ત્વોમાં પણ તિલમાં તૈલવત્ વ્યાપકરૂપે ભરેલો છે; જ્યારે માત્ર વ્યાવહારિક ફરજ અને સામાન્ય નીતિરૂપમાં વ્યવસ્થિત અન્ય ધર્મમાં તેની દિશામાત્ર પણ દૃષ્ટિગોચર થવા સંભવ નથી.

સર્વલોકસંમત આ વિષયમાં હેતુવાદ પણ અપેક્ષિત નથી; અને કરવાથી વિષયાન્તર પણ થાય. બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો આર્યપ્રજાની વિશિષ્ટતા ઇતર ક્રિયાકુશલ રાજસ પ્રજાઓમાં ધર્મદ્વારાજ ટકી શકે તેમ છે. ટુંકામાં કહીએ તો ધર્મની રક્ષાથીજ આર્યપ્રજાનું રક્ષણ થઇ શકે. ધર્મનો નાશ થવાથી ધર્મપ્રાણ આર્યત્વ પણ તેની સાથે જ નાશ પામે એ સ્વાભાવિક છે. આત્મરક્ષા કરવી એ પ્રાણિમાત્રનો સ્વભાવ છે. આર્યજાતિ માટે સ્વધર્મરક્ષા શિવાય આત્મરક્ષાનો કોઈ પણ ઉપાય સંભવિત કે ઇષ્ટ નથી. એવાજ હેતુથી મનુમહારાજ કહે છે કે:

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतो ऽवधीत् ॥

ધર્મની રક્ષામાં તન્મૂલક આચારની રક્ષા પણ સ્વત: અનાયાસે થઈ જાય છે. આર્યપ્રજામાં આ બંનેનું સંતાન અવિચ્છિન્ન બન્યું રહે અને તેના ઉપાય તરીકે આપણા મહર્ષિઓએ કલ્પેલાં ધર્મસ્થાન તથા વિદ્યાસ્થાન (સાંગવેદ, પુરાણ, ન્યાય, ધર્મશાસ્ત્ર, મીમાંસા)નું ગુરુપરંપરાથી અધ્યયન અને એશ્વાનુસાર આચરણ અને ઇતરમાં તેનું પ્રચારણ કરવાની શક્તિ તેમજ મહનીય મહર્ષિઓએ પોતાનાં ભાવિસંતાનનાં પરમકલ્યાણ માટે અમોઘ પરિશ્રમપુરઃસર ધર્મ તથા આચારનાં પરિપાલનાર્થ આચારાદિની સુવ્યવસ્થા કરી છે તેને ચરિતાર્થ કરવાનું મનોબળ ધર્મપ્રિય અને વિરાટ્સ્વરૂપ ભગવાન પરમપુરુષોત્તમ નારાયણ પરમાત્મા આપી સ્વપ્રિય આર્યપ્રજાની સર્વદા રક્ષા કરે અને આર્યપ્રજા પોતાનું આર્યત્વ તેમની દયાથી સર્વદા જાળવે એવી શુભાશંસાપૂર્વક શ્રીભગવાનનાં ચરણકમળમાં અમારી નમ્ર પ્રાર્થના છે.

# તત્ત્વવિચાર

**પદ**

( રાગ : માઢ )

જુઓ તત્વે વિચારી, દીસે મોરારી, છે સુખકારી, સદ્‌ગુરુ શબ્દ વિચાર ....(ટેક)

અંતર ખોજે હોય અજવાળું, ભાસી રહ્યો ભરપૂર;
શ્યામ સુંદિર સદોદિત શોભે, ભાસી રહ્યું કૈં નૂર રે. જુઓ.

અગુણુ સગુણુમાં આપ બિરાજે, નામરૂપ આધાર,
સર્વમાં વ્યાપક સૌથી ન્યારા, વાણી રહિત વિચાર રે. જુઓ.

દર્શન થાય ભવ દુઃખ ભાગે, કટે કર્મની જાળ;
અપૂર્વ આનંદ ઉદે થતાંમાં, છટે આળ પંપાળ રે. જુઓ.

હૃદય મંદિરમાં રામ બિરાજે, વ્યાપક વિશ્વાધાર;
અવિચળપદ એ અખંડ ધામ, સ્વામી સર્જનહાર રે. જુઓ.

સદ્‌ગુરૂ સાને જે નર સમજે, તેને દર્શન થાય;
ભવનું ભટકણુ રહે નહીં ને, સે'જે શાન્તિ સોહાય રે. જુઓ.

શિવ સનકાદિ ને બ્રહ્માદિક, નારદ શારદ ચહાય;
નિર્વાણી વર્ણુનમાં ન આવે, નિગમ નેતિ ગાય રે. જુઓ.

શાશ્વત સુખનું સ્થાન જ એ છે, પ્રાપ્ત વિરલાને થાય;
સુરતા જેની સ્વરૂપે સમાણી, તેને સૌ કોઈ ચહાય રે. જુઓ.

મૌન ગ્રહી મારગે વળતાં, સે'જે સુધરે કામ;
નિજાનંદ સ્વરૂપને પામે, ઠરીને બેસે ઠામ રે. જુઓ.

કૃષ્ણવચન પર રાખો ભરોસો, વિચરે વિશ્વ મોઝાર;
માયાપાસમાં તે નહીં આવે, રહે હરિને આધાર રે. જુઓ.

કાલિદાસ સદ્‌ગુરૂ કૃપાએ, જ્ઞાનગંગામાં ન્હાય;
કાશી કેદારમાં નામ હરિનું, લઈને પાવન થાય રે. જુઓ.

—કવિ કાલિદાસ ભગવાનદાસ ભાટીઆ

# હિન્દુ ધર્મનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો

શ્રી. જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે
એમ એ

હિન્દુ એટલે હિન્દુસ્થાનનો નિવાસીજ નહિ, પરંતુ હિન્દુ ધર્મ પાળનારો અને હિન્દુ જાતિમા જન્મેલો. મુસલમાન, પારસી, જાપાની, ખ્રિસ્તી, અંગ્રેજ ઇત્યાદિ શબ્દોની પેઠે હિન્દુ શબ્દ માત્ર જાતિ કે ધર્મ કે સ્થાનનો વાચક નથી, પરંતુ એ શબ્દવડે જાતિ, ધર્મ અને નિવાસસ્થાન એ ત્રણેનો બોધ થાય છે

હિન્દુ શબ્દની પેઠે હિન્દુ ધર્મ પણ આવો વ્યાપક છે, બીજા બધા ધર્મો અમુક વ્યક્તિવિશેષને અવલંબીને રહેલા છે ક્રાઇસ્ટને ન માને તે ખ્રિસ્તી થઈ શકે નહિ, બુદ્ધમા શ્રદ્ધા ન રાખનાર બૌદ્ધ ધર્મનો અનુયાયી ન થઈ શકે, મહમદ પયગમ્બર વગર ઇસ્લામ ધર્મનો સંભવ નહિ, તે પ્રમાણે હિન્દુ ધર્મ કોઇ અમુક પયગમ્બર કે દ્રષ્ટા ઉપર જ આધાર રાખતો નથી તેમજ બીજા ધર્મોની પેઠે હિન્દુ ધર્મનો મૂળ સ્થાપનાર કોણ તે પણ કહી શકાય એમ નથી

વૈદિક સંસ્કૃત પરથી જેમ બધી આર્ય ભાષાઓના મૂળની કલ્પના કરી શકાય છે તેમ વેદ ધર્મમા બીજા બધા ધર્મોના સ્વરૂપ સમાએલા દેખાય છે એકેશ્વરવાદ, અનેકેશ્વરવાદ, પ્રતીકોપાસના, નિર્ગુણ ને અમૂર્તની ઉપાસના, યોગ, કર્મ, ભક્તિ, જ્ઞાન ઇત્યાદિ અનેકાનેક વસ્તુઓ હિન્દુ ધર્મમા સમાવિષ્ટ થએલી છે હિન્દુ ધર્મના એક દેશનું દર્શન કરનાર તેની સર્વતોમુખી વ્યાપકતા જોઈ શકતો નથી હિન્દુ ધર્મમા ક્રિયાપરાયણ પુરુષ માટે કર્મનો જટિલ માર્ગ છે, આર્દ્ર હૃદયવાળા માટે ભક્તિનો રસમાર્ગ છે અને ચિન્તનશીલને માટે જ્ઞાનનો ગિરિમાર્ગ છે જેને જે પન્થ રુચે તેનો સ્વીકાર કરે ભિન્ન ભિન્ન પન્થના એ પ્રવાસીઓ હિન્દુ ધર્મે નિર્દિષ્ટ કરેલા તીર્થધામનાજ યાત્રાળુઓ છે

ક્રિયા અને જ્ઞાન, આચાર અને વિચાર એ બંનેને હિન્દુધર્મે યથોચિત પ્રાધાન્ય આપ્યુ છે અતીવ ગૂંચવણભર્યા ને કડાકૂટવાળા યજ્ઞના વિધાનો કરતા બ્રાહ્મણોની પેઠે જ્ઞાનના ભંડાર સમા ઉપનિષદો પણ હિન્દુધર્મના મુખ્ય અંગરૂપ છે અહિન્દુથી તો સમજાય પણ નહિ એવી સૂક્ષ્માતિસૂક્ષ્મ આચારપ્રણાલિકાની સાથે સાથેજ બુદ્ધિવાદના રસિયાને સન્તોષે એવી તર્કસરણિવાળા તત્વજ્ઞાનનો પણ ઉદય એમા દૃષ્ટિગોચર થાય છે બીજા દેશોની પેઠે હિન્દુસ્થાનમા તત્ત્વજ્ઞાનનો ઉદય ધર્મથી નિરપેક્ષ કે સ્વતન્ત્ર રીતે થયો નથી આથી અહીં જ્ઞાનનો દીપ પોતાના ઓળા વડે ધર્મને ઢાંકી દેનારો નહિ પણ તેના સ્વરૂપનુ સ્પષ્ટીકરણ કરનારો નિવડ્યો છે, અને જ્ઞાન અથવા વિજ્ઞાન અને ધર્મ વચ્ચે સંઘર્ષણના પ્રસંગો આવ્યા નથી

હિન્દુધર્મની આખી આચારવ્યવસ્થા વર્ણાશ્રમ વિભાગ પર રચવામા આવી છે સમાજના સ્વાસ્થ્ય ને સુવ્યવસ્થા માટે ચાર વર્ણ અને વ્યક્તિના કલ્યાણને માટે ચાર આશ્રમ અને તેના આચારાદિની યોજના કરવામા આવી છે વિદ્યાવ્યાસંગી, રાજનીતિકુશળ, વાણિજ્યવિશારદ અને સેવાપરાયણ એવા ચાર વર્ગ વગર

કોઈ પણ સુઘટિત અને સુવ્યવસ્થિત સમાજ ચાલી શકે નહિ તેમજ પ્રત્યેક વ્યક્તિના જીવનમા વિદ્યાર્થીની, ગૃહસ્થની અને પ્રવૃત્તિનો ત્યાગ કરી શાન્તિ શોધતા વાનપ્રસ્થ કે સન્યાસીની અવસ્થા ક્રમશ આવેજ છે આ પ્રમાણે સમાજ તેમજ વ્યક્તિના સ્વાભાવિક અને સનાતન વિભાગો પાડી તે પર પોતાની આચાર-વ્યવસ્થાની રચના કરી હિન્દુધર્મે સમાજ ને વ્યક્તિ બન્નેના કલ્યાણનો માર્ગ દર્શાવ્યો છે

બન્ધનમાત્રથી છૂટવુ એ મનુષ્યનુ પરમ ધ્યેય છે અને તેથી આ આચારાદિના બન્ધન પણ આખરે તો છોડવાના જ છે ચિત્તશુદ્ધિ થયા પછી જ્ઞાની અથવા સન્યાસીને વર્ણાશ્રમ વગેરેના બન્ધનો પાળવાની જરૂર રહેતી નથી હિન્દુધર્મમા આચારના અનેકાનેક બન્ધનો છતા વિચાર હમેશા મુક્તિનો જ રાખવાનો છે વર્ણાશ્રમધર્મના જટિલ વનમાર્ગે થઈને આખરે તો એવા પ્રદેશમા જ જવાનું છે કે જ્યા સ્વભાવ એજ સર્વસ્વ છે અને જ્યા કર્તવ્ય કે અકર્તવ્ય, વિધિ કે નિષેધ કાંઈ રહેતુ નથી

આ ઉપરાત સહિષ્ણુતા, ઔદાર્ય એ હિન્દુધર્મનુ એક ખાસ લક્ષણ છે મારીને મુસલમાન બનાવાય, સમજાવી ફોસલાવીને ખ્રિસ્તી બનાવાય, પણ અહિન્દુને હિન્દુ બનાવવાનુ કોઈ વિધાન નથી स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावह એજ હિન્દુધર્મનો પરમ ઉદાર સિદ્ધાન્ત છે

વેદને ન માનનાર બુદ્ધને દશાવતારમા ગણ્યા છે, નિરીશ્વરવાદી સાખ્ય ને જડવાદી ચાર્વાક મતને પણ સર્વદર્શનસગ્રહમા સ્થાન મળ્યુ છે आश्रमाद् आश्रम गच्छेत् એવો સામાન્ય ન્યાય છતા यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् એવી છૂટ પણ ખરી સામાન્યત બહુ પરિશ્રમે સચવાય એવી આચારમર્યાદાઓ, છતા આપત્તિકાળમા કઠિન પ્રયત્ન વગર પળાય એવો આપદ્ધર્મ પણ વિહિત છે પતન ને પાતકના સ્થળે સ્થળે ભયસ્થાનો છતા તેનું નિવારણ કરનારા પ્રાયશ્ચિત્તો પણ તેટલા જ છે આમ, કુદરતની પેઠે, હિન્દુધર્મનુ સ્વરૂપ અનેક જાતના વૈચિત્ર્યોથી ભરેલુ ને અજાણ્યાને ગભરાવી ને ગૂચવી નાખે એવુ છતા જાણનારને માટે તો સરળ ને સુગમ છે



'જે માણસ હિંદુસ્તાનમા હિંદુકુળમા જન્મીને વેદ–ઉપનિષદ્ ગ્રંથોને ધર્મ ગ્રથરૂપે માને, જે માણસ સત્ય અહિંસાદિ પાચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે, જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે, તેમ છતા દેહાધ્યાસથી સસારમા અનેક યોનિમા આવર્તન કર્યા કરે છે, તેને મોક્ષ છે અને મોક્ષ એજ પરમ પુરુષાર્થ છે એમ માને, જે વર્ણાશ્રમ અને ગો રક્ષાને માને તે હિંદુ છે"

—શ્રીયુત ગાંધીજી (ગાંધી શિક્ષણ ભા. ૨, ધર્મ, પૃ ૮૫)

આ નિયમોને સાર ધર્મ', 'સનાતન ધર્મ', 'સનાતન વૈદિક ધર્મ' અથવા હિન્દુ ધર્મ' એ શબ્દોનો અર્થ શ્રુતિ સ્મૃતિ પુરાણ આદિ શાસ્ત્રોદિત સનાતન ધર્મ એવો થશે, અને સનાતનધર્માનુયાયી અથવા હિન્દુ એ શબ્દનો અર્થ સનાતન ધર્મને માનનાર અને તેને યથાશક્તિ અનુસરનાર એવો થશે

—સનાતન વૈદિક ધર્મ સભા

# ભારતીય સંસ્કૃતિની પ્રેરક શક્તિ

શ્રી. પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત

સૃષ્ટિના મંગાણુ કાળમા જ્યા સા કેવળ અમત્ અને અધકાર વ્યાપી રહ્યા હતા સ્વયપ્રકાશ સર્વશક્તિમાન સચ્ચિદાનદ જગન્નિયન્તા પ્રકટ થયા અને અસત્માથી સત્ જન્મ્યુ અધકારમાથી પ્રકાશનો પ્રાદુર્ભાવ થયો. સ્વયપ્રકાશ આદિત્યને વિષે જે પુરુષની પ્રતીતિ થાય છે, તેજ ઇન્દ્ર છે, પ્રજાપતિ છે અને સાક્ષાત્ બ્રહ્મ પણ તેજ છે, એમ શ્રુતિ ભગવતી કહે છે 'यमेतमादित्ये पुरुषं वेदयन्ते स इन्द्र स प्रजापति तद्ब्रह्मेति ।' ગીતાના ૧૫મા અધ્યાયના ૧૨મા શ્લોકમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે કે જગત્ માત્રને પ્રકાશ, પ્રેરણાદિકના પ્રદાનવડે તેજસ્વી બનાવનારી જે દિવ્ય શક્તિ છે, તેને પરમાત્માની શક્તિ જાણવી વળી દશમા અધ્યાયના ૪૧મા શ્લોકમા એજ ગીતોપનિષદ્મા કહ્યુ છે કે જે જે કાઈ વિભૂતિવાળુ સત્વ યા પ્રકાશમય તત્વ છે, તેને મ્હારા તેજના અંશમાથી સમુદ્ભૂત થયેલું સમજવુ મનન, સ્થિરચિન્તન, પરિશીલન વગેરે સાધનોદ્વારા પરિત્રાણ કરવાનું એ સ્વયપ્રકાશ દેવને વિષે અદ્ભુત સામર્થ્ય રહેલુ છે ईश् शासने એ ધાતુપરથી ઈશ્વર શબ્દ વ્યુત્પન્ન થયો છે અને વેદમા પણ કહ્યુ છે કે 'सविता वै प्रसवानामीशे ।' ગીતામા પણ સ્પષ્ટજ ઉલ્લેખ છે કે 'अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।' વળી ૧૮મા અધ્યાયના ૬૧મા શ્લોકમા વિશેષ સ્પષ્ટીકરણ કરતા કહ્યુ છે કે 'હે અર્જુન! પ્રાણીમાત્રના હૃદયને વિષે ઇશ્વર વસેલા છે અને પોતાની દૈવી, દુરત્યયા અને ગુણમયી એવા વિશિષ્ટ લક્ષણો ધરાવનારી માયાવડે યન્ત્રવત્ દોરી સચાના પૂતળાની જેમ તેમને પોતપોતાના કર્તવ્યપ્રદેશને વિષે પ્રેરે છે. પરમાત્માએ નવા નવા અવતાર ધારણ કરીને પણ એજ કાર્ય સાધ્યુ છે. એ ઇષ્ટ હેતુને સાધવા પૂરતુ લીલાવિધાન તેજ અવતાર–કાર્ય બીજા શબ્દોમા કહીએ તો સસ્કારી કર્તવ્યપરાયણ આદર્શમય જીવનની શિક્ષા દીક્ષાનો સ્વાનુભવરસિક પદાર્થપાઠ પૂરો પાડવા ખાતર પ્રભુએ અનેક અવતાર ધારણ કર્યા છે 'रूपं रूपं प्रतिरूपो बभूव' એ મત્રમા ઋગ્વેદમા એ અવતાર–કાર્યની મીમાસા કરતા સ્પષ્ટ વિવેચન કર્યુ છે કે પરમાત્મા પોતાની અનાદિ પ્રકૃતિસિદ્ધ શક્તિરૂપ દૈવી ગુણમયી દુરત્યયા માયાવડે ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરી ઇષ્ટ હેતુને સાધે છે પરમાત્માની ચિત્ શક્તિ તે એજ સૂર્યનો પ્રકાશ જેમ સૂર્યથી જૂદો નથી તેમ પરમાત્માની એ દિવ્ય શક્તિ–પ્રકૃતિ–પણ તેમનાથી ભિન્ન નથી પુરૂષ અને પ્રકૃતિના આશ્લેષે જ જગત્ને જન્માવ્યુ છે.

પરમાત્માની એ દૈવી દુરત્યયા ગુણમયી માયારૂપ ચિત્શક્તિ વિવેકી સુજ્ઞ મનુષ્યોને વિષે સાત્વિક બુદ્ધિરૂપે આવિર્ભાવ પામે છે 'कृतधियां हृदयेषु या बुद्धि' એમ સપ્તશતીમા સ્પષ્ટ કહ્યુ છે એજ ગ્રથમા અન્યત્ર કહ્યુ છે કે 'मेधासि देवी विदिताखिलशास्त्रसारा ।' આર્યસસ્કૃતિની એ અમોઘ શક્તિ તે એ વેદાદિ સચ્છાસ્ત્રના દિવ્ય જ્ઞાનથી તેજસ્વી બનેલી બુદ્ધિ આપણા ઋષિમુનીઓએ ઇષ્ટોપાસનાદ્વારા સ્થિરચિન્તન અને સૂક્ષ્મ ધ્યાનવડે એ પ્રામાદિક જ્ઞાન Revelation પ્રાપ્ત કર્યું છે ધર્મમા આપણી મુખ્ય ભાવના યજ્ઞની

છે અને યજ્ઞક્રિયાની અધિષ્ઠાત્રી તથા કર્મવડે પ્રાપ્ત કરી શકાય તેવા દ્રવ્યના સાધનરૂપ અને કર્તાના માનસને પાવન કરનારી દેવી સરસ્વતી છે એમ ઋગ્વેદના મંડળ ૧, અધ્યાય ૧ ના ૬ઠ્ઠા વર્ગના ૧૦ મા મંત્રમાં પ્રતિપાદન કર્યું છે ૧૧મા મંત્રમાં વિશેષ સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું છે કે પ્રિય અને સત્ય વચનોની અર્થાત્ વેદત્રયીના વચનોની પ્રેરણા કરનારી તેમજ સદ્બુદ્ધિને સ્ફુરાવનારી સરસ્વતી દેવીએ એ યજ્ઞને ધારણ કર્યો છે વાઙ્મયની અધિષ્ઠાત્રી સરસ્વતી એટના માટે જ મનુષ્યમાત્રને વિષે બીજરૂપે ગર્ભિત રહેલી ઉત્કૃષ્ટ સંસ્કારી ભાવનાઓને અંકુરિત કરી તેની ઉન્નતગામી મહત્ત્વાકાંક્ષાઓને ઉત્તેજીત કરે છે, અને પ્રગતિના પુનીત પંથની પ્રત્યેક દિશામાં તેનો સર્વથા વિકાસ સાધીને આ મોક્ષદ્વારની ગુરુકિલ્લી–દુર્લભચાવી–બક્ષ્યા વિના રહેતી નથી કેમકે એ રસવાળી સરસ્વતી દેવી અપૂર્વ હોવા છતાં એનું સરસપણું (રસયુક્તત્વ અને શ્રેયત્વ) વિસારે પડવા દેતી નથી સરોવરના અર્થમાં પણ એ જ્ઞાનના સરોવરવાળી દેવી અમૃતપદની પ્રાપ્તિ કરાવીને મનુષ્ય જન્મની સાર્થકતા હસ્તામલકવત્ સિદ્ધ કરાવે છે 'विद्ययामृतमश्नुते।' એમ શ્રુતિ કહે છે અન્તિમ પુરુષાર્થ મોક્ષની લ્હાણી બક્ષી શકે અથવા બીજા શબ્દોમાં કહીએ તો દુઃખ શોક ક્લેશમાંથી મુક્ત કરીને નિર્ભય બનાવી શકે, તેનું નામ જ વિદ્યા 'सा विद्या या विमुक्तये।' શોકના સ્થાન હજારો છે ભયના કારણો સેંકડો છે, પરંતુ તે સર્વાત્મ બ્રહ્મનો આનંદ અનુભવનારા જ્ઞાની મનુષ્યને બાધિત કરતા નથી, એમ મહાભારતકારે કહ્યું છે એ જ્ઞાનના જેવું પવિત્ર પણ બીજું કાંઈ નથી અને તેનાથી વંચિત રહેનારનો ઉદ્ધાર પણ કઠિન છે 'ऋतेज्ञानान्नमुक्तिः' આર્ય સંસ્કૃતિની એ મંત્રઘોષણાનો 'PEN RULES THE SWORD' 'KNOWLEDGE IS POWER' વગેરે વચનોદ્વારા પાશ્ચાત્ય સંસ્કૃતિએ પણ પડઘો પાડ્યો છે ભારતીય સંસ્કૃતિની પ્રેરક શક્તિ તે આવા ઉન્નતગામી ઉત્કૃષ્ટ દિવ્ય જ્ઞાનની લ્હાણી કરનારી મનુષ્યની આસ્તિક્ય બુદ્ધિને ઉત્તેજન કરનારી સરસ્વતી દેવી છે આસ્તિક્ય બુદ્ધિ એટલે જ શ્રદ્ધા 'श्रत् सत्यं धीयते यस्यां सा श्रद्धा।' એવી એની વ્યુત્પત્તિ પણ ભારતીય સંસ્કૃતિની એ દિવ્ય પ્રેરક શક્તિને વિષે આપણી અભિમાનભરી પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરી શકે તેમ છે ઋગ્વેદના ૧૦મા મંડળના આઠમા અધ્યાયના નવમા વર્ગમાં પાંચ મંત્રોદ્વારા એ શ્રદ્ધાના માહાત્મ્યના ગુણગાન કરવામાં આવ્યા છે અને એ જ વર્ગના ચોથા મંત્રમાં વધારે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું છે કે દેવો યજમાનો અને મનુષ્યો વાયુથી રક્ષિત થઈને શ્રદ્ધા દેવીને ઉપાસે છે સઘળા મનુષ્યો આન્તરિક સંકલ્પયુક્ત ક્રિયાવડે શ્રદ્ધાને ભજે છે કારણકે શ્રદ્ધાન્વિત મનુષ્યને અતુલ સમૃદ્ધિ તેમજ સકલ પુરુષાર્થની સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે ત્યારે શ્રદ્ધા એ વસ્તુતઃ શું છે? આ અભાગ અને મિથ્યા અભાગના મિથ્યાપણાને મટાડનાર મિત્રો છે મર્હૂમ સાક્ષરવર્ય શ્રીયુત ગોવર્ધનરામ ભાઈએ પણ નીચેના અમરમધુર શબ્દોમાં માર્મિક રીતે એ શ્રદ્ધાનું પ્રતિપાદન કર્યું હોય એમ ભાસે છે—

પેલા ગાંડા ઘેલા જેવા દેખાતા મૂર્ખ સુધરેલાના હાસ્યાસ્પદ કાળમાં અવગણના પામેલા, દ્રવ્યહીન દશાહીન દંભહીન અનસ્તેજસ્વી શાસ્ત્રી પુરાણીઓની હજારો વર્ષથી નિર્મળ નદીઓ પેઠે વહેતી આવતી કથાઓના રસમાં ચક્ષુપાન થવાથી સૌભાગ્યદેવી ધર્મસ્મારી થઈ હતી (સરસ્વતીચંદ્ર ભા ૧ પૃ ૨૬૨–૩)

શાસક વિદેશી સંસ્કૃતિરૂપી સૌભાગ્ય દેવીના હૃદય ઉપર પણ આપણી પ્રાચીન સંસ્કૃતિએ સચોટ અસર ઉપજાવીને તેને ધર્મસ્મારી બનાવવા માંડી છે મેક્ષમૂલર જેવા પાશ્ચાત્ય પંડિતો આપણી ભારતીય સંસ્કૃતિથી એટલા તો મુગ્ધ થઈ ગયા હતા કે તેમણે હિંદમાં ફરી જન્મ ધારણ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી શોપનહોર જેવા જર્મન વિદ્વાનોએ હિંદની સંસ્કૃતિને વિના સંશયે સર્વશ્રેષ્ઠ કહેલી છે એટલા માટેજ અત્યારે જર્મન વિશ્વવિદ્યાલયોમાં સંસ્કૃતના અભ્યાસ પાછળ સવિશેષ લક્ષ અપાય છે 'ડાર્લિંગ્યુશ એકેડેમી'ના નામે ઓળખાતી જર્મન યુનિવર્સિટીને વિષે ભારતીય સંસ્કૃતિનો યથેચ્છ પ્રચાર કરવાના હેતુથી ખાસ ઇન્ડીઆ ઇન્સ્ટીટ્યુટ નામે સંસ્થા ખોલવાના આદી છે મર જૉન વુડ્રોફે પોતાની અમરકૃતિઓમાં

ભારતીય સસ્કૃતિના મુક્તકંઠે યશોગાન ગાયા છે નવયુગના આપણા વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે અમેરિકા આદિ પાશ્ચાત્ય દેશોને ભારતની સંસ્કૃતિના ઉત્કૃષ્ટ ગૌરવની ભુરકી લગાડી મન્ત્રમુગ્ધ કરી દીધા હતા અમેરિકન પ્રોફેસર ડૉ કઝીન્સે અમદાવાદ ખાતે પ્રેમાભાઈ હૉલમા આપેલા પોતાના પ્રભાવશાળી જાહેર વ્યાખ્યાનમા અમેરિકામા હાલમા હિન્દની સસ્કૃતિનો પ્રચાર થઈ રહેલ હોવાનું સ્પષ્ટતાથી નિખાલસપણે સૂચન કર્યું હતું એ શુ સૂચવે છે? ભારતના પર ભૌતિક વિજય મેળવનારી પાશ્ચાત્ય પ્રજા પણ અત્યારે પરાભવ પામેલા દેશની સંસ્કૃતિવડે જીતાઈ છે રોમનોએ ગ્રીકોને જીત્યા, દાસત્વની શૃખલામા તેમને જકડ્યા પરતુ ગ્રીક સસ્કૃતિએ રોમન હૃદયને જીત્યુ ગ્રીસ વિજેતા રોમનોએ ગ્રીક સસ્કૃતિનુ શ્રેષ્ઠત્વ એટલી હદ સુધી સ્વીકાર્યું હતુ કે પરાજીત ગ્રીક પ્રજાની સસ્કૃતિના તેઓ અનુયાયી બન્યા હતા। આપણા કેટલાક નવશિક્ષિતો ઘણે મ્હોટે ભાગે એમ માને છે કે વિદેશી સસ્કૃતિ વગર ભારતનો જયવારો નથી પણ સસ્કૃતિનુ દાસત્વ એ જેવી તેવી ગુનામી મનોદશા ગણાય નહિ હિંદના સુવિખ્યાત વૈજ્ઞાનિક સર પ્રફુલ્લચન્દ્ર રૉયે લાહોર ખાતે ગજેરી પુસ્તકાલય પરિષદના પ્રમુખપદેથી હાક્લ કરી હતી કે સસ્કૃતિનો પરાજય એ મ્હોટામા મ્હોટો પરાજય છે માટે હિંદની સસ્કૃતિને કદાપિ કુશકા અને આશાને વશ થઈ તુચ્છકારી કાઢશો નહિ સાક્ષરવર્ય શ્રીયુત ગોવર્દ્ધનરામભાઈએ પણ યુરોપીય સસ્કૃતિનો વ્યામોહ વિસરાવવા નીચેના હૃદયગ્રાહી શબ્દોમા એજ આશયનો અસરકારક રીતે પડઘો પાડ્યો છે—

'આજકાલના જુવાનો સહનશીલતાને દાસત્વ ગણે છે, પરવિચારને વશ થવામા શૌર્યહીનતા ગણે છે, પોતાના તરગ પ્રમાણેજ ચાલવાની સ્વતંત્રતા શોધે છે, મનની વાત બહાર કાઢવામા અને એને સાકાર કરવામા વીરત્વ માને છે, અનુભવને હસે છે, નિવૃત્તિને ધિક્કારે છે અને વૃદ્ધાચારને ક્ષુદ્ર કલ્પે છે" "અસતુષ્ટ વૃત્તિ એ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનુ મૂળ છે"

પાશ્ચાત્ય પ્રજાની સસ્કૃતિ અર્ધદગ્ધ સસ્કૃતિ હોઈ 'દૃષ્ટિમર્યાદાના જેવી જ ફળપરપરા દેખાડે છે' કારણકે શ્રીયુત મનસુખરામ ત્રિપાઠીના શબ્દોમા કહીએ તો 'તેમની સૂક્ષ્મદર્શક આખો મહદ્દર્શક થઈ શક્તી નથી અને એજ કારણને લીધે તે અસતુષ્ટવૃત્તિ જન્માવે છે આર્ય સસ્કૃતિનુ ઉત્કૃષ્ટ રહસ્ય ગળે ઉતર્યા વિના પાશ્ચાત્ય સસ્કૃતિનુ દાસત્વ દૂર થઈ શકે નહિ પાશ્ચાત્ય સસ્કૃતિનુ દાસત્વ દૂર થયા વિના માનવ જન્મનો ઇષ્ટ હેતુ-દૈવી સપત્તિ સપાદન કરવાનો-તે સાધી શકાય નહિ ભારતીય સસ્કૃતિના ઉદ્ધારક તત્વજ્ઞાનને વિષે અટલ શ્રદ્ધા એજ એ ઉત્કૃષ્ટ સસ્કૃતિની પ્રેરકશક્તિ છે એજ દિવ્યશક્તિથી વિભૂષિત થઈને અનેક મહાપુરુષોએ અને સતોએ જીવનનો ઉલ્લાસ અનુભવી અનેક નરનારીઓને સસ્કારી અને ઉન્નત કરી જીવનની ધન્યાસ્પદતા હસ્તામલકવત્ પ્રતીત કરાવી છે



War is no longer a struggle between military forces It is the clash of cultures

—Hubert Read

# ભક્તિ સંપ્રદાયનું જૂનું સાહિત્ય.

શ્રી. જેઠાલાલ ગોવર્દ્ધનદાસ શાહ
એમ એ.

વેદોક્ત ધર્મ અગર સનાતન ધર્મના સિંહાસનના પાયા કર્મ, બેશકનો ભાગ જ્ઞાન અને ઉપરિતન અગર છત્રવિભાગ ભક્તિ છે કર્મ અને જ્ઞાન માટે વિપુલ સાહિત્ય મળી આવે છે. ભક્તિના સાહિત્યમા પુરાણો, તથા ભક્ત કવિઓની વાણીનો સમાવેશ થાય છે. છતા ભક્તિનુ શાસ્ત્રીય રીતે નિરૂપણ કરનાર પ્રાચીન ગ્રંથોમા શાણ્ડિલ્યનું 'ભક્તિસૂત્ર' અને નારદનુ 'ભક્તિસૂત્ર' મનાય છે. નારદસૂત્રોનુ અંગ્રેજી ભાષાન્તર ઈ ટી સ્ટર્ડીએ સ્વામી વિવેકાનંદની સહાયતાથી કર્યું છે, અને શાણ્ડિલ્ય ભક્તિસૂત્રોનુ શ્રી જદુનાથ મજમુદારે કર્યું છે, અને તે બંગાલમા જેસોરમા આવેલી હિન્દુપત્રિકા ઓફિસ તરફથી ઈ સ. ૧૮૯૮મા પ્રકટ થયુ છે. ડૉ બેલેન્ટાઇને ઈ સ ૧૮૬૧મા બીબ્લીઓથીકા ઈન્ડીકામા પણ તેને છપાવ્યુ છે શાણ્ડિલ્યની સરણી અદ્વૈત અનુસાર છે, જો કે ભક્તની અમુક કક્ષાએ દ્વૈતની જરૂર તે જણાવે છે નારદ ભક્તિસૂત્રમા દ્વૈતવાદની સરણી સ્વીકારાઈ છે. શાણ્ડિલ્યના ભક્તિસૂત્ર ઉપર સ્વપ્નેશ્વરનું ભાષ્ય પણ છે. વલ્લભસંપ્રદાય તરફથી પણ આ ભાષ્યની એક આવૃત્તિ વૈષ્ણવ પરિષદ્ તરફથી બહાર પાડવામા આવી છે, તેમા મુરલીધર દાસની એક ટીકા પણ છે. શાણ્ડિલ્ય ભક્તિસૂત્રોમા એકંદરે ૯૯ સૂત્રો છે. તે સૂત્રો ત્રણ અધ્યાયમા વહેંચવામા આવ્યા છે. દરેક અધ્યાયના બબ્બે આહ્નિકો કર્યા છે કુલ્લે ત્રણ અધ્યાય અને ૭ આહ્નિકો છે. દરેક આહ્નિકમા સૂત્રની સંખ્યા નીચે પ્રમાણે છે

| અધ્યાય. | આહ્નિક | સૂત્ર સંખ્યા. | |
|---|---|---|---|
| ૧ | ૧ | ૯ | કુલ ૯૯. |
| | ૨ | ૧૭ | |
| ૨ | ૧ | ૨૯ | |
| | ૨ | ૨૮ | |
| ૩ | ૧ | ૮ | |
| | ૨ | ૮ | |

નારદ ભક્તિસૂત્રમા એકંદરે ૮૪ સૂત્રો છે શાણ્ડિલ્ય અને નારદ ભક્તિસૂત્રો ભગવદ્ગીતાના સાર રૂપ છે, એટલુંજ નહિ પણ કેટલેક સ્થળે ગીતાનો ઉલ્લેખ પણ કરવામા આવ્યો છે આથી આ ઉભય ભગવદ્ગીતાના પછીના કાળમા રચાયા હશે, એવુ અનુમાન આપણે કરી શકીએ. શાણ્ડિલ્ય એજ ભક્તિ-સૂત્રોના રચનાર છે, તેનો પુરાવો આપણને નારદ ભક્તિસૂત્રના ૧૮મા સૂત્રમાથી મળી આવે છે ત્યા કેટલાક ભક્ત્યાચાર્યના નામ આપ્યા છે, એમા શાણ્ડિલ્યનું પણ નામ છે શાણ્ડિલ્ય પણ स एकान्तभाव गीतार्थ प्रत्यभिज्ञानात् એ સૂ૦ ૨૩મા ગીતા શબ્દનો ઉલ્લેખ કરે છે, તેથી શાણ્ડિલ્ય ગીતાના પછી છે, તે નિર્વિવાદ છે અર્થાત્ કાલનિર્ણયના ક્રમ પ્રમાણે આપણે ગીતાને પ્રથમ મૂકીશું, શાણ્ડિલ્યસૂત્ર ત્યાર પછી અને નારદસૂત્ર ત્યાર પછી હશે આ લેખમા એ બન્ને ભક્તિસૂત્રોને પરસ્પર સરખાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. બન્નેમા લગભગ એકજ પ્રકારના વિચાર છે છતા તેના વિષય પ્રતિપાદન કરવામા કાંઈક ફેર

ભક્તિના ફલથી ગૌણ છે. ૧૨ પ્રેમ, રાગ હોવાથી હેય નથી. જેમ ઉત્તમ પુરુષનો સંગ ઇચ્છવા યોગ્ય છે, પણ હલકાઓની સાથેનો ત્યજવા જેવો છે, તેમ પ્રભુ ઉત્તમ હોવાથી તેમની સાથેની ભક્તિ ઇચ્છવા યોગ્ય છે. ૧૩-૧૪ પ્રેમ એ કર્મ, જ્ઞાન અને યોગ કરતાં પણ અધિક છે. ( तदेव कर्मज्ञानियोगिभ्य आधिक्यशब्दात् ) ૧૫-૧૬ શ્રદ્ધા અને પ્રેમ એ બે જૂદાં છે. ૧૭ દશ ઉપનિષદ્ અને તત્ત્વસૂત્રાદિ બ્રહ્મકાણ્ડનું પ્રયોજન ભક્તિના ઉપદેશ માટે છે. ૨-૧-૧ બુદ્ધિ એટલે ભગવાનના ગુણનું, સ્વરૂપનું, માહાત્મ્યનું યથાર્થ જ્ઞાન; તેનું કારણ શરણગમન છે. ફલની પ્રાપ્તિ સુધી સાધનને અનુસરવાં જેમકે ગોખા નીકળે ત્યાં સુધી ડાંગેર ખાંડવી. ૨. સાધનરૂપ ભક્તિનાં અંગો વૈરાગ્ય, દયા વિગેરે છે. તે પણ ફલપર્યન્ત સિદ્ધ કરવાં આવશ્યક છે. ૩-૫ કાશ્યપ કહે છે કે ભગવાનનું સત્યજ્ઞાન એટલે તેમના ઐશ્વર્યાદિ ગુણોનું જ્ઞાન. બાદરાયણ ધર્મી સ્વરૂપનું જ્ઞાન તેજ એ જ્ઞાન એમ કહે છે. શાણ્ડિલ્ય ઉભયરૂપ તે હોવું જોઈએ, એમ જણાવે છે. ૬. ભગવાન એ ગુણી ધર્મી છે, તેમ ગુણ ધર્મરૂપ છે. માટે ભગવાનના ધર્મ અને ધર્મીસ્વરૂપમાં તારતમ્ય જોવું નહિ. ૭-૮ જીવમાં રહેલા વૈરાગ્યાદિ છ ગુણો, જીવ ભગવાનના અંશ હોવાથી સ્વાભાવિક છે. ૯-૧૦ ભગવાનનું ઐશ્વર્ય નિત્યસિદ્ધ જ છે. ૧૧. જીવો ભગવાનથી વિભિન્ન અંશરૂપ છે, તો પણ ભગવદિચ્છાથી પ્રકૃતિને વશ બને છે. તેથીજ તેમને બંધ અને સર્ગ છે. છતાં જીવનું ચિત્સ્વરૂપ અવિકૃત છે. ૧૨ જીવોને ભગવાનનોજ આધાર છે, છતાં ભગવાનની ઇચ્છાથી પ્રકૃતિના આધારવાળા જીવો કહેવાય છે. ૧૩ બંધાયેલા જીવોના નિયન્તા ભગવાન અને માયા એ બન્ને છે. ૧૪ ચૈત્યા એટલે ભગવાનની શક્તિ અથાત્ રાધા અને ચિત્ હરિ આ બે સિવાય જીવોને માટે ઇતર સેવ્ય નથી. ૧૫ રાધા અને કૃષ્ણ હંમેશાં સંયોગ સંબદ્ધજ છે, સર્વત્ર વ્યાપક છે (युक्तौ तौ सम्परीयात) ૧૬ 'પ્રકૃતિ' શબ્દથી ઓળખાતું ભગવન્માયાસંજ્ઞક વસ્તુ મિથ્યા નથી. કારણ કે તે ભગવાનની શક્તિ છે. (शक्तित्वान्नानृत वेद्यम्) ૧૭ જેમ લૌકિક પ્રેમનું અનુમાન રોમાંચ વિગેરે લક્ષણોથી જણાય છે, તેમ પ્રભુ તરફના પ્રેમના પરિપાકનું અનુમાન લક્ષણોથી જાણવું 'तत्परिशुद्धिश्च गम्या लोकवल्लिङ्गेभ्यः' ૧૮-૨૦ પરભક્તિનાં લક્ષણો-સંમાન, બહુમાન, પ્રીતિવિરહ, ઇતરવિચિકિત્સા, મહિમખ્યાતિ, તદર્થપ્રાણધારણ, તદીયતા, સર્વતદ્ભાવ, અપ્રાતિકૂલ્ય વિગેરે છે. દ્વેષાદિ એ ભક્તિનાં લક્ષણ નથી. ૨૧ ભગવાનનાં જન્મકર્મ દિવ્ય જાણવાં. ૨૨-૨૩ ભગવાનનું પ્રાકટ્ય કરુણાથીજ છે. ૨૪ વિભૂતિ રૂપ બ્રહ્માદિ દેવો પરભક્તિના વિષય નથી, ફક્ત ભગવાનજ છે. ૨૫ દ્યૂત અને રાજસેવાનો ધર્મશાસ્ત્રમાં પ્રતિષેધ હોવાથી રાજસેવા પરમાત્માની ભક્તિનો વિષય નથી. ૨૬-૨૯ વાસુદેવના પુત્ર કૃષ્ણ આકાર માત્ર રૂપથીજ ક્ષત્રિય છે. વસ્તુત: તો તે પરબ્રહ્મ છે. માટે તેમની ભક્તિ કરવી. ૨૯ એજ પ્રમાણે વામનાદિ અવતારોમાં ભગવદ્રૂપ સિદ્ધ હોય, તો તેમની ભક્તિ કરવી. ૨-૨-૧ ભક્તિ બે પ્રકારની છે-**સિદ્ધરૂપા** અને **સાધનરૂપા**. સાધનરૂપા એ ગૌણ છે, અને સિદ્ધરૂપા એ મુખ્ય છે. ૨-૩ કીર્તન પણ પરાભક્તિનું સાધક છે. તેમજ શ્રવણચિંતન અને પ્રણામાદિ પણ પ્રયોજન છે. ૪ સાધનભક્તિ જ્ઞાનને પવિત્ર બનાવે છે. ૫ કેટલાક ગૌણભક્તિથી ભગવત્ પ્રાપ્તિરૂપ ફલની અધિકતા છે, એમ જણાવે છે. ૬-૭ જૈમિનિનું કહેવું એવું છે કે હરિના નામવડે હરિમાં પરાભક્તિ વિનાપ્રયાસે સિદ્ધ થાય છે. ૮ ઇશ્વરની પ્રસન્નતા માટે કોઈ પણ એક ઉપાય મળી આવે, તો તે બળવાન સમજવો. 'ईश्वर तुष्टेरेकोऽपि बली' ૯ અર્પણ ભક્તિથી પુણ્યપાપથી થનારાં બંધની નિવૃત્તિરૂપી ફળ મળે છે. ૧૦ ધ્યાન માટેનો નિયમ તો ભાવનામાં સુગમતા થાય તે માટે કહ્યો છે. ध्याननियमस्तु दृष्टसौकर्यात्। ૧૧ મહાજી વાક્યમાં જે યજન કહ્યું છે, તે કર્મ માર્ગીય નહિ પણ ભગવદર્ચા. પાવજલ પણ પ્રભુના પાદોદકની ભાવનાથી લેવું. ૧૩-૧૪ ભગવાનને સમર્પેલી વસ્તુને પ્રસાદ તરીકેજ લેવી. ૧૫ ભગવાનને પત્ર પુષ્પાદિનું દાન આપવાનું કહ્યું છે, એટલે તેમને તે વસ્તુઓનું સમર્પણ કરવું, અર્થાત્ પ્રેમથી અર્પવું. ૧૬ યજ્ઞ, દાન, તપસ્ વગેરે સત્કર્મોથી ઉત્પન્ન થયેલાં હોવાથી અને તે પરભક્તિના અંતરંગ સાધનરૂપ હોવાથી પ્રયત્નસાધ્ય. કર્મજન્ય ભક્તિમાં પ્રણામાદિક ગૌણ ભક્તિ શ્રેષ્ઠ છે. ૧૭ આર્ત, અર્થની ઇચ્છાવાળો, અને જિજ્ઞાસુ એ ત્રણ ભગવાનનું ભજન કરે છે.

આ ત્રણ પ્રકારના ભક્તો તે ગૌણ ભક્તિવાળા છે ૧૮-૧૯ કદાચિત પાપનો સંભવ હોય, તો તેને કર્મ માર્ગનુ પ્રાયશ્ચિત કરવાનુ હોતુ નથી ૨૦ ભક્તના અધિકારને યોગ્ય સ્વાર્પણ કીર્તન, પ્રણામ વગેરે પાપનો નાશ કરે છે ૨૧ ભગવન્નામકીર્તન એ કર્મનું અગ છે છતા સાધન છે જેમ આમરાનો સર્વની સાથે સંયોગ છે, તેમ તે જૂદુ પણ છે તે રીતે ૨૨ ભક્તિનો અધિકાર સવને છે કિરાત હૂણ યવન પુલિંદ, પુક્કસ વગેરે કોઈપણ જાતિ એનો અધિકાર ધરાવે છે ૨૩ જેમની ભક્તિ પરિપક્વ થયેલી નથી, તેઓ પણ કેવળ કીર્તન પ્રણામ કરે, તો તેઓ પણ અક્ષય લોકમા જાય છે ૨૪ ભગવદ્ ભક્તિ એજ સર્વમા શ્રેષ્ઠ છે ૨૫ સાધન ભક્તિવાળાને પણ પુનર્જન્મ નથી ૨૬ મહાપાપીઓનો પણ સ્મરણ કીર્તનાદિક ભક્તિમા અધિકાર છે ૨૭ ૨૮ એકાન્તભાવ એજ પરાભક્તિ છે ૩-૧ ૧ જડ અને જીવનો ભગવાન સાથે અભેદ છે ૨ માયા એ ભગવાનની શક્તિ છે અને તે ભગવાનને અધીન હોય છે ૩ ભગવાન વ્યાપક છે અને જીવ અણુ છે માટે ભગવાન સેવ્ય છે ૪-૫ જીવ જગતનું કારણ નથી વિચિત્ર જગતની રચના પ્રાણ ધારી જીવના સબંધથી થઈ શકે નહિ ૬ તમામ આનદના દાતા હરિ છે સર્વ સાધનો એમની લીલાના નિમિત્ત રૂપે છે ૭ સર્વ ફલના દાતા શ્રીહરિ છે फलमस्मादू बादरायणो दृष्टत्वात् । ૮ જગતના સર્જનાર પ્રભુ છે તેમ તેના પ્રલય કરનારા પણ તેજ છે આથી પરભક્તિના વિષય પ્રભુજ છે ૩ ૨-૧ હરિ સાથે જીવોનુ ઐક્ય અશાશ્વી ભાવથીજ પ્રતિસિદ્ધ છે જે નાનાત્વ દેખાય છે તે ઉપાધિ છે ૨ સંયોગ સંબંધને લઈનેજ નિત્ય સિદ્ધ જીવ અને પરમાત્માનુ ઐક્ય છે સ્વરૂપ સબંધને લીધે નહિ ૩ વસ્તુત જીવનુ સ્વરૂપ દોષરહિત છે દેહાધ્યાસ વગેરે વિકાર તો જીવને વસ્તુત નથી, પણ કરણની પ્રકૃતિના વિકારથી છે ૪-૫ ભગવાનમા એકાન્ત ભક્તિ થાય અને તેથી અનાત્મમા આત્મબુદ્ધિનો લય થાય, ત્યારેજ અત્યત સુખ ભગવત્પ્રાપ્તિરૂપ સુખ મળે છે ૬ ભક્તિના અભાવેજ સસાર હોય છે, અજ્ઞાનથી નહિ सक्तिरिति सेवामभक्ति स्यानाज्ञानात् कारणासिद्धे ૭ જીવના ત્રણ નેત્રો-વેદરૂપ શબ્દ, લિંગ અને પ્રત્યક્ષ પ્રમાણ આમા શબ્દ અલૌકિક છે અને લિંગ અને પ્રત્યક્ષ લૌકિક છે ૮ ભક્તિ વડેજ પરમાનદ રૂપ ભગવાનની પ્રાપ્તિ થાય છે

હવે આપણે નારદ ભક્તિસૂત્રોનો સાર જોઈએ

**નારદ ભક્તિ સૂત્રો—સૂ. ૧** ભક્તિની જીજ્ઞાસાનો વિચાર કર્યો છે **સૂ. ૨** ભક્તિની વ્યાખ્યા આપી છે તેને પરમપ્રેમરૂપા કહી છે **સૂ. ૩** ભક્તિ એટલે અમૃતસ્વરૂપા **સૂ. ૪** ભક્તિથી ભક્ત સિદ્ધ, અમૃત અને તૃપ્ત, બને છે **સૂ. ૫** ખરો ભક્ત તે ઈચ્છાઓ, શોચ, દ્વેષ વગેરેથી મુક્ત હોય છે **સૂ. ૬** ભક્તિની અસર વર્ણવી છે ભક્ત તે ભક્તિમા 'મત્ત' 'સ્તબ્ધ' અને 'આત્મારામ' બને છે **સૂ. ૭** લૌકિક કામનાઓથી ભક્તિનુ વૈલક્ષણ્ય દેખાડ્યુ છે 'ભક્તિ' એ 'કામયમાના નહિ પણ નિરોધરૂપ છે **સૂ. ૮** નિરોધ એટલે શુ તે અહિં જણાવ્યુ છે लोकवेदव्यापारस्य न्यास એનુ નામ નિરોધ **સૂ. ૯** નિરોધમા 'અનન્યતા,' અને 'तद्विरोधिषूदासीनता' એ બે લક્ષણો ખાસ હોવા જોઈએ **સૂ. ૧૦** 'અનન્યતા' એટલે 'अन्याश्रयाणां त्याग ।' **સૂ. ૧૧** સૂત્ર ૯મા જણાવેલી ઉદાસીનતા અહિંયા સ્પષ્ટ કરે છે **સૂ. ૧૨** ઈશ્વરમા શ્રદ્ધા થયા પછી શાસ્ત્રના નિયમોને અનુસરવાનુ કહે છે **સૂ. ૧૩** શાસ્ત્રને શા માટે અનુસરવા તેનુ કારણ આપે છે જો શાસ્ત્રને અનુસરવામા ન આવે તો નતિક અને આધ્યાત્મિક અધોગતિ થાય છે **સૂ. ૧૪** શાસ્ત્ર અને લોક બન્ને એક કક્ષામા છે **સૂ. ૧૫** ભક્તિના લક્ષણો સબધી અહિંથી જૂદા જૂદા મતો શરૂ થાય છે **સૂ. ૧૬** પરાશરનો મત આપ્યો છે તેમના મતે ઈશ્વરની ઉત્સાહથી ઉપાસના કરવી તેનુ નામ ભક્તિ **સૂ. ૧૭** ગાર્ગનો મત ટાકે છે તેમના મતે ઈશ્વરના માહાત્મ્ય અને કીર્તિમા ભક્તને રુચિ થાય ત્યારે ભક્તિ થઈ એમ કહેવાય **સૂ. ૧૮** શાણ્ડિલ્યના અભિપ્રાય પ્રમાણે અભિન્ન ઈશ્વરની પૂજા કે કથા એ કેવળ ભક્તિ નથી પણ આત્મરતિ એજ ખરી ભક્તિ છે **સૂ. ૧૯** નારદનો મત

આપે છે. ભક્તિ એટલે 'तदर्पिताखिलाचारता' ઈશ્વરમાં તમામ કાર્યો અર્પવાં, તેનું નામ ભક્તિ. **સૂ. ૨૦-૨૧** પોતાના મતના સમર્થનમાં **નારદ** અહિંયાં દૃષ્ટાંત આપે છે. ગોપીઓએ તેમનાં બધાં કર્મો ઈશ્વરને અર્પ્યાં હતાં. **સૂ. ૨૨-૨૪** ઈશ્વરની ભક્તિમાં કેવળ પ્રેમ ન જોઈએ, પણ પ્રેમ સાથે ઈશ્વરના માહાત્મ્યનું જ્ઞાન પણ જોઈએ. **સૂ. ૨૫** કર્મ તથા જ્ઞાન કરતાં ભક્તિ શ્રેષ્ઠ છે. **સૂ. ૨૬** ભક્તિ ફલરૂપા છે. અર્થાત્ તે જાતેજ તેનું ફલ છે, માટે ભક્તિ બીજા સાધનો કરતાં અધિક છે. **સૂ. ૨૭** ભક્તિમાં અભિમાન હોતું નથી અને દૈન્ય હોય છે, માટે તે અધિક છે. **સૂ. ૨૮** કેટલાકો જ્ઞાનને ભક્તિનું સાધન કહે છે, તેમના મતનો ઉલ્લેખ કરે છે. **સૂ. ૨૯** કેટલાક જ્ઞાન અને ભક્તિને એકબીજાને અધીન જણાવે છે. **સૂ. ૩૦-૩૨ નારદનો** મત આ બાબતમાં આપે છે. તે ભક્તિને સ્વતંત્ર માને છે. ભક્તિ કોઈને અધીન નથી. તે જાતેજ ફલરૂપ છે. **સૂ. ૩૩** મોક્ષની કામનાવાળાએ ભક્તિ મેળવવી જોઈએ. **સૂ. ૩૪** ભક્તિનાં સાધનો જણાવે છે. **સૂ. ૩૫** 'વિષયત્યાગ' અને 'સંગત્યાગ' એ ભક્તિનું પ્રથમ સાધન છે. **સૂ. ૩૬-૩૭** 'અવ્યાવૃત્ત ભજન' એ ભક્તિનું બીજું લક્ષણ છે. તેની સાથે 'ભગવદ્‌ગુણ-શ્રવણ કીર્તન' હોવું જોઈએ. **સૂ. ૩૮** ભક્તિ એ મહત્કૃપા અગર 'ભગવત્કૃપા'થી પ્રાપ્ત થાય છે. **સૂ. ૩૯-૪૦** મહત્સંગ દુર્લભ, અગમ્ય અને અમોઘ છે, પણ પ્રભુની કૃપાથી તે મળી શકે છે. **સૂ. ૪૧** ઈશ્વર અને જીવ વચ્ચે અભેદતા છે. **સૂ. ૪૨** આ સૂત્રમાં જીવોએ ભક્તિજ મેળવવી જોઈએ એમ કહ્યું છે. **સૂ. ૪૩-૪૪** દુઃસંગનો ત્યાગ થવો જોઈએ. **સૂ. ૪૫** કામ ક્રોધ વગેરે વર્જવા જોઈએ. **સૂ. ૪૬** અહિંયાં માયાને કોણ તરી જાય છે, એ પ્રશ્ન પૂછયો છે; તેનો ઉત્તર એ આપે છે કે જે સંગનો ત્યાગ કરે છે અને મહાનુભાવીઓની સંગતિ કરે છે, અને જે સ્વાર્થ અગર અહંકારથી દૂર છે, તેજ માયાને તરી જાય છે. **સૂ. ૪૭** માયાને તરી જનારના વિશેષ ગુણો આપે છે. (૧) विविक्तस्थानसेवा (૨) लोकबन्धोन्मूलनम् (૩) नैस्त्रैगुण्यम् (૪) योगक्षेमत्याग. **સૂ. ૪૮** સૂ. ૪૭માં જે ગુણો આપ્યા તેમાં નીચેના અહિંયાં ઉમેરે છે:-(૫) कर्मफलत्याग, (૬) कर्मसन्यास (૭) निर्द्वन्द्वता. **સૂ. ૪૯** ઈશ્વર માટેના અવિચ્છિન્નાનુરાગ અગર પ્રેમ માટે વેદસંન્યાસની જરૂર છે. **સૂ. ૫૦** ઉપર જણાવેલા ગુણોવાળો માણસ જાતે મોક્ષ મેળવે છે અને બીજાઓને મોક્ષ અપાવે છે. **સૂ. ૫૧-૫૨** ઈશ્વર તરફનો પ્રેમ કેવો હોવો જોઈએ તે જણાવે છે. તે અનિર્વાચ્ય હોય છે. મૂગો માણસ જેમ કોઈ વસ્તુનો આસ્વાદ કરે, પણ તેનું વર્ણન કરી શકે નહિ, તેવા પ્રકારનો તે હોવો જોઈએ ( मूकास्वादनवत ) **સૂ. ૫૩** પ્રભુનો પ્રેમ યોગ્ય પાત્રમાં તેની મેળે પ્રકટ થાય છે. તેને માટે પ્રયત્ન કરવો પડતો નથી. **સૂ. ૫૪-૫૫** ભક્તિ એ નિર્ગુણ હોવી જોઈએ. તેનો પ્રેમ પ્રબળ તથા અસ્ખલિત હોવો જોઈએ. **સૂ. ૫૬** ગૌણ ભક્તિને જણાવે છે. તે સત્ત્વ, રજઃ અને તમ. એ ત્રણ ગુણને અનુસરીને સાત્વિક, રાજસિક અને તામસિક હોય છે. અગર આર્ત્ત, અર્થાર્થી અને જીજ્ઞાસુ એ ત્રણ પ્રકારના ભક્તોને અનુસરીને હોય છે. **સૂ. ૫૯** ભક્તિ એ સ્વયંભૂ છે, તથા અનુભવરૂપા છે. **સૂ. ૬૦** ઈશ્વરની ભક્તિ તે શાન્તિ અને પરમાનંદરૂપા છે. **સૂ. ૬૧** ભક્તિપરાયણ ભક્ત પોતાનાં લૌકિક કાર્યો કરે છે તેથી તેને લોકહાનિનો પ્રસંગ નથી. તેનાં બધાં કાર્યો તે ઈશ્વરને અર્પણ જ કરે છે. આથી તેમાં તેની આસક્તિ હોતી નથી. **સૂ. ૬૨** લોકવ્યવહાર ભક્તે ત્યજવાની જરૂર નથી. માત્ર કર્મના ફળનો ત્યાગ કરવો જોઈએ. **સૂ. ૬૩** સ્ત્રીઓ, દ્રવ્યો અને નાસ્તિકો વિષેની વાતોને ભક્તોએ સાંભળવી નહિ. **સૂ. ૬૪** ભક્તે અભિમાન અને દંભનો ત્યાગ કરવો જોઈએ. ગૌણ ભક્તિથી નહિ પણ પરાભક્તિથી જ જીવની કૃતાર્થતા છે. **સૂ. ૬૭-૬૮** તમામ પ્રકારના ભક્તોમાં एकान्तिनः એ મુખ્ય છે. આ ભક્તોને ભક્તિની દશામાં રોમાંચ ખડાં થાય છે, શરીર કંપે છે, આંખમાંથી અશ્રુની ધારાઓ વહે છે અને કંઠ ગદ્‌ગદિત થાય છે. **સૂ. ૬૯** એકાન્તી ભક્ત સર્વને પવિત્ર બનાવે છે. **સૂ. ૭૦-૭૧** એકાન્તી ભક્તો પ્રભુમાં જ તત્પર હોય છે. **સૂ. ૭૨-૭૩** ભક્તિમાં

કોઈપણ ભેદ હોય નહિ તમામ મનુષ્યો ઈશ્વરના જ પુત્રો છે. તમામને ભક્તિ કરવાનો અધિકાર છે. સૂ. ૭૪ ભક્તિમા તર્ક અગર બુદ્ધિને સ્થાન નથી. બુદ્ધિ ભક્તિની પ્રગતિને અવરોધે છે. સંપૂર્ણ સ્વાત્માર્પણ એજ ભક્તિ છે. તે બુદ્ધિને અનુકૂળ બનતી નથી. સૂ. ૭૫–૭૬ તર્કથી ઈશ્વરમા આપણી શ્રદ્ધાને ડગાવવી નહિ ભક્તિ વિષેના શાસ્ત્રોનો અભ્યાસ કરવો અને તેમા જણાવેલી રીતિ પ્રમાણે જીવન બનાવવુ સૂ. ૭૭ જીવનની અડધી ક્ષણને પણ નકામી નહિ ગાળતા ભક્તિ કરવામા ગાળવી સૂ. ૭૮–૭૯ ભક્તે અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિક્ય અને બીજા ગુણો આચરવા અને ઈશ્વરમા સંપૂર્ણ વિશ્વાસ રાખવો. તેમ દરેક સમયે હૃદયથી તેમનુ જ ભજન કરવુ. સૂ. ૮૦–૮૧ જ્યારે ભક્તિ પૂર્ણ દશાએ પહોચે છે, ત્યારે પ્રભુ જાતે ભક્તની પાસે પ્રકટ થાય છે, અને તેને દર્શન આપીને અનુભવ કરાવે છે. સૂ. ૮૨ ભક્તિની ૧૧ અવસ્થાઓ છે (૧) ગુણમાહાત્મ્યાસક્તિ (૨) રૂપાસક્તિ (૩) પૂજાસક્તિ (૪) સ્મરણાસક્તિ (૫) દાસ્યાસક્તિ (૬) સખ્યાસક્તિ (૭) વાત્સલ્યાસક્તિ (૮) કાન્તાસક્તિ (૯) આત્મનિવેદનાસક્તિ (૧૦) તન્મયાસક્તિ (૧૧) પરમવિરહાસક્તિ સૂ. ૮૩ નારદ પોતે જણાવેલા વિચારની પુષ્ટિમા કુમાર, વ્યાસ શુક, શાણ્ડિલ્ય, ગર્ગ, વિષ્ણુ, કૌણ્ડિલ્ય, શેષ, ઉદ્ધવ, વારુણિ, બલિ, હનુમાન, બિભીષણ અને બીજાઓના દાખલા આપે છે સૂ. ૮૪ આ છેલ્લા સૂત્રમા આ શાસ્ત્રની ફલશ્રુતિ છે. જે આ શાસ્ત્રમા વિશ્વાસ રાખશે, તેને ભક્તિ પ્રાપ્ત થશે અને તે પોતાના મનોરથો સિદ્ધ કરશે. આ ફલશ્રુતિથી ગ્રન્થની પૂર્ણાહુતિ થાય છે

ઉપરના સૂત્રોમાથી નીચેનો મુખ્ય સાર તારવી શકાય

(૧) ભક્તિ એટલે ઈશ્વરમા પરમ અનુરાગ.

(૨) ભક્તિ જાતેજ મોક્ષરૂપ છે

(૩) ઈશ્વરમાજ ભક્તિ તેનુ નામ ભક્તિ, દેવતાઓમા કે મનુષ્યોમા ભક્તિ તે નહિ.

(૪) ભક્તિ નિર્ગુણ, અવિચ્છિન્ન, અને અનન્યભાવવાળી હોવી જોઈએ.

(૫) પ્રભુભક્તને પ્રભુનો પ્રેમજ જોઈએ તે સિવાય બીજુ કશુ નહિ, એ પ્રેમ એજ એનો મોક્ષ

(૬) વિષયત્યાગ, લોકસંગ ત્યાગ, અવ્યાવૃત્ત ભજન, કામક્રોધાદિનો પરાજય, અહિંસા, સત્ય, તપ, દયા આસ્તિક્ય વિગેરે ગુણો જ્યારે ભક્તમા દેખા દે છે, ત્યારેજ ભક્તિ ઉદય પામી, એમ કહી શકાય.

(૭) ભક્તિનો અર્થ નિરોધ છે અર્થાત્ લોકવેદના વ્યાપારનો પણ ત્યાગ.

(૮) ભક્તને લોકવ્યવહાર તજવાની જરૂર નથી. તેના ફળને તજવુ જોઈએ.

(૯) સર્વસમર્પણ એ ભક્તિનુ પરમ ભૂષણ છે.

(૧૦) ભક્તિનો અનુભવ જ્યારે થાય છે ત્યારે લૌકિક પ્રેમની માફકજ ભક્તને થાય છે તે હૃદયમા વિકારો ઉત્પન્ન કરે છે, તથા રોમાચાદિ અનુભવોને પણ પ્રકટાવે છે.

(૧૧) ભક્તિરસનો આસ્વાદ જ્યારે ભક્ત કરે છે, ત્યારે તે તેનુ વર્ણન કરી શકતો નથી જેમ મૂગો સાકર ખાય, તેની માફક તે ભક્તિરસનુ પાન કર્યે જાય છે.

(૧૨) ભક્તિમા વિષયની ગધ સરખી હોવી જોઈએ નહિ

આ બન્ને ભક્તિસૂત્રોનુ જો બરાબર મનન કરવામા આવે, તો ભક્તિવિષયમા જે જે શકાઓ આજકાલ ઘણાઓને થાય છે, તે દૂર થઈ શકશે આ લેખ વાચકબધુઓને ભક્તિનું સ્વરૂપ સમજવામા ઉપયુક્ત થાય એ આશાથી લખવામા આવ્યો છે. જેટલે અંશે તે ઉપયુક્તતા સિદ્ધ થાય, એટલે અંશેજ હુ મારી કૃતાર્થતા માનું છુ.

ॐ

# પૂજનીય ધર્મપ્રાણ પંડિત શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ નાં સંસ્મરણોનો સંચય



**શ્રી. શાસ્ત્રી ત્રિભુવનશંકર શર્મા**

પરમપૂજ્ય મહર્ષિકલ્પ શ્રીયુત પંડિતપ્રવર લક્ષ્મણશાસ્ત્રીજીના સબંધમા અનેક આચાર્યો, વિદ્વાનો અને સદ્‌ગૃહસ્થો ઘણું જાણે છે તેવા સુપ્રસિદ્ધ વિદ્વદ્‌રત્નની બાબતમા વધુ શું જણાવવાનું હોય ? તેઓશ્રીનો ઉત્સાહ, ધર્મપરાયણતા, કર્તવ્યનિષ્ઠા, સાદાઈ, સ્નેહાળપણું ઇત્યાદિ તેમના પરિચિતજનને સુવિદિત હતા,

પૂજ્યશ્રીનુ વર્તન ઘણું જ સાદુ હતું રહેવાના મકાનમા પાટઉપર તેમજ તાકા અને આજુબાજુ શાસ્ત્રના પુસ્તકો, બેસવા અને શયન માટે સાદડી શેતરંજી—મધ્યાન્હે એકવખત દિનમા ભોજન અને સાંજરે કદાચિત્ માત્ર દૂધ લેતા હતા

દિનચર્યામા, શાસ્ત્રપઠન, ગવર્નમેન્ટ કૉલેજ અને પોતાના મકાન ઉપર પણ છાત્રોને અધ્યયન, અગર કોઇ કોઇ વિદ્વાન પધારેલા હોય, તેમની સાથે શાસ્ત્રચર્ચા–ધર્મચર્ચા કરતા જ જોવામા આવતા હતા પોતાનો સ્વભાવ સરલ અને સ્નેહાળ હોવાથી હરકોઈ વ્યક્તિ તેઓશ્રીના પાંડિત્ય અને સદ્‌ગુણોનો લાભ લેતી હતી.

સ્વર્ગત પૂજ્ય શાસ્ત્રીજીને અનેક વિદ્વાનો રાજા મહારાજાઓ સાથે પ્રેમ હતો તેમા અમદાવાદના સુપ્રસિદ્ધ પંડિતપ્રવર પૂજ્યશ્રી રામકૃષ્ણ હર્ષજી શાસ્ત્રીજી પણ હતા. અમદાવાદના સ્વર્ગત શેઠજી ચીનુભાઇ માધવલાલ બેરોનેટના પ્રથમ પુત્રી જીવન્તીકાબેનના લગ્ન પ્રસંગે કાશીના પંડિતોને પણ આમન્ત્રણ આપી બોલાવ્યા હતા તેમા પૂ પંડિતશ્રી જયદેવ મિશ્રજી તથા ગુજરાતના પ્રસિદ્ધ પંડિત પૂ હાથીભાઇ શાસ્ત્રીજી અને પૂ લક્ષ્મણશાસ્ત્રીજી વિગેરે હતા તે સમયે શાસ્ત્રચર્ચાનો પ્રસંગ અવર્ણનીય આનન્દપ્રદ થયો હતો અને પૂજ્યવર લક્ષ્મણશાસ્ત્રીજીનુ પાંડિત્ય અને સદ્‌ગુણો સભામા જણાયા આ પ્રસંગ બાદ પૂ. લક્ષ્મણશાસ્ત્રીજી તથા પૂ રામકૃષ્ણ શાસ્ત્રીજીનો પ્રેમ વધતો ગયો

આવા સુપ્રસિદ્ધ વિદ્વાનોના ચરિત્રોના અનેક ગ્રન્થો બહાર પડે તો ભવિષ્યના છાત્રવૃન્દને તેમાથી ઘણું શિખવાનુ મળે અને ધાર્મિક જનસમહને ઘણું જાણવા જેવુ મળતા શુદ્ધ ધર્મભાવના જાગૃત થાય.



**શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી**
ધર્મ માર્તંડ

પરમ પૂજ્ય શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ વિષે સ્મારક ગ્રંથ પ્રગટ કરવાનુ શુભ કાર્ય શ્રી સૂરત સનાતન વૈદિક ધર્મ સભા તથા સનાતન ધર્મ શિક્ષણ મંડળના પ્રબન્ધથી યોજાયેલી સનાતન ધર્માનુયાયીઓની જાહેર સભાએ નિશ્ચિત કર્યું છે સદરહુ સ્મારકમા બ્રહ્મલોકવાસી શાસ્ત્રીજીના સ્મારકમા તેઓશ્રીની સાથે મારે જે પરિચય છે અને તેઓશ્રી પ્રત્યે મારા અન્તઃકરણમા જે અસાધારણ પૂજ્યભાવ છે તેમજ તેઓશ્રીએ વર્ણાશ્રમધર્મના પુનરુદ્ધારદ્વારા હિંદુજાતિ સમ્બન્ધ

પુનર્જીવન સિદ્ધ કરવાને જે અખિલ ભારતીય બ્રાહ્મણ મહાસંમેલન અને વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ જેવાં અદ્વિતીય અસાધ્ય કાર્યો પાર પાડ્યાં છે તે સર્વથી આકર્ષણ પામેલ મારૂ અંતઃકરણ શ્રી લક્ષ્મણશાસ્ત્રી સ્મારક ગ્રન્થમા આ પુષ્પની પાખડીરૂપ લેખ વિનમ્રભાવે અર્પણ કરવાને પ્રેરાય છે.

પરમ પૂજ્ય શ્રી શાસ્ત્રીજી સાથે મારો સબધ સંવત ૧૯૭૫થી થયો અને તેઓશ્રીની સાથે ભારતવર્ષની ધાર્મિક પડતીના સંબધે ગભીર મત્રણા તેજ વર્ષમા શ્રી કાશીજીમા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો એક જાહેર વ્યાખ્યાનમા કાશીના અગ્રગણ્ય પડિતોને આ લેખકે જે વિનતી કરી હતી તે પૈકી ષડ્દર્શનાચાર્ય પડિત શ્રી પદ્મનાભશાસ્ત્રી વગેરેએ હાર્દિક સહાનુભૂતિ દર્શાવી હતી. ત્યારબાદ પૂજ્ય શ્રી લક્ષ્મણશાસ્ત્રીજીને તેઓશ્રીના મકાન ઉપર મળતા આ લેખકે પોતાના આશયો અને ભાવી પરિણામો વિષે પોતાનું અંતઃકરણ નિવેદન કર્યું. ત્યારે પ્રતિભાના કોઈ અચિન્ત્ય ચમત્કારથી શાસ્ત્રીજીને દેશની વર્તમાન ધાર્મિક અવનતિ અને તેના ભાવી પરિણામો વિષે અસાધારણ સાક્ષાત્કાર થયો હતો એમ તેઓશ્રીએ આ લેખકને ઘણા ઉત્સાહપૂર્વક જણાવ્યુ. તેઓશ્રીને ખાત્રી થઈ કે કેટલાક જનો પ્રાચીન પદ્ધતિવાળા પડિતોને અને શાસ્ત્રીઓને પોતાના હથિયારરૂપ બનાવી સનાતન ધર્મિઓના પૈસા સનાતન ધર્મને નામે એકઠા કરી તે પૈસાનો ઉપયોગ સનાતનધર્મની જ હાનિ કરવામા કરે છે તે પ્રમાણે હવે વિરોધ ચાલવુ ન જોઇએ પરતુ શાસ્ત્રીઓએ અને પડિતોએ તેમજ સનાતન ધર્માવલબી પ્રજાએ સનાતન વર્ણાશ્રમધર્મનું રક્ષણ અને પ્રચાર કરવાનું કામ સ્વાવલંબી બની પોતાના જ હાથે કરવાની હવે અનિવાર્ય જરૂર છે. તે જ દિવસે પરમ પૂજ્ય દૃઢનિશ્ચયી શ્રી લક્ષ્મણશાસ્ત્રીજીએ સ્વતત્ર થવાનો નિશ્ચય કર્યો અને થોડા દિવસમા તે નિશ્ચય અમલમા મૂક્યો, તથા તે નિશ્ચય પ્રમાણે કાર્ય કરવાનુ શરૂ કર્યું વર્ષો લગી કાઈપણ ધાધલ વિના અવિરત ધૈર્યપૂર્વક અને સતત પ્રયત્નથી એ કાર્ય છેવટે અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહાસમેલનના આકારમા પરિણત થયુ.

પૂજ્ય શાસ્ત્રીજીની પ્રતિભા અને અસાધારણ લાગવગથી તેમજ તેઓશ્રીની કર્ત્તવ્યનિપુણતા અને અદ્વિતીય ધર્મનિષ્ઠાથી તેઓશ્રીની સાથે પડિતધુરંધર શ્રી પંચાનન તર્કરત્ન વગેરે સમર્થ મહાપુરુષો સાહાય્યમા કટિબદ્ધ થયા અને મહાસંમેલનનું કાર્ય કેવુ યશસ્વી અને પ્રભાવશાળી નિવડ્યુ તે જગજાહેર છે સનાતન ધર્મના વિરોધીઓ પણ જોઈ તે ચકિત થઈ ગયા

આ મહાસમેલનનો સમારભ આવો વિજયશાળી થવામા કાઈ વિઘ્નોનો અભાવ નહોતો. સનાતન હિન્દુધર્માનુયાયીઓની સખ્યા એટલી તો વિશાળ છે કે તેમા ઇગ્લાડ, જાપાન, સ્વિટ્ઝર્લાન્ડ, ફ્રાન્સ, સ્પેઈન, ડેનમાર્ક વગેરે દેશોની પ્રજાઓની સખ્યા માણીમા મણની પેઠે સમાઈ જાય તેમાં વળી વિવિધ સપ્રદાયો, દરેકનો ખ્યાલ અને તાલ ન્યારો, તેમા વળી ઈગ્રેજી ભણેલા અને શુદ્ધ પુરાણા ખ્યાલવાળાઓના મતનુ કોઈ અલૌકિક વૈચિત્ર્ય, તેમા પણ વ્યક્તિઓ પ્રત્યેની આસક્તિથી વ્યામોહ પામેલાં મનુષ્યોના કદાગ્રહોની કઠિણતા આ વગેરે વિઘ્નોના અનેક બ્રાહ્યાભ્યતર કારણો હોવા છતા પણ પૂજ્ય શ્રીશાસ્ત્રીજીની વ્યવહારનિપુણતા, ધર્મનિષ્ઠા, ન્યાયપ્રવીણતા અને અનવધિ સૌજન્યથી બ્રાહ્મણ મહાસમેલનનો મહાસાગર જેવો મહાન્ સમારભ મહર્ષિ અગસ્ત્યની પેઠે શ્રી શાસ્ત્રીજીએ ચાગળામાજ પરિસમાપ્તિપર્યંત ધારણ કરી રાખ્યો ને પરમ યશસ્વી બનાવ્યો આ કાર્યમા મહર્ષિકલ્પ શાસ્ત્રીજીનુ જે અનિર્વચનીય પરાક્રમ અને ઐશ્વર્ય આ લેખકના પ્રત્યક્ષ અનુભવમા છે તેનું વર્ણન કલમ કે જીભથી થઈ શકે તેમ નથી એટલુ જ જણાવી આ લેખક શાન્તિ પામે છે.

પૂજ્ય શાસ્ત્રીજીને આ લેખકે બનારસમા એક વખત ધર્મની વર્તમાન સ્થિતિ કેટલી ભયકર છે તે વિષે ચિતાર આપતા કહ્યું હતું કે અત્યારે જો કે હિંદુ કહેવાતી દરેક વ્યક્તિ પોતાને હિંદુ તરીકે માની એક પ્રકારનુ અભિમાન બતાવે છે તો પણ અત્યારે હિંદુઓની ધાર્મિક મનોદશા એવી તો નિપાતને પામી છે

કે ભાવીમા સારા ધર્મનિષ્ઠ ગૃહસ્થને કન્યા આપવા લેવાના પ્રસંગે એવી તો ભયાનક ભવિતવ્યતા જણાશે કે આ તે અમે હિંદુ સાથે લગ્નવ્યવહારમા ઉતરીએ છીએ કે કોઈ ઇતર સાથે આ વખતે શાસ્ત્રીજીને પણ આ લેખકના એ કથનમા અશ્રદ્ધા થઈ હતી અને અન્ય સામાન્ય ધર્માચરણી પુરુષો નિર્ભયતા માને છે તેમ માનતા હતા કે એમ છેક હિંદુપ્રજા ધર્મભ્રષ્ટ થઈ જાય એ શક્ય નથી પરંતુ તેઓશ્રીને પોતાના એક નિકટના બંધુની કન્યાને માટે વર શોધવાનો પ્રસંગ આવ્યો અને તેઓશ્રી પોતાના અસલ વતનમા વરની શોધ માટે ગયા ત્યા તેઓશ્રીને સારા ધાર્મિક ગણાતા જ્ઞાતિજનોમા તપાસ કરતા એમ અનુભવવામા આવ્યુ કે જો કે વૃદ્ધો બધાએ ધર્મિષ્ઠ હતા તો પણ તેમના છોકરાઓ અને યુવકો નિકૃષ્ટ આચારવાળા થઈ ગયેલા માલમ પડ્યા જો વૃદ્ધોના આચાર વિચાર તરફ જોઈને તેમના છોકરાઓને કન્યાદાન આપવામા આવે તો પણ પરિણામ તો એવો જ થાય તેમ હતુ કે જાણે કન્યાને યવન અથવા મ્લેચ્છ કુળમા જ આપી હોય આ સ્થિતિ જોઈને ધર્મપ્રાણ શાસ્ત્રીજીના તો રોમાંચ ખડા થઈ ગયા કે જ્યારે બ્રાહ્મણોમા આ સ્થિતિ છે તો ઇતર વર્ણોની તો વાત જ શી કરવી ? હિન્દુત્વને ઉચાળા ભરવાને કાંઈ વિશેષ વિલંબ થાય એમ નથી। આ વાર્તા પૂજ્ય શાસ્ત્રીજીને હસ્તામલકવત્ જણાતા તેઓશ્રીએ નિશ્ચય કર્યો કે વર્ણાશ્રમના પુનર્જીવન માટે પ્રાણાન્ત પ્રયત્ન કરવો પોતે તો જે કામે ગયા હતા તે કામ બહુ પ્રયત્ને સંતોષકારક રીતે પાર પાડ્યુ પણ જ્યારે પાછા તેઓશ્રી કાશીમા પધાર્યા ત્યારે આ લેખકને મળતુ થતા તેઓશ્રીએ કહ્યુ કે "સંઘવીજી તમારા કહેવાનો અમને પ્રત્યક્ષ અનુભવ થયો, હવે અમે વર્ણાશ્રમ સંઘ સ્થાપીને વૈદિક સનાતન ધર્મનુ રક્ષણ કરવામા અમારૂ સર્વસ્વ હોમવાને માટે નિશ્ચય કર્યો છે અમે પણ બીજા ભલાભોળા શાસ્ત્રીઓની પેઠે નિર્ભય હતા પણ હવે અમને ભારતપ્રજાનો ખરો ભય સમજાયો છે" આ લેખકે કહ્યુ "આજે હું ભારતવર્ષનો વાસ્તવ ભાગ્યોદય માનુ છુ, આપના પ્રયત્નમા સેવક તરીકે હુ પણ આપની સાથે જ છુ" ત્યાર પછી ધર્મપ્રાણ શાસ્ત્રીજીએ જે પરમ તપશ્ચર્યા તેમજ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘને સ્થાપવામા અને પ્રચારવામા જે અસાધારણ પરાક્રમ કર્યું છે તે તો આપણે સૌએ પ્રત્યક્ષ જોયુ છે ધર્મપ્રાણ શાસ્ત્રીજીએ પોતાના શરીરની પણ દરકાર કર્યા વિના અપ્રતિહત પ્રયત્ન કર્યો છે અને અંતે પોતાના પરમ પવિત્ર દેહની આહુતિ આ ધર્મયજ્ઞમા આપી છે હિન્દુપ્રજાનુ ભાવી ગમેતેમ હોય, જગન્નિયન્તાને ગમે તેમ ગમતુ હોય, તો પણ શાસ્ત્રીજીએ તો પોતાનો સંકલ્પ પાળ્યો છે અને પોતાનું કર્તવ્ય બજાવ્યુ છે

શાસ્ત્રીજીએ પોતાના પરમારાધ્ય ગુરૂ શ્રી વિશ્વનાથાવતાર **શ્રી શિવકુમાર શાસ્ત્રી**જીના સ્મારક તરીકે વિદ્યાલય અને વિદ્યાર્થીભુવન વગેરે સંસ્થાઓ સ્થાપી હતી તેમજ તેઓશ્રીને હાથે તૈયાર થયેલા વિદ્વાન પંડિતોની ઘણી મોટી સંખ્યા હાલ વિદ્યમાન છે આથી તેઓશ્રીને **અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહા સંમેલન** તથા **અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ** એ બે અતિ મહત્વના કાર્યોમા જનસાહાય્ય સારૂ મળી શક્યુ હતુ તેઓશ્રીની પરમ પુનીત મનોવૃત્તિ તથા વિશુદ્ધ આચાર પદ્ધતિ હોવાથી તેઓશ્રી પ્રત્યે અનેક ધર્માત્મા શ્રીમાનો ઘણો જ પૂજ્યભાવ રાખતા અને રાખે છે

શ્રી શાસ્ત્રીજી જેવી સર્વ પ્રકારે નિષ્કલંક અને પુનીત વ્યક્તિના પ્રભાવ વિના ઉપર વર્ણવી ગયા તેવા વર્ણાશ્રમ ધર્મોદ્ધારક કાર્યો સિદ્ધ થવા પામત નહિ, એમ આ લેખકનુ માનવુ છે શાસ્ત્રીજીના કીર્તિસ્તંભ તરીકે તેઓશ્રીના અનેક અગ્રગણ્ય પંડિત વિદ્યાર્થીઓ ભારતવર્ષમા વિદ્યમાન છે અને તેમા પણ તેઓશ્રીના નિરુપમ વિદ્વાન્ પુત્ર પંડિતરાજ **શ્રી રાજેશ્વર શાસ્ત્રી** તો ધર્મપ્રાણ શાસ્ત્રીજીના સુવર્ણમેરૂ સમાન સ્મારક કીર્તિસ્તંભ છે વર્ણાશ્રમ ધર્મના સંરક્ષણ માટે શાસ્ત્રીજીનો જે અવિનય દૃઢ સંકલ્પ છે તે આપણને તેઓશ્રીએ આરંભેલા ધર્મ સંરક્ષણના કાર્યમા વિજય પર્યંત સ્ફૂર્તિ અને બળ આપ્યા કરો એજ શુભેચ્છા,

ॐ

શ્રી હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી
બી એ, એલ એલ બી સોલીસીટર

વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના અગ્રગણ્ય ઉપાદક, વર્ણાશ્રમ સ્વરાજ્યસંઘના મૂળને ગામેગામ રોપનાર, ચાર અધિવેશનથી વર્ણાશ્રમ સ્વરાજ્યસંઘરૂપ વૃક્ષને પોષનાર, વિદ્વાન છતા વિનીત, આનુ જમાનાના અનેક મોહક પદાર્થોથી નિર્મોહ રહેનાર, ત્યાગમૂર્તિ પંડિતવર્ય શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડનું પ્રથમ દર્શન મને બોરીબંદરના સ્ટેશન પર ૧૯૩૦ના જાનેવારી માસમા થયુ પૂજ્ય શ્રીમાન્ ગોકુળનાથજી મહારાજશ્રીએ આનુ પરિસ્થિતિ સબધમા પરામર્શ કરવા માટે એમને નિમત્રણ કર્યુ હતુ અને તેથી તેઓ મુબઇ પધાર્યા હતા અમે મુબઈવાસીઓ તો સેકન્ડ ક્લાસના ડબ્બા તરફ નજર કર્યા કરતા હતા અને તેમા તેઓશ્રી ન જણાયા એટલે કદાચ નહિં આવ્યા હોય એમ અનુમાન કરવા લાગ્યા એટલામા તો ત્રીજા વર્ગના ડબ્બામાથી એક ધોતિઉ પહેરેલુ અને એક ધોતિયુ ઓઢેલુ પરતુ જેમની મુખાકૃતિ શાત ગભીર અને પ્રભાવશાળી જણાતી હતી એવી વ્યક્તિ ઉતરી એટલે જે ભાઇઓ તેમને ઓળખતા હતા તેઓએ કહ્યુ કે શ્રી લક્ષ્મણશાસ્ત્રી તો પેલા રહ્યા પુષ્પહારથી તરતજ તેમનુ સ્વાગત કરી સર્વેએ નમન કર્યુ અને શ્રી ગોકુળનાથજી મહારાજની બે ઘોડાની ગાડીમા તેમને બેસાડી નિવાસસ્થાન પ્રતિ લઈ ગયા

માર્ગમા હુ વિચાર કરવા લાગ્યો કે આનુ જમાનામા લાબા સમય સુધી કોટ પાટલુન હેટ અને નેકટાઈનો વિદેશી પહેરવેશ પહેર્યા પછી તે ઉતારી સાદુ ખાદીનું ધોતિયુ પહેરનાર ગૃહસ્થની ત્યાગવૃત્તિની ચારે બાજુએથી પ્રશસા કરવામા આવે છે ત્યારે જન્મશુદ્ધ બ્રાહ્મણનો પરાપૂર્વથી ચાલ્યો આવતો આ સાદો સસ્તો સ્વદેશી પહેરવેશ અનેકશ ધન્યવાદને પાત્ર ગણવો જોઈએ વળી હુ એટલુ તો જાણતો હતો કે પંડિતવર્ય કેટલા સમય સુધી કલકત્તા સસ્કૃત કોલેજના પ્રોફેસર હતા અને તેમને સરકાર તરફથી મહામહોપાધ્યાયની ઉપાધી પણ મળી હતી રાજે કાયદાઓ કરી ધર્મશ્રદ્ધાવાળી પ્રજાના જીવનમા અડચણો નાખવા માડી ત્યારથી આ ધર્મપ્રાણ બ્રાહ્મણે પ્રોફેસરનુ પદ છોડયુ એટલુ જ નહીં પણ સરકારે આપેલી મહામહોપાધ્યાયની ઉપાધી તેમને ઘેર પાછી પહોચાડી દીધી આ પ્રમાણે પોતાની વૃત્તિના સાધનનો ત્યાગ અને રાજ્ય તરફથી મળેલી ઉપાધીનો ત્યાગ અર્થાત્ મનસ્વત્યાગ કરનાર ખરેખર શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત બ્રાહ્મણ શરીરનુ યથાર્થ સ્વરૂપ છે એમ મને લાગ્યુ

આનુ જમાનામા પ્રજાને દોરવનાર વર્તમાનપત્રો છે અને તેથી વાવ કુવા તળાવ વગેરે બધાવનારને શાસ્ત્રમા પુણ્ય ઉપાર્જન કરનાર તરીકે ગણ્યા છે તેજ પ્રમાણે આ જમાનામા સનાતન ધર્મના ભાવને પોષનારૂ દૈનિક પત્ર કાઢવા કઢાવવામા જો કોઇ ધનવાન પુરૂષ પોતાના ધનનો ઉપયોગ કરે તો તેટલુજ પુણ્ય ઉપાર્જન કાર્ય છે એમ જ્યારે તેમણે મને કહ્યુ ત્યારે મને લાગ્યુ કે આ પુરુષ ખરેખર વ્યવહાર કુશળ છે કે વિદેશી રગથી રગાયલા અમારા કેટલાક બધુઓ એમ માને છે કે પ્રાચીન પદ્ધતિથી ભણેલા પંડિતો વ્યવહારજ્ઞાનશૂન્ય હોય છે તેમને ઉપર જણાવેલા તેમના વિચારથી સ્પષ્ટ સમજાશે કે આવી તેમની માન્યતા ભૂલભરેલી છે

સદ્ગત શ્રીયુત્ લક્ષ્મણશાસ્ત્રીનુ જીવન પૂર્વના ઋષીમુનીઓના જીવનની ઝાખી કરાવે છે 'સાદુ જીવન અને શ્રેષ્ઠ વિચાર' એ બ્રાહ્મણનુ વાસ્તવિક લક્ષણ છે તેમના પિતા શ્રી રામચદ્રજી શાસ્ત્રી કાશીવાસની ઇચ્છાથી મદ્રાસ પાસેની પોતાની જન્મભૂમિ મૂકી કાશીમાજ નિવાસ કરી રહ્યા હતા ત્યા **સંવત ૧૯૩૦ ના ચૈત્ર સુદ ૧૨ ને** દિવસે ધર્મપ્રાણ શ્રી લક્ષ્મણશાસ્ત્રીનો જન્મ થયો હતો પિતાની પાસે તેમણે વેદાધ્યયન કર્યુ ત્યારપછી કાવ્યશાસ્ત્ર ન્યાયશાસ્ત્ર વિગેરે ભણ્યા અને કાશીમા જ અધ્યાપકનુ કાર્ય

કરવા લાગ્યા. કલકત્તા યુનિવર્સીટીના વાઇસ ચાન્સેલર સર આશુતોષ મુકરજીનું કાશીમાં આગમન થયું અને શ્રીયુત્ લક્ષ્મણશાસ્ત્રી સાથે તેમનું મળવું થયું. શાસ્ત્રીજીને કલકત્તે યુનિવર્સીટીના પ્રોફેસર તરીકે લઈ જવા તેમણે ઘણા સમજાવ્યા પરંતુ કાશીનિવાસની પ્રધાન ઇચ્છાથી તેમણે હા પાડી નહીં. તેમને સમજાવવા માટે કલકત્તાથી મહામહોપાધ્યાય શ્રી પ્રમથનાથજી તર્કભૂષણ અને મહામહોપાધ્યાય શ્રી રાજેન્દ્રનાથ વિદ્યાભૂષણને સર આશુતોષે કાશી મોકલ્યા. પરંતુ તેમનો પ્રયાસ પણ નિષ્ફલ ગયો. આ પ્રસંગમાં પંડિતજીને જયપુર જવું પડયું તે અરસામાં આશુતોષ બાબુએ તેમની નિમણુંકનો હુકમ લખીને મોકલ્યો. તેમની ગેરહાજરીમાં તેમના સગા સંબંધીઓએ તેનો સ્વીકાર એમને પૂછયા વિના કરી દીધો. શાસ્ત્રીજી આવ્યા ત્યારે તેમને આ હકીકતની ખબર પડી. કાશીનિવાસ છોડી દ્રવ્યની લાલસા માટે કલકત્તા જવાનું તેમને બિલ્કુલ પસંદ ન હતું. પરતુ સંબંધિજનોની ઇચ્છાને વશ થઈ થોડો સમય કલકત્તા રહી પાછા આવતા રહીશું એ વિચારથી કલકત્તા ગયા અને ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજના પ્રોફેસરની પદવી સ્વીકારી.

કલકત્તામાં આજે પંડિત લક્ષ્મણ શાસ્ત્રીના ઘણા શિષ્યો છે, જેઓ વિદ્વાન છે. યુનીવર્સીટીની ડીગ્રીઓ ધરાવનારા છે; જેમાંના ઘણા સારા હોદ્દાઓ અને ઇજ્જત ધરાવે છે. કલકત્તામાં શાસ્ત્રીજીની સૂચનાથી ઘણા કાર્યો થયાં છે. શિવકુમારભવન પંડિતજીની પ્રેરણાથી સ્થાપવામાં આવ્યું છે જેમાં બસે વિદ્યાર્થીઓ સનાતન ધર્માનુસાર રહે છે જેમની પાસે એક પાઈ પણ લેવામાં આવતી નથી. બનારસ હિંદુ યુનિવર્સીટીની કોર્ટના તેઓ એક સભ્ય હતા. જ્યારે ધર્મ-શિક્ષકનું પદ કોઈપણ વર્ણવાળાને આપી શકાય એવો માલવિયાજીએ નિર્ણય કરાવ્યો ત્યારે શાસ્ત્રીજીએ તેમાંથી રાજીનામું આપ્યું. અને સાથે સાથે કલકત્તાની કોલેજના પ્રોફેસરપદનું પણ રાજીનામું આપ્યું.

ત્યારપછી સનાતન ધર્મની રક્ષા માટે તેમણે તનતોડ પ્રવૃત્તિ કરી છે. સંવત ૧૯૮૫ માં કાશીમાં બ્રાહ્મણ મહા સમ્મેલન એકત્રિત કર્યું. સર્વ સંપ્રદાયોનાં આચાર્યોને એક જ સભામાં એક જ સ્થાને પધરાવ્યા અને સંપ્રદાયો પ્રતિ વક્રદૃષ્ટિથી જોનારાઓને બતાવી આપ્યું કે સર્વ સંપ્રદાયો તાત્વિક બાબતમાં અને સનાતન સત્યોની બાબતમાં એકમત છે.

ગયા વર્ષમાં મુંબઈમાં સનાતન વર્ણાશ્રમધર્મપરિષદ્ રામબાગમાં ભરવામાં આવી. ત્યાં શાસ્ત્રીજી પધાર્યા હતા. અને તે પ્રસંગે ગુજરાતના ધાર્મિક લાગણીવાળા જે થોડા સદ્ગૃહસ્થો ત્યાં આવ્યા હતા તેમને પંડિતવર્યનો પરિચય થયો હતો. પરંતુ એમ કહ્યા વિના ચાલે એમ નથી કે પંડિતવર્યના સહવાસનું સૌભાગ્ય ગુજરાતી પ્રજાને પ્રાપ્ત થયું ન હતું અને તેથી એ આત્માના ઉચ્ચ સદ્ગુણોથી ગુજરાતી પ્રજા મોટે ભાગે અજ્ઞાત છે. તેમની સ્મરણાંજલીના રૂપમાં પ્રકટ થનારો આ ગ્રંથ ગુજરાતી પ્રજાને તેમનાં સદ્ગુણોનો પરિચય કરાવશે એ જાણી સંતોષ થાય છે.



રણકાર ધર્મપ્રાણ લક્ષ્મણશાસ્ત્રી મહોદયના સત્પ્રયત્નોને આભારી છે. એ દ્વિજકુલકમલપ્રભાકરનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૯૩૧ના ચૈત્ર શુક્લા દ્વાદશીએ થયો હતો. પિતા રામચદ્રજી ધનપાડી શાસ્ત્રમા પરમ નિષ્ણાત અને દર્શનશાસ્ત્રના પ્રચડ વિદ્વાન હતા અને ૧૯૦૩મા આ દેવપિતાનો પુત્રને વિયોગ થયો.

ધર્મપ્રાણ શાસ્ત્રીજીએ પોતાના પિતૃચરણ સાનિધ્ય કૃષ્ણયજુર્વેદનુ અધ્યયન કર્યું હતુ ગુરુ નાથજી તીર્થદ્વારા ઋગ્વેદનુ અધ્યયન, શ્રી કૃષ્ણશાસ્ત્રી થકી કાવ્યશાસ્ત્રનુ જ્ઞાન સપાદન કર્યું સુબ્રહ્મણ્યશાસ્ત્રી શ્વસુર-ગુરુવર્ય પાસેથી વેદાત અને સાખ્ય શાસ્ત્રનો અભ્યાસ કર્યો અને મહામહોપાધ્યાય શ્રી કૈલાસચદ્રજી શિરોમણી પાસેથી ન્યાયશાસ્ત્રની શિક્ષા ગ્રહણ કરી. એમ ચૌદ વર્ષની કુમાર વયે શાસ્ત્રીજીએ સર્વ વિદ્યાની ઉપલબ્ધિ મેળવી. અને પછી જેમ ભગવાન્ રામચદ્રજીને જનકસુતા સીતાજીએ વરમાળ આરોપી, દ્રૌપદીએ પાડવોને, અને જેમ શકરાચાર્યને ગુરુપાસેથી આગળ પ્રસ્થાન કરી મડનમિશ્રની માહિષ્મતી નગરીમા ગમન કર્યું અને ત્યા વિજયશ્રી વરી, તદ્વત્ કાશીના સુપ્રસિદ્ધ મ. મ. સુબ્રહ્મણ્ય શાસ્ત્રીના પુત્રીએ ધર્મપ્રાણને વરમાળ આરોપી.

તે ધર્મધુરંધર ત્યાગમૂર્તિ શાસ્ત્રીજીને કલકત્તા કોલેજમા જ્ઞાનયજ્ઞરક્ષાર્થે, અધ્યાપક થવા ચીફ જસ્ટીસ આશુતોષ મુકર્જીએ યાચના કરી હતી

વર્ણાશ્રમ ધર્મનૌકાના મુખ્ય કર્ણધાર શ્રી ધર્મપ્રાણ શાસ્ત્રીજીની અસાધારણ વિદ્વત્તા, લોકકાર્યપટુતા, પરોપકારિતા, મધુર ગભીરતા, સદાચાર-તત્પરતા અને સત્યપ્રિયતા સુવિખ્યાત છે. નૃપવર કાશીનરેશ, દરભગાનરેશ, રાજા મોતીચદજી, અને ઉદયપુર-નરેશ આદિ પ્રત્યે ઉચિત વાક્યવિન્યાસમા અપૂર્વક્ષમતાપૂર્વક સ્નેહશીલતા આદિ તેમની વિશદ ગુણાવલિ પણ પ્રસિદ્ધ છે

તેમની સહાયતાથી જનસ્થાનાતર્ગત જલગાવ નગરમા હરિભક્તિપરાયણશ્રી સન્તોજી મહારાજ તરફથી પ્રકાશિત થયેલા "ધર્મપ્રદીપ" નામે ગ્રથનો પ્રચાર થયો, અને અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્યસઘના મહાધિવેશને સનાતન ધર્મપ્રચારમા અસાધારણ સફલતા પ્રાપ્ત કરી.

કલકત્તા શિવકુમાર વિદ્યાર્થીભુવન, આયુર્વેદીય ઔષધાલય, વૈદિક સિદ્ધાંત રક્ષિણી સભા, સનાતન ધર્મ હાઈસ્કૂલ, બંગીય બ્રાહ્મણ સભા, વેદવિદ્યાલયના ઉત્તીર્ણ વૈદિકોને આજીવન ૧૦૦) રૂ. માસિક આપવાનો પ્રબધ, કાશીમા છુટકમલ ઔષધાલય, સાંગવેદ વિદ્યાલય, વિશ્વવિદ્યાલય, વ. સ્વ સંઘ, બ્રાહ્મણ મહાસમ્મેલન પડિત પત્રનુ પ્રકાશન, વિગેરે પારમાર્થિક કાર્યો મહાન્ ઉપકારક અને વ્યાપક પ્રેમપ્રભાવના દ્યોતક હોઈ પૂજ્યશ્રીની ચિરસ્મરણીય પુણ્યસ્મૃતિના જ્વલત ઉદાહરણ છે.

ઔદાર્યમા ભગવાન્ રામચદ્રજી અને ધર્મસુત યુધિષ્ઠિર સમાન ધર્મપ્રાણ ગુણશીલ હતા. ધાર્મિક કર્મણ્યતાને અગે ધર્મપ્રાણ શાસ્ત્રીજીએ માતાની અનુમતિથી કાશી હિંદુ વિશ્વવિદ્યાલય કોર્ટમા સદસ્યપદનો ત્યાગ કર્યો, કલકત્તા ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજના પ્રોફેસરપદ અને પેન્શનનો ત્યાગ કર્યો, સારડા એક્ટના આંદોલનમા સરકારની પરમ માન્ય "મહા મહોપાધ્યાય" ઉપાધિનો ત્યાગ કર્યો એ બધુ એમની ધર્મવીરતા અને ત્યાગવીરતા દાખવે છે.

શાસ્ત્રીજી એ કાશીજનપદમા પધારી ધર્મરક્ષાનો ભાર, સુરેશ્વરતુલ્ય સર્વશાસ્ત્રવિશારદ સ્વપુત્ર પડિતરાજ રાજેશ્વર શાસ્ત્રીને વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘની રક્ષાનો ભાર બૃહસ્પતિ સમાન શ્રી દેવનાયકાચાર્યને, સ્વ-ધર્મ-સ્વરાજ્ય-પ્રાપ્તિનો ભાર શંકરસ્વરૂપ પંચાનન તર્કરત્નજી શાસ્ત્રીને અને પંડિત પત્ર પ્રકાશનનો ભાર સ્વભ્રાતા વ્યંકટેશ શાસ્ત્રીજીને સોપ્યો છે એમ કહી શકાય એ પ્રમાણે સનાતન ધર્મરક્ષાનો ભાર અસાધારણ પ્રતિભા સંપન્ન દેવગણોને સોપી શાસ્ત્રીજી વિષ્ણુપદે લીન થયા સનાતન ધર્મ વ્યોમમંડળનો અંશુમાલી પ્રભાકર સંવત ૧૯૮૮ અષાડ કૃષ્ણ ચોથ ગુરુ તા ૪-૬-૩૧ ના દિવસે અસ્ત પામ્યો

ॐ ॐ ॐ

# સનાતન ધર્મની આધુનિક પરિસ્થિતિ

પ્રો. મગેશ જનાર્દન પાઠકજી
એમ એ, એલ એલ. બી

ઈશ્વરની જેમ અગમ્ય છતાયે સુગમ્ય એવો આપણો ધર્મ સનાતન કહેવાય છે પુરાતન તો એ છેજ ને સનાતન રહે એમ આપણે ઈચ્છીએ છીએ સનાતનતા એના કેટલાક તત્ત્વોમા છે એનુ અસ્તિત્વ સનાતન રહેશે એમ આપણે કેવી રીતે કહી શકીએ ? આપણા પુરાણોમા વારવાર કહ્યુ છે કે કળિકાળનુ પ્રાબલ્ય જેમ જેમ જામતુ જશે તેમ તેમ આપણા ધર્મનુ પાલન ઓછુ થતુ જશે આ કારણસર આપણા ધર્મપર જરા ઐતિહાસિક દૃષ્ટિપાત નાખીએ તો હાલ આપણી પરિસ્થિતિ કેવી છે તે સમજાઈ જાય

એક પ્રાચીન, ભવ્ય અને રમણીય મન્દિરનુ ખડિયેર હોય, તેની ચારે બાજુએ ગમે તેમ વૃક્ષો ઉગી નીકળ્યા હોય, ત્યા જવાનો સરિયામ રસ્તો બધ થઈ ગયો હોય, અદર જમીનપર ધૂળના ઢગ જામ્યા હોય, ભીતિ જાળા બાઝયા હોય, ભિતરભાગપર આરતીની મેશ લાગી હોય ને કોઈ ગેબી જાદુગરના પ્રભાવથી પૂજારીઓ ને ભક્તજનો નિશ્ચેતન થઈ ત્યા પડયા હોય, તેવી આપણા સનાતન ધર્મની હાલ સ્થિતિ છે. જે અમલ ઉત્કૃષ્ટ હતુ તે અદૃશ્ય થયુ છે, જે શ્રેષ્ઠ હતુ તેની અધોગતિ થવા માડી છે ને શ્રી કાળ ભગવાન્, મોહનિદ્રામા પડેલા આપણા ધર્મમન્દિરના એ પૂજકોને ક્યારે ઉઠાડશે, એ મન્દિરને જગતની સસ્કૃતિનુ કેન્દ્ર ફરી બનાવશે કે નહિ એ મહાપ્રશ્ન આપણી સમક્ષ ખડો થયો છે

સનાતન ધર્મપર કાળનાજ આઘાતો થયા છે એમ નથી કાળ તો સર્વનો વિઘાતક છે પણ દિશાના આઘાતો પણ થયા છે બૌદ્ધોએ પૂર્વમાથી, ઇસ્લામીઓએ પશ્ચિમમાથી ને ખ્રિસ્તીઓએ દક્ષિણમાથી આવીને આપણા ધર્મપર જુદી જુદી રીતે આક્રમણ કર્યું છે ઉત્તરમા હિમાલય ન પડયો હોત તો કદાચ એ બાજુએથી પણ અસુર દૈત્યો, યક્ષો ને રાક્ષસો આવતા તેમ કોઈક આવત !

પ્રથમ બૌદ્ધોએ જન્મથી નહિ પણ ગુણકર્મથી જ્ઞાતિનો નિર્ણય થાય એ સિદ્ધાતનો પ્રચાર કરી બ્રાહ્મણોની પ્રણાલિકા તોડવાનો સબળ પ્રયત્ન કર્યો સમાનતાના મહાન સિદ્ધાત પર રચાયલા આ સત્રે બ્રાહ્મણધર્મને એવો ડગમગાવ્યો કે સૈકાઓ સુધી ભારતમા કૃષ્ણની જેમ બુદ્ધની લીલાનોજ વિસ્તાર થઈ રહ્યો ભગવાન્ પરશુરામની ફરસીમાથી શ્રીરામચન્દ્રે ક્ષત્રિયોને છોડવ્યા તેમ ભગવાન્ બુદ્ધના વિહારમાથી શ્રી શંકરાચાર્યેજ બ્રાહ્મણોને વેદવિહાર તરફ વાળ્યા

બૌદ્ધોનુ આક્રમણ ધાર્મિક અને તાત્ત્વિક હતુ એમા પશુબળ નહોતુ પણ આધ્યાત્મિક બળ હતુ એમા સત્યના અશો હતા તે શ્રી શકરાચાર્યે અપનાવી લઈને બૌદ્ધોનો પરાજય કર્યો પરન્તુ એ અદ્વિતીય તત્ત્વવેત્તાના બ્રહ્મીભૂત થયા પછી દુક સમયમા ઇસ્લામની હલ્લાઓ શરૂ થતા આ આક્રમણનો જોટો જગતના ઈતિહાસમાથી જડે એમ નથી. ખ્રિસ્તી મિશનરી તો પસદ થાય ને નીમાય ત્યારે, પણ ઇસ્લામની ખૂબી

એ છે કે દરેક મુસલમાન જાણ્યેઅજાણ્યે મિશનરીનું કાર્ય કરે છે અહિંસાના પાઠ પઢ્યા પછી તુરતજ ભારતને વિરોધ મતવાળા સાથે બાથ ભીડવી પડી ઇસ્લામી આક્રમણ ધાર્મિક, સામાજિક તેમજ રાજકીય હતું–બ્રાહ્મણોને ધર્મનું રક્ષણ કરવાનું, માબાપોને વહુ દીકરીનું રક્ષણ કરવાનું ને રજપુતોને પોતાના રાજ્યનું રક્ષણ કરવાનું આ મહાન આપત્તિમા બ્રાહ્મણાદિ તેમજ સંખ્યાબંધ શૂદ્રો અને અત્યજો મુસલમાન થવા લાગ્યા આજે દુનિયાના કોઈ દેશમા હિંદ જેટલા ઇસ્લામીઓ નથી

ખ્રિસ્તીઓના આક્રમણનો પ્રકાર ન્યારો જ છે. એ આક્રમણ કેવળ ધાર્મિક નથી રાજકીય પણ છે, સામાજિક પણ છે અને આર્થિક પણ છે, વૈજ્ઞાનિક પણ છે અને સાસ્કૃતિક પણ છે આ સર્વદેશીય આક્રમણથી આપણો દેશ પરાધીન થઈ ગયો છે એટલુજ નહિ પરન્તુ પ્રજા નિર્વીર્ય થઈ ગઈ છે, સમાજ વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ છે, આચારો લુપ્ત થઈ ગયા છે ને વિચારો વ્યગ્ર થઇ ગયા છે ને સનાતન ધર્મનુ તો અસ્તિત્વજ જોખમમા આવી પડયુ છે એ આક્રમણની સામે પ્રત્યેક વ્યક્તિ કટિબદ્ધ થાય તોયે કઈ વળે કે નહિ એ શકની વાત છે કારણ એની માયા એવી છે કે એનુ સારૂ ગ્રહણ કરવા જતા આપણ સારૂ ખોઈ બેસીએ ને નરસ, દૂર કમ કરવુ તેની સમજ ન પડે કેમકે તે સારુ સ્વરૂપ લઈનેજ આવ્યુ હોય।

આ ત્રિવિધ, ત્રિદિશ આક્રમણનું પરિણામ જોઈએ–માત્ર વસતિપત્રકની સર્વસ્વીકૃત દૃષ્ટિએ છેલ્લા સાઠ વરસમા હિંદમા બૌદ્ધોની સખ્યામા આસરે પચાસ ટકા વધારો થયો, મુસલમાનોમા સાઠ ટકા વધારો થયો ને ખ્રિસ્તીઓમા ત્રણસેં ટકા વધારો થયો, સનાતનીઓ ફક્ત પચીસ ટકા વધ્યા છે મુસલમાની રાજ્ય આઠસે વરસ રહ્યુ છતા હિંદમા એંશી ટકા સનાતનધર્મીઓ હતા આજે આસેઠ ટકા છે, પચાસ વરસ પછી પચાસ ટકા થઈ જાય તો નવાઈ નહિ

આમ થવાના બધા કારણોની અત્રે સમીક્ષા કરી શકાય એમ નથી એટલે માત્ર એકજ મુખ્ય કારણ તરફ જરાક અંગુલિનિર્દેશ કરશુ આપણી જ્ઞાતિવ્યવસ્થાનું હાલનુ બધારણ અને વર્ણવ્યવસ્થા એ બે જુદીજ વસ્તુ છે વર્ણના મૂળમા તો સનાતન તત્ત્વો રહેલા છે પણ આધુનિક જ્ઞાતિબધારણમા તેવુ સનાતનત્વ નથી એમા નવા માણસોને દાખલ કરી શકાયજ નહિ વળી એમા વધુ ને વધુ વિભાગ પડી શકે પણ વિભાગોનું એકીકરણ થઈ ન શકે। આવા બે લક્ષણો જ્ઞાતિવ્યવસ્થામા દાખલ થયેલ હોવાથી આપણે પરધર્મીઓને અપનાવી શકતા નથી એટલુજ નહિ પણ સ્વધર્મી અત્યજોનો ઉદ્ધાર પણ યોગ્ય રીતે કરી શક્યા નથી એ અત્યજો મિશનરીઓનુ ધર્મક્ષેત્ર છે ને આપણુ કુરુક્ષેત્ર છે

ભારતયુદ્ધ કૌટુમ્બિક હતુ એટલે માત્ર ૧૮ દિવસ ચાલ્યુ પણ ભારતધર્મીઓનો આ સાસ્કૃતિક વિગ્રહ તો ૧૮૦ વરસ થયા ચાલે છે ને પ્રભુ જાણે બીજા કેટલા વરસ ચાલશે કેટલાક ધાર્મિક નેતાઓએ દિશા બતાવી છે પણ એ દિશા તરફ કેવી રીતે જવુ? એક દિવસ જોશમા આવી જઈને કે એક વરસ હિંમત રાખીને નહિ પણ અનિશ્ચિત કાળ પર્યંત, અમુક વ્યક્તિએ નહિ પણ અખિલ સનાતનધર્મી પ્રજાએ અખડ ઉદ્યોગથી કેવી રીતે કામ કરવુ એ વિચારણીય છે આપણામા નિયમિત કાર્યશક્તિવાળા એકલક્ષી મડળો સ્થાપવાની શક્તિજ પાશ્ચાત્યોને મુકાબલે બહુજ ઓછી છે ખરુ કહીએ તો પશ્ચિમના સમાગમમા આવ્યા પછીજ આપણે એ શક્તિ ખીલવવા માડી છે મુક્તિફોજની વ્યવસ્થા કેટલી સુદર છે અને એના ફડો કેવડા છે ને તેના કેટલા માણસો કેવી મૂગી રીતે હજારો અસ્પૃશ્યોને ખ્રિસ્તી બનાવ્યા જાય છે તેનો આપણા સુશિક્ષિત વર્ગને પણ ખ્યાલ નથી આવુ એક મહાન મડળ કાઢવાનો વિચાર પૂ કેનામવાળી દ્રવિડશાસ્ત્રીને આવ્યો એ એમનો ધર્માનુરાગ અને સેવાભાવ સૂચવેછે.

પણ મંડળ કાઢ્યું એટલે કંઈ કાર્યની સિદ્ધિ નથી થઈ જતી; એથી તો માત્ર કાર્યનો આરંભ થાય છે. એને વરસોના વરસો સુધી પોષીએ, સમાજ આપણા સારામાં સારા ધર્મપ્રેમીઓને તેમાં હંમેશ મોકલ્યોજ ચાલ્યો જાય અને તેનું કાર્ય વ્યવસ્થાપૂર્વક અસ્ખલિત રીતે ચાલુ રહે તો કંઈક સારા પરિણામની આશા રાખી શકાય.

દુષ્ટોનો વિનાશ કરવા તથા ધર્મનું સંસ્થાપન કરવાને પ્રભુ અવતાર લઈ પૃથ્વી પર પધારે છે પણ તેના આગમનની રાહ જોનારા ઋષિમુનિઓ તેનું કાર્ય સરળ થાય એવા પ્રયત્નો કરતા. આપણે આપણી ઘુંમટે ઉભા રહીએ તોજ પ્રભુ આપણી મદદે આવે એ સાદી પણ સુદાની કહેવત અહીં લાગુ પડે છે. આપણા શિક્ષિત સમાજની ફરજ એ છે કે આપણું ધ્યેય નિશ્ચિત કરવું, તદનુસાર આપણું કાર્યક્ષેત્ર બને તેટલું વિશાળ કરવું; ને પછી સંગઠિત થઇ નિયમિત રીતે પદ્ધતિપુરઃસર સહુએ પોતપોતાનાં કાર્યો પ્રભુ પર શ્રદ્ધા રાખીને કર્યાં જવાં. મિશનરીઓ અસલ મન્દિરો આગળ ભાષણો કરતા, હવે દૂરનાં નાનાં ગામડાના અંત્યજોને અથવા દુષ્કાળપીડિત ગરીબોને ખ્રીસ્તી ધર્મનો સંદેશ પહોંચાડે છે. આપણે પણ મોટાં નગરોનાં મધ્ય ચોકમાં ભાષણો કરવા કરતાં જ્યાં જ્યાં 'ગિરિજાઘર' હોય ત્યાં ત્યાં ગિરિજાપતિનાં મન્દિરો સ્થાપી મિશનરીઓ કરતાં વધારે ઉત્કટ લોકસેવા કરીએ તો ભારતભૂમિ પર ખાસ કોપેલાં ભગવતી લક્ષ્મીદેવીને પણ વિષ્ણુ ભગવાન્ ખબર આપી દે કે હવે આર્યાવર્તમાં મારે અવતાર લેવો પડશે. આપણા લોકસેવકોને લક્ષ્મી ચલાયમાન કરવા આવે તોયે તેઓ પોતાના મેરાવ્રતમાં અડગ રહે એટલે પછી નવો અવતાર વૈકુંઠથી જરૂર ઉતરી આપણા પર કૃપા કરે. પછી લક્ષ્મીદેવી પણ વિષ્ણુ ભગવાન્ સાથે ભારતમાં જ વાસો કરે।

  

> Nationalism is a great menace. It is a particular thing which for years has been at the bottom of India's troubles. The educated Indian is trying to absorb some lessons contrary to the lessons of our ancestors and to develop within him, despite an inheritance from the past, a belief in an eventual political destiny..........We in India must make up our minds that we cannot borrow from other people's history and that if we stifle our own we are committing suicide.
>
> —*Dr. Ravindra Nath Tagore*

# બ્રાહ્મણત્વની પ્રાપ્તિ

શ્રી શાસ્ત્રી રેવાશંકર મેઘજી

દેલવાડાકર

જન્મથી નહિં પણ કર્મથી જાતિ માનનારાઓ આપણાં શાસ્ત્રોમાંથી કેટલીક વ્યક્તિઓના ઉદાહરણો આપણી સામે મૂકી, બ્રાહ્મણેતર પણ બ્રાહ્મણ બની શકે એમ પ્રતિપાદન કરતા, સત્યકામ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, વ્યાસ, મતંગ અને વાલ્મીકિને-અબ્રાહ્મણમાંથી બ્રાહ્મણ બનેલા રજુ કરે છે. પણ તેનો નીચે જણાવેલો વાસ્તવિક ખુલાસો જાણવાથી શંકાનું સમાધાન થશે

**સત્યકામ.** છાંદોગ્ય અધ્યાય ૪થાના ચોથા ખંડમાં સત્યકામની વાત આવી રીતે છે-સત્યકામ વિદ્યાભ્યાસ અને ઉપનયનને માટે મહર્ષિ ગૌતમની પાસે ગયો અને પ્રાર્થના કરી કે ભગવન્! મને ઉપનયન આપો અને વિદ્યાભ્યાસ કરાવો મહર્ષિ ગૌતમે પૂછ્યું-' સૌમ્ય! તારૂં ગોત્ર કયું?" સત્યકામે કહ્યું-મને ખબર નથી કે મારૂં ગોત્ર કયું છે મેં મારી માતાને પૂછ્યું ત્યારે તેણે મને કહ્યું કે અતિથિ આદિની સેવામાં લાગેલીએ-મેં યુવાવસ્થામાં તને જન્મ આપ્યો પણ મને ખબર નથી કે તું કયા ગોત્રનો છે પણ મારૂં નામ જબાલા છે અને તારૂં નામ સત્યકામ છે, એટલી મને ખબર છે. હે ભગવન્ આથી હું સત્યકામ જાબાલ છું આમ સાભળીને મહર્ષિ ગૌતમે કહ્યું કે-"બ્રાહ્મણથી ભિન્ન કોઈ પણ આમ કહી ન શકે સમિધ લઈ આવ, હું તારૂં ઉપનયન કરીશ"

અહિં તો ઉપનયન સંસ્કાર થયા પહેલા જ મહર્ષિ ગૌતમે કહ્યું કે-"તું બ્રાહ્મણ છે" તો પછી સત્યકામ કર્મથી બ્રાહ્મણ થયો એમ કહેવું તે ભૂલભરેલું છે ઉપનિષદ્ ઉપરના શાંકરભાષ્યમાં, ભાષ્ય ઉપરની આનંદગિરિકૃત ટીકામાં શ્રીરંગ રામાનુજ કૃત પ્રકાશિકા ટીકામાં કે મૂળ ઉપનિષદ્‌માં ક્યાંઇ પણ જબાલા શૂદ્રી હતી એમ સૂચિત કરાયું નથી પણ ઉલટા સત્યકામ બ્રાહ્મણ જ છે એવા પ્રમાણો મળી આવે છે

**વિશ્વામિત્ર:** વિશ્વામિત્ર ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ બન્યા-એ વાત તેઓ માનશે કે જેઓએ વિશ્વામિત્રની ગાથા જોઇ નથી અનુશાસન પર્વના આરંભમાં ભીષ્મે રાજા યુધિષ્ઠિરને કહ્યું કે કર્મદ્વારા કોઇ અન્ય જાતિ બ્રાહ્મણ બની શકે નહિં એ સાભળી રાજા યુધિષ્ઠિરે પૂછ્યું કે-

ब्राह्मण्य यदि दुष्प्राप्य त्रिभिर्वर्णैर्नराधिप ।
कथ प्राप्त महाराज क्षत्रियेण महात्मना ॥
विश्वामित्रेण धर्मात्मन् ब्राह्मणत्व नरर्षभ ।
श्रोतुमिच्छामि तत्त्वेन तन्मे ब्रूहि पितामह ॥ महा अनु ५ अ १

ભગવન્ નરેશ ભીષ્મ! યદિ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર-એ ત્રણ વર્ણોથી કોઇપણ પ્રકારે બ્રાહ્મણ બનવું મુશ્કેલ છે તો પછી વિશ્વામિત્ર ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ કેવી રીતે બન્યા? તે કૃપા કરીને કહો પ્રત્યુત્તરમાં ભીષ્મપિતામહ કથાનો આરંભ કરે છે-"રાજા ગાધીને સત્યવતી નામની એક પુત્રી હતી તેને ઋચિક ઋષિ સાથે પરણાવી પોતાને અને પોતાની માતાને પુત્ર ન હોવાથી સત્યવતીએ એક દિવસે ઋચિક મુનિને પ્રાર્થના કરી ત્યારે ઋચિક મુનિએ મંત્રિત બે ચરૂઓ તેને આપ્યા-કિન્તુ સત્યવતીની માતાએ-તારો ચરૂ વધારે સરસ રીતે મંત્રેલો હશે-એમ કહીને પોતાની પુત્રીના ચરૂ સાથે બદલાવી લીધો મુનિને જ્યારે ખબર પડી ત્યારે તેઓએ કહ્યું કે તમે ચરૂ બદલી નાખ્યા જણાય છે મે તારા ચરૂમાં સમસ્ત બ્રહ્મતેજ મૂક્યું હતું અને તારી માતાના ચરૂમાં ક્ષાત્રતેજ મૂક્યું હતું તમે ચરૂઓ બદલાવ્યા તેનું ફળ આવું આવશે-

तस्मात् स ब्राह्मण श्रेष्ठं माता ते जनयिष्यति ।
क्षत्रियं सूग्रकर्माणं त्वं भद्रे जनयिष्यसि ॥ अनु प अ ४.

ચરુના વ્યત્યયથી તારી માતા બ્રાહ્મણશ્રેષ્ઠને ઉત્પન્ન કરશે અને તુ ઉગ્રકર્મી ક્ષત્રિયને જન્મ આપીશ આ સાભળી સત્યવતી મૂર્છિત થઈ ગઈ ઘણી પ્રાર્થનાને અને ઋષિએ તપોબળથી ઉગ્રકર્મત્વનો અને ક્ષત્રિયત્વનો નાશ કર્યો. યથાસમયે સત્યવતીને જમદગ્નિ અને ગાધિની પત્નીને વિશ્વામિત્ર ઉત્પન્ન થયા

विश्वामित्र चाजनयद् गाधिभार्या यशस्विनी ।
ऋचे प्रसादाद् राजेन्द्र ब्रह्मर्षि ब्रह्मवादिनम् ॥ अनु प अ ८

આ કથા વાચીને કોણ કહી શકે કે વિશ્વામિત્ર ક્ષત્રિયમાથી બ્રાહ્મણ બન્યા વિશ્વામિત્ર ગાધિના અંશથી ઉત્પન્ન થયા નથી, કેવલ ચરુમાત્રથીજ ગર્ભ રહ્યો હતો ચરુમા ક્ષત્રિયત્વ હતુજ નહિ ચરુના સર્વાંશમા બ્રહ્મતેજ ભર્યું હતુ આથીજ વિશ્વામિત્ર જન્મથી બ્રાહ્મણ સમાન છે બ્રાહ્મણથી ક્ષત્રિય કન્યામા ઉત્પન્ન થાય છે તેમા માતાના રજથી કઈક ક્ષત્રિયત્વ વિકાર રહે છે. વિશ્વામિત્રે ઘોર તપ કરીને માતૃરજને પોતાના શરીરમાથી હટાવી દીધુ ત્યાસુધી,–માતૃરજ તેમના શરીરમા હતુ ત્યાસુધી, તેઓ રાજર્ષિ કહેવાયા પાછળથી માતૃરજ નષ્ટ થતા બ્રહ્મર્ષિ બન્યા વિશ્વામિત્ર વિદ્યાના જોરથી બ્રાહ્મણ બન્યા એમ જેઓ માને છે તેઓ વિશ્વામિત્રની ગાથા સમજવામા ભૂલ કરે છે

**મતંગ:** મતગ નામનો કોઈ બ્રહ્મકુમાર હતો એક દિવસે ગર્દભ જોડેલા રથમા તે બેસીને જતો હતો ગર્દભને મારવાથી દુખી થતા ગર્દભને તેની માએ કહ્યુ–કે જે રથને જોડવામા આવી હતી, –"પુત્ર ! શોક ન કર રથમા ચાડાલ બેઠો છે દયા તો બ્રાહ્મણમા હોય છે ચાડાલમા દયા ક્યાથી હોય ? મતંગે તે સાભળી રથ ઉભો રાખી, નીચે ઉતરી પૂછ્યુ કે–મારુ બ્રાહ્મણત્વ નષ્ટ કેમ થયુ ? હુ ચાડાલ કેવી રીતે બન્યો ?"—"ગર્દભીએ કહ્યુ કે તુ કામાતુર મત્ત બ્રાહ્મણીમા નાવીથી પેદા થયો છે મતંગે જઈને પોતાના પિતાને બાન નિવેદન કરી અને પોતે તપ કરવા ચાલ્યો ગયો તપ કરીને ઇન્દ્રને પ્રસન્ન કર્યા અને બ્રાહ્મણ બનવાનુ વરદાન માગ્યુ ત્યારે ઇન્દ્રે કહ્યુ કે

ब्राह्मण्य प्रार्थयानस्त्वमप्राप्यमकृतात्मभि
विनशिष्यसि दुर्बुद्धे ! तदुपारम माचिरम् ॥
श्रेष्ठता सर्वभूतेषु तपोऽर्थं नातिवर्तते ।
तदग्र्य प्रार्थयानस्त्वमचिराद्विनशिष्यसि ॥
देवतासुरमर्त्येषु यत्पवित्र पर स्मृतम् ।
चाण्डालयोनौ जातेन न तत्प्राप्य कथचन ॥ महा अनु प २७

મતંગ ! જેઓએ પુણ્યપુજનો સંગ્રહ કર્યો નથી તેઓથી અપ્રાપ્ય જે બ્રાહ્મણત્વ તેનુ તુ વરદાન માગી રહ્યો છે, હે દુર્બુદ્ધે તુ એવી ઇચ્છા કર નહિ, નહિ તો તુ નષ્ટ થઈ જઈશ તપથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત થઈ શકતુ નથી તુ એવી ઇચ્છાથી નષ્ટ થઈ જઈશ દેવતા, મનુષ્ય અને અસુરોમા બ્રાહ્મણત્વ પરમ પવિત્ર મનાયુ છે ચાડાલ યોનિમા ઉત્પન્ન થવાથી તે કદાપિ પ્રાપ્ત કરી શકાતુ નથી"

મતગે ફરીથી તપ કર્યું પણ ઇન્દ્રે ફરીથી પણ એજ પ્રત્યુત્તર આપ્યો અને છેવટે મતંગ ચાડાલ જ રહ્યો આ મતગનો ઇતિહાસ છે આથી મતગને બ્રાહ્મણ બન્યો આલેખવો તે યોગ્ય નથી

**વ્યાસ:** મહાભારત આદિપર્વ અધ્યાય ૬૩ મા નીચે પ્રમાણે કથા છે–ઉપરિચર વસુ નામના રાજાને એક પુત્ર અને એક પુત્રી થઈ. પુત્રીનુ પાલન કરવા તેને દાસને આપી દીધી અને પુત્ર પોતે રાખ્યો.

तयो पुमांसं जग्राह राजोपरिचरस्तदा
स मत्स्यो नाम राजासीद्धार्मिकः सत्यसंगरः ॥

તે બેમાંથી જે પુત્રને રાજાએ રાખ્યો તે પુત્ર મત્સ્ય નામનો ધાર્મિક અને સંગ્રામવિજેતા રાજા થયો. જ્યારે સત્યવતી ઉપરિચર વસુનામક રાજાના અંશથી ઉત્પન્ન થઈ તો તેને દાસની પુત્રી કેવી રીતે માની લેવી ?

**વસિષ્ઠ :** વસિષ્ઠની બે જન્મની કથાથી સિદ્ધ થાય છે કે વસિષ્ઠ ગણિકાના ગર્ભથી ઉત્પન્ન થયા નથી. પ્રથમ જન્મમાં વસિષ્ઠ બ્રહ્માના અયોનિજ માનસિક પુત્ર હતા. શ્રીમદ્ ભાગવતમાં લખ્યું છે કે:-

मरीचिरत्र्यंगिरसौ पुलस्त्यः पुलहः क्रतुः
भृगुर्वसिष्ठो दक्षश्च दशमस्तत्र नारदः ॥

આ દશ બ્રહ્માના પુત્ર છે. ભગવાન્ મનુ કહે છે કે-

मरीचिमत्र्यगिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।
प्रचेतसं वसिष्ठं च भृगुं नारदमेव च ॥ ३५ ॥ मनु. अ. १.

આ પ્રમાણોથી સાબિત થાય છે કે વસિષ્ઠ અયોનિજ છે અને તેથી તે ગણિકાપુત્ર નહોતા.

શ્રીમદ્ ભાગવતના નવમ સ્કન્ધના તેરમા અધ્યાયમાં છે કે નિમિ રાજાએ વસિષ્ઠને યજ્ઞ માટે આમંત્રણ આપેલું, કિન્તુ ઇન્દ્રનો યજ્ઞ કરવા જવાનું હોવાથી ત્યાંથી આવ્યા બાદ યજ્ઞ શરૂ કરવાનું વસિષ્ઠે કહ્યું. ઇન્દ્રના યજ્ઞમાંથી આવતાં ઘણો સમય ગયો. ત્યારે નિમિએ બીજાઓદ્વારા યજ્ઞ શરૂ કરાવ્યો. તેજ અરસામાં વસિષ્ઠ આવી પહોંચ્યા. અને પોતાને આમંત્રણ આપેલુ એટલુજ નહિં પણ પોતે આવે ત્યાંસુધી રાહ જોવાનું વચન આપેલું છતાં રાજાએ યજ્ઞનો આરંભ કરી દીધો, તેથી ક્રોધ ચડવાથી મૃત્યુનો શાપ આપ્યો ત્યારે નિમિએ પણ વસિષ્ઠને મૃત્યુનો શાપ આપ્યો, તેથી તેમણે મૃત્યુ બાદ બીજો જન્મ ધારણ કર્યો તે સંબંધે ભાગવત કહે છે કે

मित्रावरुणयोर्जज्ञे उर्वश्यां प्रपितामहः भा. स्कं. ९. अ. १३.

મિત્રાવરુણથી ઉર્વશામાં વસિષ્ઠે જન્મ ધારણ કર્યો. આ કથા પુરાણોમાંજ નહિં કિન્તુ વેદમાં પણ છે. વેદ કહે છે કે

विद्युन्न या पतन्ती दविद्योद्भरन्ती मे अप्याकाम्यानि
जनिष्ठो अपो नर्यः सुजातिः प्रोर्वशी तिरतदीर्घमायुः ॥

આ પ્રકરણમાં નિરુક્તે ઉર્વશીને દેવતા માનીને તેને દીર્ઘાયુની પ્રાર્થના કરી છે. જો ઉર્વશી મધ્યસ્થાનીય દેવતા છે તો પછી તેને ગણિકા માનવી તે શાસ્ત્રની અનભિજ્ઞતા છે. વેદ અને નિરુક્તમાં-ઉર્વશી અપ્સરા છે એ વાત પ્રસિદ્ધ છે. બીજા જન્મમાં વસિષ્ઠની મુસ્થાનીય દેવતા ઉર્વશીથી મિત્રાવરુણદ્વારા માનસિક ઉત્પત્તિ થઈ હતી. તેમનો ત્રીજો જન્મ કોઈપણ સ્થળે લખ્યો નથી.

**વાલ્મીકિ :** વાલ્મીકિને ભીલપુત્ર કહેવા તે યોગ્ય નથી બ્રહ્માના પુત્ર મહર્ષિ પ્રચેતા અને પ્રચેતાના વાલ્મીકિ. વસિષ્ઠના પ્રકરણમાં એ વાત આવી ગઈ કે પ્રચેતા બ્રહ્માના પુત્ર છે. વાલ્મીકિ પ્રચેતાના પુત્ર છે તે વાત વાલ્મીકીય રામાયણના અન્તિમ શ્લોકમાં આ પ્રમાણે છે:—

एतदाख्यानमायुष्यं रामविष्यः महोत्तरम्
कृतवान् प्रचेतसः पुत्रस्तद्ब्रह्माप्यन्वमोदत ॥

ઇતિહાસ પુરાણમાં ક્યાંય પણ એવાં ઉદાહરણો નથી કે જેથી કોઈ શૂદ્ર અથવા વૈશ્ય કર્મથી બ્રાહ્મણ બન્યો હોય એ સિદ્ધ થઈ શકે. કર્મથી વર્ણવ્યવસ્થામાં આવો ફેર થઈ શકે છે એમ સિદ્ધ કરવાના જ્યાં જ્યાં પ્રયત્નો કરવામાં આવ્યા છે ત્યાં ત્યાં વર્ણવ્યવસ્થા પ્રત્યે અનાસ્થા એજ મૂળમાં કારણભૂત હોય છે એમ કહેવું એ અતિશયોક્તિ નથી.

❦ ❦ ❦

# આપણા લગ્નવિધીમાંની ભાવના

❧

શ્રી. ડોલરરાય રં. માંકડ
એમ. એ.

સમય પ્રગતિમાન છે. વર્તમાન પ્રજા જે સમય જુવે છે, તે સમય પોતાની સાથે ભૂતકાળનાં કેટલાંયે સંસ્મરણો લાવે છે. વર્તમાન વિચારકનું કામ, પ્રગતિને અનુકૂળ રહી. ભૂતકાળનાં કેટલાં તત્ત્વો સુસંબદ્ધ અને અનુકરણીય છે તે નક્કી કરી, તેને સ્વીકારવાનું છે. એટલા માટેજ ધર્મનાં જૂદાં જૂદાં રૂપો અને ક્રિયાઓને બુદ્ધિવાદની કસોટીએ ચડાવીને તાવી જોવાનો પ્રસંગ આવી લાગ્યો છે.

સંવાદી અને મધુર ગૃહસ્થજીવન ગાળવા માટે, લગ્નની સફલતા જરૂરી છે. જે લગ્ન ઉપર જીવનની એકેએક પળ અવલમ્બી રહે છે તે લગ્ન પોતેજ જીવનરૂપ છે. એટલે લગ્નનો પ્રશ્ન અતિ ગૂઢ અને અગત્યનો છે. જીવનના ગંભીરતમ આ પ્રસંગને પણ આજે તો આપણે વેડફી નાખીએ છીએ-પશુની જેમ કે તેથી પણ ખરાબ રીતે આપણે લગ્નવિધિ તરફ વર્તીએ છીએ. લગ્નનું પૂરૂં રહસ્ય સમજવા વરવધુને લગ્નવિધિ બરાબર સમજવાની પહેલી જરૂર છે. આજે તો નથી સમજતો વર કે નથી સમજતી કન્યા, નથી સમજતો આચાર્ય કે નથી સમજતો કન્યાદાતા-કે આ જે થાય છે તે શું છે ? આચાર્ય, પરણનારને અને પરણાવનારને અજાણી એવી કોઈ ભાષામાં અશુદ્ધ ઉચ્ચારે કંઈક ગોટા વાળે છે. કન્યાદાતા એમ સમજે છે કે 'મેં કન્યા આપી' અને પ્રતિગ્રહિતા એમ સમજે છે કે 'મેં વહુ સ્વીકારી.' પણ આખા યે ક્રિયાની પછવાડે રહેલી ભાવના થોડા જ સમજે છે કે સમજવાનો પ્રયત્ન કરે છે.

આજે આપણા વિવાહવિધિમાંનું પ્રચલિત સૂર્યાસૂક્ત તે આપણું આદ્ય લગ્નસૂક્ત. ઋગ્વેદમાં લગ્નનું અમુક ચોક્કસ સ્વરૂપ હતું તે સૂર્યાસૂક્ત પૂરવાર કરે છે. પછીનાં ગૃહ્યસૂત્રો વિવાહવિધિનાં વિશિષ્ટ સ્વરૂપોનાં વર્ણનો આપે છે. આ ગૃહ્યસૂત્રો ઉપરથી મૂળ ભાવનાને કાયમ રાખી, આજના આપણા લગ્નવિધિઓ ઘડાયા છે. આ વિધિઓ દેશદેશાવરમાં જૂદા હતા એમ અશ્વલાયન તેને 'ઉચ્ચાવચા.' કહે છે તેથી સમજાય છે. અને છતાં કોઈપણ શાખાનાં ગૃહ્યસૂત્રને લ્યો, (એક શાંખાયન ગૃહ્યસૂત્રમાં કંઈક મૂલગત ભેદ જેવું લાગે છે) બધામાં અન્તર્ગત ભાવના એક જ છે.

જૂદાં જૂદાં ગૃહ્યસૂત્રોને વિવાહસંસ્કાર પૂરતાં તપાસો. લગ્નની ભાવનામાં આપણા પૂર્વજોએ મૂકેલાં બીજ આજના કોઈ પણ સુધરેલા દેશને અભિમાન ધરાવવા લાયક છે. આપણા વિવાહવિધિની અન્તર્ગત ભાવનાઓ આટલી:

(૧) વરવધૂના આત્માનું ઐક્ય· ફેરા ફરતાં વરે નીચેનો મંત્ર બોલવાનો હોય છે.-'એ હું છું, તે તું છો: તે તું છો એ હું છું. હું દ્યૌ, તું પૃથિવી; સામ હું, ઋચા તું; તે આપણે બે પરણીએ, પ્રજા ઉત્પન્ન કરીએ. (એકબીજાને) પ્રિય, પ્રકાશિત, સારાં મનવાળાં આપણે બે સો વર્ષ જીવીએ."

ઉપરનો મંત્ર વરવહુ પાસે ઉચ્ચતમ ભાવના મૂકે છે. પરિણીત વરવધૂ વચ્ચે જો આત્માનું ઐક્ય ન થાય, જો તેઓ એકબીજાના પૂરક ન બને તો જીવનચક્ર ચાલી શકે નહીં આપણા શાસ્ત્રોએ વરવધૂનો એટલે સ્ત્રીપુરુષનો વિકાસ એકજ દિશામાં થાય એ સિદ્ધાન્તને કદી પણ ટેકો આપ્યો નથી આજના જમાનાને બને એમ જોઈએ પણ જીવનમાં સાથે રહેનારને કંઈ એકજ ચીલામાં મુસાફરી કરવાની નથી હોતી. અને તેથીજ આપણા આર્યદ્રષ્ટાઓ વરવધૂને એકબીજાના પૂરક માનતા 'સામ તુ તો ઋચા હું' કેટલી સુન્દર કલ્પના! એક કવિ, તો બીજી એની કવિતાને સંગીતમાં–જીવનસંગીતમાં–ઉતારતી પ્રેરણાદેવી ધાવા પૃથિવીની જેવી જોડી તેવી વરવધૂની એક બીજાથી જૂદા અને છતા એક જૂદા વિશિષ્ટ ધર્મોમા, પણ તેમના આત્માઓ તો આકાશને પૃથ્વીની કિનારીઓ જેમ ક્ષિતિજમા એકમેકમા મળી જાય તેમ એકબીજામા ઐક્ય અનુભવે છે અને ત્યારે જુદાઈ ક્યાથી રહે? જીવનના વ્યવહારમા એકબીજાના પૂરક અને પરમાર્થમા બન્ને એક કેટલી સુભગ કલ્પના! કેટલી ભવ્ય ભાવના!

લગ્નનો એક હેતુ પ્રજોત્પત્તિ છે ખરો ને? તેને પણ આપણા શાસ્ત્રકારો ભૂલ્યા નથી પણ તેને જીવનનુ પ્રધાન કાર્ય નથી ગણ્યુ, તેમજ તદ્દન અધમ કાર્ય પણ નથી ગણ્યુ પોતે જે જાતિમા જન્મ્યા તેની સંતતિ ( CONTINUITY ) રાખવાની પવિત્ર ફરજ વરવધૂની છેજ ને? અને આ ધર્મ પવિત્ર છે, તેમા બન્નેનો પૂર્ણ સહકાર જોઈએ એના વિચારવીજ ઋષિ વરના મોમા 'प्रजा प्रजनयावहै' શબ્દો મૂકે છે પ્રજોત્પત્તિનો ભાર પણ બન્નેને માથે છે, અને જેમ ધર્મ, અર્થ અને મોક્ષને જીવનમા સ્થાન છે, તેમ પવિત્ર ફરજ તરીકે કામને પણ જીવનમા સ્થાન છે

(૨) "ॐ सम्राज्ञी श्वशुरे भव, सम्राज्ञी श्वश्र्वां भव, ननान्दरि सम्राज्ञी भव, सम्राज्ञी अधि देवृषु।"

વધૂ હવે વરના ઘરની અધિષ્ઠાત્રી–ગૃહિણી–બને છે સાસુ, સસરો, નણંદ, દીયર વગેરે ઉપર તેનું અધિષ્ઠાતૃત્વ સ્થપાય છે એમા ઉદ્ધતાઈ નથી, પરંતુ ગૃહસ્થાશ્રમની ગંભીરતાનો ખ્યાલ છે વરનું પરણ્યા પછી ગૃહસ્થાશ્રમ મંડાયો, તો પછી નવી આવનાર વહુ ઘરની રાણી બનેજ ને? સાસરે જનારી આર્ય વધૂ નાની અણસમજણી છોકરી નહોતી તે તો આખા યે ઘરનુ સૂત્ર કુશળતાથી ચલાવી શકે તેવી મોટી ઉમ્મર લાયક, ગંભીર અને શિક્ષિત હતી લગ્નજીવનનુ સર્વસામાન્ય એવુ આ પહેલું પગથીઉં ગણાય ઘર ગૃહિણીનું, ગૃહિણી વગર ઘર દીપે નહીં એમ આજે પણ આપણે માનીએ છીએ અને આર્ય વહુને આ પાઠ લગ્ન વખતેજ મળી જતો

(૩) હવે વરના સુખદુઃખમા સરખો ભાગ લેવાને વહુ તૈયાર છે, પવિત્ર ફરજથી બન્ને એકબીજાના સુખદુઃખમા ભાગ લેવા બંધાય છે ગમે તેવા સંયોગોમા પત્નીએ મક્કમ રહેવુ એમ શિલાધિરોહણની ક્રિયાથી સમજાય છે

(૪) સપ્તપદી ભૌતિક સુખની ગણના કરે છે, પણ છેલ્લે પગલે વળી પાછો ઉચ્ચતમ આદર્શ આવે છે

"एष एकपदी भव, ऊर्जे द्विपदी भव, रायस्पोषाय त्रिपदी भव, मयोभव्याय चतुष्पदी भव, पशुभ्यः पंचपदी भव, ऋतुभ्यः षट्पदी भव, सखा सप्तपदी भव।"

"આ એક પગલુ બીજે પગલે બળ, ત્રીજે પગલે ધન ને પોષણ, ચોથે પગલે સુખની ઉત્પત્તિ, પાંચમે પગલે ઢોરઢાંખર, છઠ્ઠે પગલે ઋતુઓ અને સાતમે પગલે મિત્ર થા."

અશ્વલાયનના ગૃહ્યસૂત્રમા આની પછી 'મને અનુવ્રતા ભવ' એમ છે દરેક પગલાનો હેતુ મંત્રમા જ સોંપ્યો છે હિરણ્યકેશી ગૃહ્યસૂત્ર (૧,૭,૨૧,૨) કંઈક વધુ સમજાવે એવો મંત્ર નોંધે છે.

"સાત પગલાથી આપણે મિત્ર થયા છીએ તારી સાથે મારી મિત્રતા થાઓ તારી મિત્રતાથી હુ કદી વિખૂટો ન પડુ, મારી મિત્રતાથી તુ કદી વિખૂટી ન પડ"

આ એમ સિદ્ધ કરે છે કે હિન્દુ લગ્ન સહચાર અને સહજીવનના તત્ત્વ ઉપર રચાયુ છે સાદા વૈદિક કાળના વિધિને આજના વિકસિત વિચારોની રીતે સમજાવીએ તો એમ કહી શકાય કે વૈદિક લગ્નવિધિ આકસ્મિક બન્ધનમા માનતો નથી લગ્નનો વિધિ પૂરો થયા પછી પણ, જ્યાસુધી વરવધૂ સહજીવન ન ગાળે ત્યાસુધી, તેમની વચ્ચે શુદ્ધ પ્રેમ, હૃદયનુ અદ્વૈત થાય તેવો પ્રેમ નજ જામે. આ સપ્તપદીનો વિધિ, કેમ જાણે, ભવભૂતિના 'कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थित' વાળા ગભીર અને અનુપમ તાત્ત્વિક સિદ્ધાન્તમા બીજની આગાહી કરતો હોય એમ લાગે છે ગમે તેવા શુદ્ધ અને નિર્દોષ ભાવોથી લગ્ન થયુ હોય પણ કાલવહને જ સ્નેહસાર આવે અને જીવનમા અમુક કાળ સાથે ગાળ્યા વગર બન્ને વચ્ચે મિત્રતા ન જામે એમ બતાવનાર આ સપ્તપદી, પ્રેમના આ તત્ત્વજ્ઞાનના મણરૂપે હિન્દુ સમાજમા રહી છે માટે તો સપ્તપદી વગરના હિન્દુ લગ્ન આજે પણ અપૂર્ણ ગણાય છે ૭ ૭ પગના સાથે મળાય આટલુ આટલુ સાથે મેળવાય એ સહચારનુ પરિણામ પરસ્પર મિત્રતામા પરિણમે એમ આપણો લગ્નવિધિ ભાર દઈને સ્પષ્ટ કરે છે

અને આજનો પ્રખરતમ સુધારક પણ લગ્નની ભાવનામા અન્યોન્ય શુદ્ધ મિત્રતાના અને આત્માના ઐક્યના તત્ત્વ સિવાય બીજુ શુ માગે છે ? અને આ તો આપણો વૈદિક વિધિ પુરાણા કાળથી માનતો-મનાવતો આવ્યો છે

પણ આજે અજ્ઞાનમા સબડતા આપણે લગ્નભાવનાને ઓળખીને સમજવાને લાયક રહ્યા નથી આજનો આપણો લગ્નવિધિ ઉપહાસરૂપ છે રહસ્ય સમજ્યા વગરનો વિધિ શા કામનો ?

અનેકવિધ અધ પાતના આ જમાનામા, લગ્નનુ મહત્ત્વ સમજાશે તોજ સમાજનુ સમાજત્વ રહેશે, તોજ જ્ઞાતિનું જ્ઞાતિત્વ રહેશે અને મનુષ્યનુ મનુષ્યત્વ રહેશે જ્યાસુધી સંસ્કૃતિમંગલ લગ્નને બાળકની રમત જેટલી બેદરકારીથી પતાવાય છે ત્યાસુધી ગૃહદેવતાઓ કેમ અવતરે ? જ્યા અજ્ઞાન અને અંધકાર ઉપર જીવન રચાય છે ત્યા જ્ઞાન અને પ્રકાશની આશા ક્યાથી રખાય ? માટે જ કહીએ છીએ કે નવસસ્કરણનો યુગ આવી લાગ્યો છે આજનો યુવાન, આજનો ભારતપુત્ર પોતાના પ્રાચીન વારસાને ઉજાળશે નહિ કે ?



It appears to me that Hindu law and religion on the subject of marriage are one and the same thing, that must be adopted as a whole or renounced as a whole, that if a man objects to the Hindu law of marriage he objects to an essential part of the Hindu religion, ceases to be a Hindu and must be dealt with according to the laws which relate to persons in such a position

—*Sir James Fitz. Stephen*

# આર્ય લગ્ન

( અનુષ્ટુપ્ )

અહા ! આદર્શ શી વિશ્વે, આર્યની લગ્ન ભાવના;
ભર્યાં છે ધર્મનાં તત્ત્વો, નીતિનાં સૂત્ર શોભતાં.

( વસંતતિલકા )

છે લગ્ન આશય ન મોજમજાહ માટે;
ધાર્મિક કાર્ય કરવાં મળી બેઉ સાથે;
સંતાનને પણ સુશિક્ષિત એ બનાવે;
જે કાર્ય ઉજ્જ્વલ કરી કુલને ઉદ્ધારે.

છે લગ્ન અક્ષય ઉલ્લાસ તણી જ ધારા,
ઊડે હમેશ રસ–સ્નેહ તણા ફુવારા;
છો કાયથી પર તથાપિ મને કરીને;
બે એકરૂપ બની સ્વર્ગિય સુખ માણે.

અગ્નિ, ગુરુ, સમીપ લગ્નગ્રથી ગૂંથીને,
માંડી રહ્યાં સુપગલાં પ્રભુતા મહીં એ;
સંસાર અબ્ધિ મહીં નાવ ચલાવવાને;
આશાભર્યાં નવલ યુગલ શાં સુહાયે.

પાળે શુચિ નિયમ સપ્તપદી પ્રમાણે,
'કૌમુદી–ચંદ્ર' 'રતિ–મન્મથ' શાં પ્રકાશે;
શ્રૃંગાર અંગ શીલના ધરતાં સુભાવે;
આદર્શ યુગ્મ ગણી સૌ જગમાં વધાવે.

( શાર્દૂલવિક્રીડિત )

તેની આશિષ સ્નેહી ને સ્વજનની, માબાપની લાડકી,
શીળી છાંય ત્યજી પિતા સદનની, લગ્ને બની પારકી;
હૈયામાં ઘડી હર્ષ શોક ઉભરે, લજ્જાળુ શી કંપતી;
પીળાં મંગલવસ્ત્રમાં દીપી રહી, માંગલ્યમૂર્તિ સમી.

( વસંતતિલકા )

આજ્ઞા શ્વસુરગૃહમાં સહુની ઉઠાવી,
માતા પિતાની શીખ અંતરમાં ઉતારી;
રંભા સરિખી પતિમન્દિર એ દીપાવે;
કુસુમવેલી સમ સુરભિ શી પ્રસારે.

( શાર્દૂલવિક્રીડિત )

ધારીને ગૃહરાજ્યદંડ ગૃહમાં, રાજ્ઞી સમી રાજતી,
થાતી સાહ્ય ક્ષણે ક્ષણે પ્રીતમને, શાન્તિ સુધા સીંચતી;
અર્પ્યા છે અધિકાર ઊચ્ચ રમણી—ને હિન્દુ સંસારમાં;
આનાથી અભિલાષ હોય વધુ શો, બાલા તણા ઉરમાં.

( અનુષ્ટુપ્ )

'પુત્રી તો સાસરે સોહે', ભાવના આર્યની રૂડી;
'રહો અખંડ સૌભાગ્યે', અર્પતાં આશિષો ઊંડી.

અહા! આદર્શ શી વિશ્વે, આર્યની લગ્ન ભાવના;
ભર્યાં છે ધર્મનાં તત્ત્વો, નીતિનાં સૂત્ર શોભતાં.

સૌ. દીપકબા દેસાઈ



# સનાતન ધર્મનું વ્યાપક સ્વરૂપ તથા અત્યારની પરિસ્થિતિ

રા. મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા
એમ એ, એલ એલ બી, સોલીસિટર,
વિદ્યાસાગર, વેદાંતભૂષણ

कटाक्षकिरणाचान्तनमन्मोहाब्धये नमः ।
अनन्तानन्दकृष्णाय जगन्मङ्गलमूर्तये ॥

હાલમાં આપણો દેશ ઘણીજ ગંભીર તથા કટોકટીની પરિસ્થિતિમા મુકાયલો જોવામા આવે છે અને જુદા જુદા પુરુષો, જીવનનો તેઓએ કલ્પેલો અર્થ સાધવા રાજકીય આર્થિક સામાજીક, વ્યાવહારિક વિગેરે જુદી જુદી પ્રવૃત્તિમા પ્રયાસ કરતા માલમ પડે છે તે સર્વમા હિન્દુ સનાતન ધર્માનુયાયી પ્રજા કયુ સ્થાન ધરાવે છે તથા ધર્મ માટે તેઓની કેવી ભાવના તથા વૃત્તિ છે તે વિષે વિચાર કરવાનુ આપણે માટે હાલને સમયે અતિ આવશ્યક તથા ઉપયોગી થઈ પડશે

ઐતિહાસિક દ્રષ્ટિએ વિચાર કરતા આપણુને સહજ સમજાશે કે વૈદિક કાળના સમયની હિંદુપ્રજાની ધર્મની ભાવનામા તથા હાલની વીસમી સદીની ભાવનામા આસમાન ને જમીનના જેટલો અંતરાય પડી ગયો છે પાશ્ચિમાત્ય પ્રજાની વ્યામોહક કહેવાતી સંસ્કૃતિની છાપથી હિંદુ પ્રજામા સ્વધર્મને માટે વૈમનસ્ય, દુર્બળતા તથા ગ્લાનિ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે તથા હિંદુ સનાતન ધર્મની પ્રાચીન ઉત્કૃષ્ટ તથા વિશાળ ભાવનામા પણ ઘણો મોટો ફેરફાર થયેલો જોવામા આવે છે

ભારતવર્ષનો એક એવો પણ વખત હતો કે જ્યારે અધ્યાત્મવાદનો દેદીપ્યમાન જ્યોતિર્મય ભાનુ પ્રાચી દિશામાથી સમસ્ત વિશ્વને પોતાના આ હ્લાદમય કિરણોથી પ્રકાશિત કરી રહ્યો હતો ને સર્વત્ર ઐક્ય, અભેદ તથા અદ્વૈત ભાવનાનો વિજયવાવટો ફરકાવી રહ્યો હતો તથા હિંદુ સનાતન ધર્માનુયાયી સમસ્ત પ્રજામા સગઠન, સંપ, સુખ ને બંધુપ્રેમ ચતુર્દિશામા ફેલાઇ રહ્યા હતા પણ હાલમા આપણી તેજ પવિત્ર ભૂમિમા આપણે શુ જોઈએ છીએ? સમસ્ત હિંદુપ્રજામા ભેદભાવો, કુસંપ વિભિન્ન થયેલી અસખ્ય જ્ઞાતિઓ, પેટા જ્ઞાતિઓ, વાડા, સપ્રદાયો તથા તેમા પરસ્પર વિરોધ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે સનાતન હિંદુ ધર્મનો આધાર અદ્વૈત સિદ્ધાન્તના પ્રકાશાત્મક જ્ઞાનબળની પીઠિકાપરજ રહેલો છે અને પાયા વગરના સાત માળના ગગનચુંબી મહેલની જેમ તેની સ્થિતિ અત્યારે થઇ રહેલી જોવામા આવે છે સનાતન વર્ણાશ્રમ ધર્માનુયાયી હિંદુપ્રજાના મૂળ ચાર વર્ણો કે જેની ઉત્પત્તિ વેદધર્મ પ્રમાણે સચ્ચિદાનંદ ભૂમારૂપ પુરુષોત્તમ ભગવાનના અંગમાથી થયેલી છે તેની ધર્મની ભાવનામા પણ ઘણો મોટો હ્રાસ થયેલો જોવામા આવે છે અને હિંદુ ચાતુર્વર્ણ્યપ્રજામા કોઈપણ જાતનુ એકીકરણ ( CO ORDINATION ) જોવામા આવતુ નથી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્ર એમ ચાર મૂળ વર્ણોમા તથા તેના પેટાવર્ગોમા કોઈપણ જાતનો સહકાર તથા નિકટનો સ્વાભાવિક સબંધ જોવામા આવતો નથી ઉલટુ તે સબંધ લગભગ નષ્ટપ્રાય થયેલો જોવામા આવે છે અને પરિણામે હિંદુપ્રજામા અધ્યાત્મબળ, સામાજીક ઐક્ય, તથા સાચી સ્વતંત્રતાની રાષ્ટ્રીય ભાવના એ સર્વ ઘણા શિથિલ થઈ ગયા છે ઘણીવાર ધર્મને નામે દોરવાઈ જઇને, ધર્માન્ધપણાથી હિંદુ

પ્રજાના કેટલાએક વર્ગમાં આંતરવિગ્રહ તથા સંઘર્ષણ અવારનવાર આપણા જોવામાં આવે છે. સનાતન હિંદુધર્મના મૌલિકસ્વરૂપને વિષે પણ લોકોમાં એક મત જોવામાં આવતો નથી. વૈદિક લોકો યજ્ઞયાગ તથા કર્મકાંડ તેનેજ સનાતન ધર્મ સમજે છે. પૌરાણિક લોકો પોતાના ઇષ્ટઆરાધ્ય દેવતાનેજ સર્વસ્વ સમજી તેમાંજ હિંદુધર્મનો સમાવેશ થયેલો માને છે. સાંપ્રદાયિક વૈષ્ણવ તથા શૈવલોકો પોતાના સંપ્રદાયમાં પ્રચલિત દેવ તથા અવતાર ઇત્યાદિની ભક્તિમાંજ હિંદુ ધર્મનું પર્યવસાન સમજે છે. આધુનિક કેટલાએક સન્યાસી તથા સાધુ લોકો ઔપનિષદ્‌વિદ્યાના રહસ્યજ્ઞાનને અભાવે કેવલ સન્યાસ ધર્મનેજ સમસ્ત હિંદુ ધર્મ સમજે છે. તથા વર્ણાશ્રમી કેટલીક પ્રજા કેવલ વર્ણાશ્રમધર્મના નિયમો તથા પોતપોતાની જ્ઞાતિમાં પ્રચલિત રીતરીવાજોનેજ હિંદુધર્મ સમજે છે. ઉપરના તમામ મતો એકદેશીય તથા દોષગ્રસ્ત છે. તથા તે મત ધરાવનાર લોકો સનાતન હિંદુધર્મના વ્યાપક સ્વરૂપના જ્ઞાનથી વંચિત છે એમ કોઇપણ સુજ્ઞ પુરુષ સમજી શકશે. હિંદુ ધર્મનું સ્વરૂપ વિશ્વવ્યાપક તથા અમર્યાદિત છે. સમસ્ત જગતના લોકોના ધર્મોની સાથે સરખાવતાં આપણને સમજાશે કે હિંદુધર્મ અમુક દેશના લોકને માટેજ રચવામાં આવ્યો નથી. તેમ તેનું સ્વરૂપ અમુક સંપ્રદાય તથા અમુક વર્ણની પ્રજાને માટેજ નથી; પણ તે ધર્મ વિશ્વવ્યાપક છે ને તેમાં સચરાચર જડ તથા ચૈતન્યાત્મક વિશ્વના ધર્મનો સમાવેશ થાય છે.

ધર્મ શબ્દની વ્યુત્પત્તિ ધૃ એટલે ધારણ કરવું એ ધાતુપરથી થાય છે. એટલે જે શાસનથી વિશ્વનો દરેક સ્થાવર જંગમ પદાર્થ પોતાની મર્યાદિત કક્ષામાં સ્થિર રહી શકે ને તે દ્વારા તેને અધઃપાતમાંથી બચાવે તે શાસન અથવા નિયમનું નામ ધર્મ. જુઓ, બૃહદારણ્યક ઉપનિષદ્: एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचंद्रमसौ विधृतौ तिष्ठतः । આ પરમાત્માના શાસનથી હે ગાર્ગિ સૂર્ય તથા ચંદ્ર પોતાના કાર્યક્ષેત્રમાં સ્થિતિ ટકાવી શકે છે. આ શાસનનું નામજ ધર્મ. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં તેનેજ સ્વધર્મ કહેવામાં આવ્યો છે. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः (ભ. ગી.) એટલે દરેક મનુષ્યને પોતાને માટે શાસ્ત્રનિર્દિષ્ટ ધર્મનું પાલન કરવામાં મૃત્યુ આવે તો તે પણ શ્રેયસ્કર છે પણ સ્વધર્મને છોડી પરાયા મનુષ્યને માટે નિર્દિષ્ટ કરાયલો ધર્મ ભયને આવાહનકારક છે.

તો પછી સહજ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે સ્વધર્મ એટલે શું ? સ્વધર્મનો અર્થ આપણાથી શાસ્ત્રદ્વારા સહેલાઇથી સમજી શકાય છે ને ધર્મનું તેવું જ્ઞાન જો આપણે મેળવીએ તોજ આપણે તેને સહજમાં વ્યવહારમાં ઉતારી શકીએ ને તદનુસાર સમજી વિચારીને આપણાં કાર્યો સહેલાઇથી કરી શકીએ. શ્રી ગીતામાં કહ્યું છે કે तस्मान्छास्त्रं प्रमाणं ते कार्याकार्ये व्यवस्थितौ (ભ. ગી.) એટલે આપણે અમુક કાર્ય કરવું કે ન કરવું અથવા કરવું તો કયું કાર્ય કરવું એ સંબંધે આપણા કર્તવ્યનું સાચું જ્ઞાન જે ધર્મ આપણને આપે તેજ આપણો સ્વધર્મ કહેવાય. અહીંયાં ધર્મ શબ્દનો વિશાળ અર્થ થાય છે ને તેમાં કર્તવ્યપરાયણ વૃત્તિ, ફરજ તથા કાયદો એવા અર્થનો સમાવેશ થાય છે. આપણા ધર્મનું યથાર્થ જ્ઞાન આપણને ભગવાન્ મનુ, વસિષ્ઠ, વ્યાસ વિગેરે બહુશ્રુત તથા અનુભવી ઋષિઓથી રચિત શાસ્ત્રગ્રન્થોદ્વારાજ સહેલાઇથી મળી શકે છે કારણકે મહાભારતમાં કહ્યું છે તેમ ધર્મનું સાચું રહસ્ય જ્ઞાન ઘણું ગૂઢ તથા સૂક્ષ્મ છે. धर्मस्य तत्त्वं निहितं गुहायां (મ. ભા.) અને તેનો ઉકેલ શાસ્ત્રની મદદ વગર આપણી પોતાની બુદ્ધિથી સહેલાઇથી થઇ શકતો નથી. માટેજ ધર્મની બાબતમાં શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વગેરે શાસ્ત્રો આપણને પ્રમાણ ગ્રંથો છે ને તેમાં નિર્દિષ્ટ કરેલા ધર્મોના પરિપાલનમાંજ આપણું કલ્યાણ છે. અત્રે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે હિંદુ ધર્મશાસ્ત્રો ઇતર ધર્મોની જેમ આપણી પાસે બળજબરીથી તેના શાસનોનું ( ORDINANCES ) પરિપાલન કરાવતાં નથી, અને છેવટનું કાર્ય કરવામાં આપણી આત્મિક સ્વતંત્રતાની ક્ષતિ કરવામાં આવતી નથી. સનાતન ધર્મના સિદ્ધાંત પ્રમાણે ધર્મશાસ્ત્રો આપણા કર્તવ્યના ગુણદોષ તથા તેના ફળનું તારતમ્ય

સમજાવી અનેક તાર્કિક યુક્તિઓથી તથા અનેક રોચક દૃષ્ટાન્તોથી તથા અર્થવાદથી આપણી તે કાર્યમા અભિરૂચિ ઉત્પન્ન કરે છે કે જેથી આપણે પોતેજ તે કાર્ય આપણી પોતાની સ્વેચ્છાથી (FREEDOM OF CHOICE) તથા નિશ્ચયાત્મક બુદ્ધિથી આપણી ફરજ સમજી કરવા પ્રેરાઇએ. એટલે કોઈપણ કાર્ય કરવામાં આપણા અંતરાત્માની સ્વતંત્રતાને કોઈપણ જાતનો બાધ આવી શકતો નથી. માટે જ ભગવાન્ શંકરાચાર્યે કહ્યુ છે કે *ज्ञापक हि शास्त्र न कारक* શાસ્ત્રો માત્ર આપણને આપણી સંસારયાત્રામાં જ્ઞાન આપી માર્ગદર્શક થાય છે પણ કંઈ આપણને બળજબરીથી કાર્ય કરવા ફરજ પાડતાં નથી. એટલે મનુષ્યકૃત કૃત્રિમ કાયદાની જેમ શાસ્ત્રો આપણને ગુલામી ઝુસરીમા નાખતા નથી પણ આત્મિક સ્વતંત્રતા કાયમ રાખી આપણને યથાયોગ્ય એવા સ્વધર્મનુ યથાર્થ જ્ઞાન આપી આપણને સ્વાશ્રયી બનાવી આપણા પોતામાં રહેલા અંતર્યામીની અનંત શક્તિની પ્રેરણાથી આપણને આપણી સંસારયાત્રામાં સીધે ને સરળ માર્ગે મુકી આપણે ધારેલે ઠેકાણે સલામતીથી પહોંચાડે છે.

મનુષ્યમાત્ર જન્મથીજ રાજસી પ્રકૃતિવાળો હોય છે ને તે દૈવી પ્રકૃતિ તથા આસુરી પ્રકૃતિ એમ બે મિશ્ર પ્રકૃતિ સહિત જન્મે છે જેમાની દૈવી પ્રકૃતિ શાંત હોય છે અને આસુરી પ્રકૃતિ પ્રબળ હોય છે. દૈવી પ્રકૃતિ સાત્વિક છે જ્યારે આસુરી પ્રકૃતિ તામસી છે. દૈવી પ્રકૃતિ મનુષ્યને ઉંચે માર્ગે લઈ જઈ દેવ બનાવે છે જ્યારે આસુરી પ્રકૃતિ અધોમાર્ગે લઈ જઈ તેને અસુર અથવા પશુમય ગુણવાળો બનાવે છે. હિંદુ ધર્મમા ઉપરની બે પ્રકૃતિઓ યહુદી, જરથોસ્તી તથા મુસ્લીમ ધર્મની જેમ પરસ્પર સ્વતંત્ર તથા ભિન્ન બતાવી નથી એટલે અધ્યાત્મવિદ્યાના પીઠબળથી આ દેખીતી વિરોધી પ્રકૃતિઓનું અધિષ્ઠાન ઇતર ધર્મની જેમ ઇશ્વર (GOD) અને શયતાન (SATAN) એમ પરસ્પર વિરોધી દ્વૈતરૂપે (DUALISTIC) વ્યતિરિક્ત હોતું નથી, પણ તેનુ અધિષ્ઠાન એક અદ્વૈત સચ્ચિદાનંદ પરમાત્માજ છે, અને તેની અખંડ, અનંત શક્તિના આશ્રયમાંજ તે અધીન રહે છે. જો શાસ્ત્રનિર્દિષ્ટ તથા આપણી સ્વેચ્છાથી સ્વીકાર્યે સ્વધર્મના નિયમોનુ યોગ્ય પરિપાલન કરવામા આવે તો ઇશ્વરી શક્તિ દૈવીરૂપ ધારણ કરી આપણને માર્ગદર્શક બને છે પણ જો તેથી ઉલ્ટુ શાસ્ત્રના નિયમોનુ ઉલ્લંઘન કરી સ્વચ્છંદે કાર્ય કરવામા આવે તો તેજ ઇશ્વરી શક્તિ આસુરી સ્વરૂપ ધારણ કરે છે ને આપણને અધોગતિને માર્ગે લઈ જઈ આપણો સંહાર કરે છે. એટલે પરમકૃપાળુ જગન્માતા અંબિકા કાલિકાનુ સ્વરૂપ ધારણ કરી પાપી પુરૂષોનો તેઓનાજ કરેલા કર્મોના ફળરૂપે તેઓનેજ હાથે ઇશ્વરી કાયદાથી ન્યાયપુરસર સહજમા નાશ કરે છે. જુઓ શ્રુતિ एष हि एव साधु कर्म कारयति त यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एष उ एवासाधु कर्म कारयति त यमधो निनीषते (કૌ. ૩) આ ઉપરથી એટલો ફલિતાર્થ નીકળે છે કે દરેક માણસે શાસ્ત્રનુ યથાર્થ જ્ઞાન મેળવી પ્રભુમા એ એકનિષ્ઠ ભક્તિ રાખી ધર્મપરાયણ માર્ગનો આશ્રય લેવો જોઇએ કે જેથી તેના આ લોકનાં સર્વ કાર્યો સહેલાઇથી આટોપાઈ જાય ને આખરે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી તે પુરુષ સંસારબંધમાથી મુક્ત થઇ સાચી આધ્યાત્મિક સ્વતંત્રતા, મુક્તિ તથા અનંત સુખામૃતના રસાસ્વાદનો પ્રત્યક્ષ અનુભવ કરવા ભાગ્યશાળી થાય. સનાતન હિંદુધર્મના મૂળ સિદ્ધાન્તનો સાર શ્રીમદ્ભગવદ્ગીતામા ઘણી સુન્દર રીતે આપવામા આવ્યો છે ને તે વ્યવહારમાં બહુ ઉપયોગી છે. શ્રી ગીતામા વેદાંતના અદ્વૈત સિદ્ધાંતનુ પીઠબળ કાયમ રાખી, નિષ્કામ કર્મ, એકનિષ્ઠ ભક્તિ તથા અદ્વૈતજ્ઞાનનો સુંદર સમભાવ (HARMONY) જાળવવામાં આવ્યો છે અને તેજ ખરો સનાતન હિંદુધર્મ છે જેમાં કોઈપણ જાતના વિરોધ કે વિખવાદને સ્થાનજ નથી માટેજ શાસ્ત્રમા કહ્યુ છે કે अय निज परोवेति गणना लघुचेतसाम् । उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ।

હવે આપણે પાશ્ચિમાત્ય તથા પૌરસ્ત્ય સંસ્કૃતિના આદર્શોમા શુ તારતમ્ય છે તેનો વિચાર કરીએ. પશ્ચિમની સંસ્કૃતિનુ પર્યવસાન માત્ર સ્વાર્થ તથા અહવૃત્તિ (SELF-AGGRANDISEMENT) નું પોષણ

કરવામાંજ જોવામાં આવે છે અને પરિણામે સમાજમાં મુડીવાદ (CAPITALISM) કોમીવાદ (COMMUNALISM) સામ્યવાદ (COMMUNISM & BOLSHEVISM) વિગેરે ઝેરી તથા હાનિકારક વિષયવાદો ચોગરદમ ફેલાયલા જોવામાં આવે છે અને તે સંસ્કૃતિની અંધ નકલથી આપણા દેશમાં પણ તેના ચેપી રોગો ફરી વળ્યા છે. પશ્ચિમનું ધ્યેય વ્યક્તિ કે સમાજમાં હક (RIGHT) ની તથા બીજી હાનિકારક સ્પર્ધા વધારવા પ્રત્યે હોય છે. જ્યારે પૂર્વની સંસ્કૃતિનું ધ્યેય ધર્મ (DUTY) ના પાલનની ભાવના કેળવવા તરફ વધારે જોવામાં આવે છે. સમાજમાં જ્યારે પ્રતિસ્પર્ધી મનુષ્યોનું હિત સંઘર્ષણમાં આવે છે ત્યારે ક્ષુદ્ર સ્વાર્થનેજ પ્રાધાન્ય આપવામાં આવે છે ને સમાજમાં વિગ્રહનો દાવાનળ ફાટી નીકળે છે ને તેનું પરિણામ ઘણું અનિષ્ટ આવે છે. પણ સમષ્ટિની દરેક વ્યક્તિ અદ્વૈત સિદ્ધાંતપૂર્વક સ્વધર્મપુરઃસર આચરણ કરે તો સમાજમાં વિરોધને અવકાશજ ન રહે. કારણ કે ઉપર નિર્દિષ્ટ કરેલા ધર્મમાં ક્ષુદ્ર સ્વાર્થનો સમાવેશ થતો નથી પણ તેમાં દરેક મનુષ્ય ઈતર મનુષ્ય તથા સમષ્ટિને પોતાનો આત્મા ગણી તે પ્રત્યેની પોતાની ફરજ અદા કરે છે.

હવે આપણે સનાતન હિંદુ ધર્મમાં ક્યાં અંગોનો સમાવેશ થાય છે તેનો વિચાર કરીએ. હિંદુધર્મમાં શૌચાચાર તથા સદાચાર એ બે અગત્યના અંશોનો સમાવેશ થાય છે. તેને સાધારણ યા સામાન્ય ધર્મ પણ કહેવામાં આવે છે. દરેક ધર્મમાં આચારને જ અગત્યનું સ્થાન આપવામાં આવે છે કારણકે તે સક્રિય છે ને તેના પર વ્યવહારનો મોટો આધાર રહે છે. માટે જ ભગવાન્ મનુએ કહ્યું છે કે आचारः परमो धर्मः વળી મનુસ્મૃતિમાં સામાન્ય ધર્મની બાબતમાં નીચે મુજબ જણાવવામાં આવ્યું છેઃ— अहिंसा सत्यमस्तेयं शौचमिंद्रियनिग्रहः। एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः (મ. સ્મ.) એટલે સર્વ સામાન્ય ધર્મના પાંચ પેટા વિભાગ થાય છે જેવા કે ૧. અહિંસા. ૨. સત્ય (કે જે બે ગુણોએ અત્યારના રાષ્ટ્રીય સંગ્રામમાં સમસ્ત દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે તથા સન્માન ને આશ્ચર્ય ઉત્પન્ન કર્યાં છે.) ૩. અસ્તેય ને ૪. ઈંદ્રિય નિગ્રહ. આ ચારે ગુણોનો સદાચારમાં સમાવેશ થાય છે તથા ૫. શૌચ કે જેનો શૌચાચારમાં સમાવેશ થાય છે. સામાન્ય ધર્મના ઉપલા પાંચ ભાગોમાં ઈંદ્રિયનિગ્રહ, મનોનિગ્રહ તથા સંયમ એ ધર્મ અગ્રસ્થાન લઈ શકે છે. કારણકે તેના ઉપર જ બીજા તમામ ધર્મોનો આધાર રહેલો છે. પારકાના લાભને માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો તથા મહાન સંકટ ભોગવવાને પણ તૈયાર થવું એ સનાતન હિંદુ ધર્મનું રહસ્ય છે અને એનો તાજો દાખલો મહાત્મા ગાંધીજીનો છે કે જેમને ઉપલા ગુણોને લીધે યુરોપીયન પ્રજાના અનેક વિદ્વાન પુરુષો તરફથી અપૂર્વ માન મળ્યું છે. પણ તે માન ખરૂં જોતાં સનાતન હિંદુ ધર્મને ઘટે છે.

મનુષ્યમાત્રની સ્વાભાવિક પ્રવૃત્તિ સ્વાર્થી હોય છે ને બીજાને ભોગે પણ પોતાનો સ્વાર્થ સાધવા સામાન્ય પામર પુરુષો પ્રયાસ કરતા જોવામાં આવે છે. ઉપલી સ્વાર્થી વૃત્તિ રાગદ્વેષમૂલક હોય છે. ને તેમાં વિદ્વાન પુરુષ કે અજ્ઞાની પુરુષ પશુતુલ્ય જ વર્તન કરે છે. જુઓ બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય पशुभिश्चाविशेषात (બ્ર. સૂ.) તેવી સ્વાર્થી વૃત્તિનો નિગ્રહ કરવામાં આત્મસંયમન એજ એક સબલ અંકુશ યા શસ્ત્ર છે. અને તેના યથાયોગ્ય સેવનથી મનુષ્ય સ્વધર્મનું પાલન કરી શકે છે. માટે જ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જણાવ્યું છે કે इन्द्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ। तयोर्न वशमागच्छेत्तौह्यस्य परिपन्थिनौ (ભ. ગી.) ઈંદ્રિયોની વૃત્તિઓ તેના વિષયો પ્રત્યે સ્વાભાવિક રીતે રાગદ્વેષમૂલક હોય છે માટે એ બે વૃત્તિઓને કોઈએ કદીપણ વશ થવું નહીં કારણકે તે મનુષ્યના બે મહાન શત્રુ છે અને તેનો પરાજય માત્ર સંયમથી જ થઈ શકે છે.

ઉપર આપણે સનાતન હિંદુ ધર્મના સામાન્ય ધર્મોનો વિચાર કર્યો. હવે આપણે વિશેષ ધર્મનો કંઈક વિચાર કરીશું. સામાન્ય ધર્મો તે માત્ર નીતિશાસ્ત્રના સર્વ સાધારણ નિયમો છે; ને ઇતર ધર્મો જેવા કે જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, યહુદી ધર્મ, ક્રિશ્ચીયન ધર્મ, ઇસ્લામ ધર્મ વિગેરે, તે સર્વ ધર્મોમાં પણ તે નિયમો

સામાન્ય જોવામાં આવે છે ને તેનો હેતુ સામાન્ય રીતે વ્યક્તિનો નૈતિક વિકાસ કરવાનો હોય છે પણ તે ઉપરાંત હિંદુ શાસ્ત્રોએ પ્રજાના સામાજીક બંધારણની સુવ્યવસ્થા જાળવવા તથા સમસ્ત પ્રજામાં ભ્રાતૃભાવનો વધારો થાય તેવા ઉદ્દેશથી વર્ણાશ્રમ ધર્મની ઉત્તમ નૈસર્ગિક વ્યવસ્થા સમાજના લોકકલ્યાણને માટે ગુણ કર્મના વર્ગીકરણ ( DIVISION OF FUNCTIONS ) ના સિદ્ધાંતપર નિર્દિષ્ટ કરી છે તેમાં હિંદુ ધર્મના અસાધારણ અથવા વિશેષ ધર્મનો સમાવેશ થાય છે. ચાતુર્વર્ણ્ય પ્રજાની ઉત્પત્તિ પરમેશ્વરના મુખ, બાહુ, ઉરુ તથા પગ એમ ચાર અંગમાંથી થયેલી છે અને તેઓનો એક શરીરનાં અંગ જેવો પરસ્પર સંબંધ છે. એટલે પછી એક વર્ણ બીજા વર્ણની મદદ વગર કોઈપણ સામુદાયિક કાર્ય ફતેહમંદીથી કરી શકે નહીં. જો શરીરનું એક અંગ રોગી અશક્ત કે સડેલું હોય તો આપણી શરીરયાત્રા સુખરૂપે કેમ થઈ શકે ? તેજ પ્રમાણે હિંદુ પ્રજામાં શૂદ્ર તથા અસ્પૃશ્યવર્ણ જે હિંદુ પ્રજાનું એક ઉપયોગી અંગ છે, તેને જો અજ્ઞાની, નિર્ધન, નિર્બળ, રોગી તથા પછાત રાખવામાં આવે તો હિંદુ પ્રજા સામાજીક, રાષ્ટ્રીય તથા ઈતર દિશામાં પ્રગતિનું કાર્ય કેમ કરી શકે ? છતાં પણ મદ્રાસ, ગુજરાત, મલબાર વીગેરે હિંદુસ્તાનના અનેક પ્રદેશોમાં ત્રૈવર્ણિક હિંદુપ્રજાનો શુદ્રપ્રજા સાથેનો સંબંધ લગભગ તુટી ગયા જેવો છે અને તે વર્ગ પ્રત્યે ઘણી બેદરકારી રાખવામાં આવેલી જોવામાં આવે છે પણ તે સનાતન હિંદુ ધર્મના મૌલિક સિદ્ધાંતથી વિરુદ્ધ છે અને તે બાબતમા તથા આપણી જ્ઞાતિ વિગેરે બીજી સંસ્થાઓ વિગેરે કેટલીક બાબતમાં જે અનેક દોષો આપણા જોવામા આવે છે તેનો આપણે સત્વર ઉપાય કરવો જોઈએ કે જેથી ચાતુર્વર્ણ્ય પ્રજામાં ભ્રાતૃભાવનો વધારો થાય ને તે વચ્ચેનો પરસ્પરનો મૂળ સંબંધ સચવાઈ રહે.

હાલમાં પાશ્ચિમાત્ય કેળવણી તથા પદ્ધતિનો આપણા દેશમાં વિશેષ પ્રચાર થવાથી તેના કેટલાએક સારા ગુણોની સાથે દોષો પણ આપણા સમાજમાં તથા ધર્મમાં પ્રવેશ થવા પામ્યા છે અને તેના ફાંસામાંથી ઉધરતી પ્રજાને બચાવવાને ચાતુર્વર્ણ્ય પ્રજાએ તેમજ ધર્માચાર્યો, મહંતો તથા શિષ્ટવર્ગના પુરુષોએ કટિબદ્ધ થઈ સતત પ્રયાસ કરવાની જરૂર છે. એટલુંજ નહીં પણ સમસ્ત દેશમાં ઉપદેશકો, વક્તાઓ, લેખકો ઈ૦ સાધનોદ્વારા ઠેર ઠેર પ્રચારકાર્ય કરવાની ખાસ જરૂર છે. પશ્ચિમની મહામોહક સંસ્કૃતિ પાશવવૃત્તિ તથા ભંડખોરવૃત્તિને વધારે કેળવે છે ને પરિણામે નવશિક્ષિત વર્ગનાં યુવક યુવતીઓમાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ તથા અહંકારવૃત્તિની વૃદ્ધિ થયેલી જોવામાં આવે છે. એથી ઉલટું હિંદુધર્મની સંસ્કૃતિમાં પાશવવૃત્તિને આત્મસંયમનથી નિયન્ત્રિત કરી વ્યક્તિગત યા સમાજગત એકદેશીય તથા આસુરી અહંકારવૃત્તિનો નાશ કરવામાં આવે છે ને તેને બદલે વ્યષ્ટિ તથા સમષ્ટિના અંગાંગીભાવનુ યથાર્થ દિગ્દર્શન કરાવી, સ્વધર્મનું વ્યાપક સ્વરૂપ સમજાવી તથા પરાર્થ તેજ સાચો સ્વાર્થ છે એમ દર્શાવી મનુષ્યો પાસે સમાજસેવાદ્વારા પરમકૃપાળુ પરમાત્માની પરમસેવા પ્રેમથી કરાવવામાં આવે છે ને તેમનો નાસ્તિકતાની અતિ વિકરાળ તથા ભયંકર ઉંડી ખાણમાં અધ:પાત થતો અટકાવવામાં આવે છે. હિંદુધર્મ માત્ર નીતિમય શુષ્ક જીવનને જીવનનું પરમ ધ્યેય ગણતો નથી પણ પરમાત્માની પ્રાપ્તિરૂપ અંતિમ ધ્યેયને માટે જરૂરી સાધનજ ગણે છે. છેવટમાં પરમકૃપાળુ પરમાત્માને મારી આટલીજ અંતિમ પ્રાર્થના છે કે ભારતવર્ષના સનાતન ધર્માનુયાયી દરેક ભાઈ બહેનને ઉપર જણાવ્યા મુજબ હિંદુધર્મના વ્યાપક સ્વરૂપને યથાર્થ રીતે સમજી વર્તન કરવાની બુદ્ધિની પ્રેરણા કરે કે જેથી સનાતન હિંદુધર્મની અભિવૃદ્ધિ થાય ને તે દ્વારા રાષ્ટ્રીય પ્રગતિના તથા સ્વરાજ્યપ્રાપ્તિના મહાન કાર્યમાં દેશને અવશ્ય લાભ થાય.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥





पू० व्याख्यानवाचस्पति श्री आत्मस्वरूपजी महाराज

(कैवल्य स १९८७ श्रावण सुद ४)

आद्य संस्थापकः श्री सनातन वैदिक धर्मसभा, सूरत

गु प्रिं प्रेस,–मुंबई

# પૂ. વ્યા. વા. શ્રી આત્મ-સ્વરૂપજીનાં સંસ્મરણો

શ્રી. કૃષ્ણશંકર કેશવરામ જ્યોતિષી

પૂજ્યપાદ વ્યાખ્યાન વાચસ્પતિ શ્રી આત્મસ્વરૂપજી મહારાજનુ નામ ભારતવર્ષની હિન્દુ પ્રજાને અજાણ્યું નથી. તેઓએ હિમાલયથી કન્યાકુમારી સુધી અનેક વાર પર્યટન કરી સનાતન વૈદિક ધર્મ સંબંધી વ્યાખ્યાનો આપી, ભારત વર્ષમા પુરાતન ધર્મ માર્ગનો પ્રચાર કર્યો હતો. નવીન શિક્ષણથી દીક્ષિત થયેલા અનેક સ્ત્રી પુરૂષોને પણ એમણે શુભ સંસ્કાર પાડ્યા હતા અને તેમને સન્માર્ગે ચઢાવ્યા હતા. કેટલાંક વર્ષો ઉપર જ્યારે સમાજીઓ સનાતન ધર્મ ઉપર અનેક પ્રકારના આક્ષેપો કે કુતર્કો કરતા હતા, તે સમયે સનાતન ધર્મનાં તત્વોનુ તે બધાની સામે યથાર્થ અને સચોટ રીતે સમર્થન કરનારા ભારત વિખ્યાત વિદ્વાનોમાં પુજ્યપાદ શ્રી આત્મસ્વરૂપજીનું નામ વિરાજે છે. હરદ્વારના ગુરુમંડળાશ્રમના તેઓ અધિષ્ઠાતા હતા, અને સૂરતની સનાતન વૈદિક ધર્મ સભાના તેઓ આદ્ય સંસ્થાપક અને આજીવન સભાપતિ હતા. તેમના જેવાનું જીવન દૃષ્ટાંતરૂપ હોવાથી તેમને વિષે જાણવામાં આવેલી કેટલીક હકીકત પ્રકટ કરવાના હેતુથી આ લેખ લખાયો છે.

પૂજ્ય શ્રી આત્મસ્વરૂપજી મહારાજનો જન્મ ગયાજી પાસે એક નાના ગામમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ ગૌડ બ્રાહ્મણ હતા. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. વ્યાકરણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, વિગેરેમાં તેઓનો સુવિસ્તર અભ્યાસ હતો તેઓશ્રી પાસે ઘણુંખરૂ વિદ્યાર્થીઓ ષડ્દર્શનના ગ્રંથોનો અભ્યાસ કરતા હતા. અને તેઓશ્રીની વિદ્વત્તાને અંગે દ્વારકા શારદા પીઠાધીશ્વર શ્રી. ૫ ૫. પૂ. પા. શંકરાચાર્ય શ્રી માધવ-તીર્થ સ્વામીજીએ તેમને વ્યાખ્યાન વાચસ્પતિની ઉપાધિ આપી હતી. સ્હવારમાં આશરે એક પ્રહર સુધી અને રાત્રીએ આશરે અડધો પ્રહર તેઓ પંચાયતન પૂજન ઈત્યાદિ નિત્ય કર્મમા બેસતા હતા. નિખિલશાસ્ત્ર નિષ્ણાત શ્રી ગુરૂમંડળ સંસ્થાપકાચાર્ય પંડિત શિરોમણિ સ્વામી શ્રી બાલારામજી ઉદાસીન જ્યારે ભારત વર્ષમાં પર્યટન કરતા સં. ૧૯૫૪ના અરસામાં પોતાની શિષ્યમંડળી સહિત સૂરતમા પધાર્યા, ત્યારે તેમના પ્રથમ શ્રેણીના શિષ્ય તરીકે પંડિત આત્મસ્વરૂપજી તેમની સાથે હતા તેમજ વ્યાખ્યાનો કરતા હતા અને જ્યારે કોઈ પંડિતો, સમાજીઓ ઈત્યાદિની સાથે શાસ્ત્રાર્થ પ્રસંગ ઉપસ્થિત થતો, ત્યારે પંડિતજી ગુરુદેવ તરફથી શાસ્ત્રાર્થ કરતા અને પ્રતિવાદીઓને યથાયોગ્ય ઉત્તર આપી, મુગ્ધ વા શાન્ત કરી દેતા હતા. પૂજ્ય સ્વામી શ્રી બાલારામજી તીર્થરાજ પ્રયાગમાં કુંભપર્વને પ્રસંગે પધાર્યા હતા. ત્યાં સં. ૧૯ના ફાલ્ગુન વદી નવમીને દિવસે તેઓ બ્રહ્મીભૂત થયા. અને પોતાના ઉત્તરાધિકારી તરીકે પૂજ્યપાદ શ્રી આત્મસ્વરૂપજીને નિમવાની તેમની ઈચ્છા મુજબ મહંતો, પંડિતવર્ગ તથા સંભાવિત સજ્જન મંડળની પ્રાર્થના અને આગ્રહથી ૫ ૫. શ્રી આત્મસ્વરૂપજી મહારાજે ગુરુસ્થાનના અધિષ્ઠાતાનું પદ સ્વીકાર્યું. ત્યારબાદ તેઓશ્રી હિંદુસ્થાનમાં દેશ-દેશાન્તરમા ફરી પોતાના ગુરૂશ્રીની પેઠે ચારે તરફ ધર્મોપદેશ કરવા લાગ્યા. અને તેમના અનુગ્રહ પામેલી હિંદુ પ્રજા હિંદુસ્થાનની ચારે દિશામા તેમનું હજી પણ પુણ્યસ્મરણ વિસરતી નથી.

હવે પૂ. શ્રી આત્મસ્વરૂપજીના ગ્રંથો તરફ દૃષ્ટિપાત કરિયે. પૂ.પા. સ્વામી શ્રી બાલારામજીએ મહામુનિ પતંજલિ વિરચિત "યોગદર્શન" ભગવાન વેદ વ્યાસજીના ભાષ્યસહિત, વાચસ્પતિ મિશ્ર વિરચિત તત્ત્વ વૈશારદી ટીકા ઉપર અત્યુત્તમ ટિપ્પણ લખી પ્રસિદ્ધ કીધું, અને તેનું હિંદી ભાષાંતર કરી 'पातंजल दर्शन प्रकाश' નામનું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કીધું. તે પુસ્તકમાં પૂ. પા. સ્વામી શ્રી આત્મસ્વરૂપજીએ ટિપ્પણ લખ્યું છે. પૂ. પા. સ્વામી શ્રી આત્મસ્વરૂપજીની સહકારિતાથી રા. રા. સવાઈલાલ છોટાલાલ વ્હોરાએ તે પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કીધું અને સં. ૧૯૭૧માં મુંબાઈ ગુજરાતી પ્રેસમાં છપાવ્યું છે. તે પુસ્તકમાં નિખિલશાસ્ત્ર નિષ્ણાત પૂજ્ય બાલારામજીની તથા પૂ. પા. આત્મસ્વરૂપજી મહારાજશ્રીની પ્રશંસાસૂચક કવિતાઓ છે. પંડિતરાજ વાચસ્પતિ મિશ્ર વિરચિત "સાંખ્યતત્વ કૌમુદી" ઘણી કઠિણ હોવાથી પઠનપાઠનમાં વિશેષ પ્રચલિત નથી. માટે કાશીનિવાસી દિગંતવિખ્યાત મહામહોપાધ્યાય શ્રીયુત શિવકુમાર શાસ્ત્રીજી તથા કાશી રાજકીય સંસ્કૃત કોલેજના પ્રધાનાધ્યાપક મહામહોપાધ્યાય શ્રીયુત ગંગાધર શાસ્ત્રીજી સી. આઈ. ઈ. વિગેરેની પ્રાર્થનાથી નિખિલશાસ્ત્રનિષ્ણાત શ્રી બાલારામજીએ "સાંખ્યતત્વ કૌમુદી" ઉપર વિદ્વત્તોષિણી ટીકા તથા ટિપ્પણ લખવાનું પ્રારમ્ભ્યું અને अंतःकरणं त्रिविध० (૩૩) એ કારિકા સુધી લખ્યું અને દૈવયોગે તેઓશ્રી કૈવલ્યધામ પધાર્યા ત્યારે અવશેષ રહેલું કાર્ય પૂ. પા. સ્વામી શ્રી આત્મસ્વરૂપજીએ પંડિત રામાવતાર પાસે સંપૂર્ણ કરાવ્યું હતું એમ તેમાંના ઉલ્લેખપરથી જણાય છે. 'શ્રૌત સર્વસ્વ', 'શ્રાદ્ધકૃત્ય મીમાંસા', 'પિંડપિતૃયજ્ઞ મીમાંસા', 'મહાલય શ્રાદ્ધ મીમાંસા', નામનાં પુસ્તકો નિખિલશાસ્ત્રનિષ્ણાત સ્વામી બાલારામજીનાં રચેલાં છે, તે પુસ્તકોના ઉપર પૂ. પા. સ્વામી શ્રી આત્મસ્વરૂપજીએ ટિપ્પણો રચ્યાં છે. શ્રાદ્ધ શા માટે કરવું, જીવતાનું શ્રાદ્ધ કરવું કે મરેલાનુંજ? શ્રાદ્ધ કેવી રીતે પહોંચે છે, કોણ પહોંચાડે છે વિગેરે વિષયો અત્યુત્તમ રીતે શ્રુતિ, સ્મૃતિ વિગેરેનાં પ્રમાણો વડે એ પુસ્તકમાં સ્પષ્ટ કર્યાં છે. "અબોધધ્વાન્ત માર્તણ્ડ" નામનું પુસ્તક પૂ. પા. શ્રી આત્મસ્વરૂપજી મહારાજે હિન્દીમાં રચ્યું છે. તેમાં સાધારણ ધર્મ, ભગવાનના અવતારની સિદ્ધિ, પ્રતિમા પૂજન, પ્રતિમા પૂજન પર સમાજીઓએ કરેલા આક્ષેપોનું ખંડન, વિધવા વિવાહ વિડંબના, ગંગાદિ તીર્થોની સિદ્ધિ, વગેરે વિષયો અત્યુત્તમ રીતે શ્રુતિ, સ્મૃતિ, યુક્તિથી પ્રતિપાદન કીધા છે. એ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર પૂ. પા. સ્વામીશ્રીની આજ્ઞાથી સ્વ. રા. રા. નારાયણદાસ ગોપાળભાઈ ભગવાનમથુરાવાળાએ છપાવી પ્રસિદ્ધ કીધું છે. પૂ. પા. સ્વામીશ્રી બાલારામજીનાં રચેલાં (૧) પાણિપીડન સમય દર્પણ (૨) વિધવા વેદન કૃપાણ (૩) અષ્ટ ચત્વારિંશદ્ ભાસ્કર (૪) સાંખ્ય દર્શન પ્રકાશ (૫) ન્યાય દર્શન પ્રકાશ (૬) બૌદ્ધ દર્શન સમીક્ષા (૭) કૈવલ્ય કલ્પલતિકા તથા (૮) બ્રહ્મસત્રપ્રકાશ એ સઘળાં પુસ્તકોપર પૂ. પા. સ્વામી શ્રી આત્મસ્વરૂપજી મહારાજે વિસ્તૃત ટિપ્પણો રચ્યાં છે. હજીસુધી એ પુસ્તકો મુદ્રિત થયાં નથી, એમ પૂજ્યપાદ મહારાજ શ્રી આત્મસ્વરૂપજી કહેતા. અલબત્ત તે મુદ્રિત થાય, તો જનતાને લાભ થાય એમાં સંશય નથી. પૂ. પા. સ્વામી બાલારામજીએ "ગંગાસમય સ્થિતિ મીમાંસા" નામનું પુસ્તક લખ્યું છે, તેમાં કુંભપર્વ નિર્ણય, ગંગાવિર્ભાવ તથા પૂ. પા. સ્વામીશ્રી આત્મસ્વરૂપજીનાં લખેલાં 'ગંગામહત્વ,' 'પ્રયાગમહત્વ' પણ પ્રસિદ્ધ થયેલાં છે.

સંવત ૧૯૬૩માં પૂ. પા. સ્વામીશ્રી આત્મસ્વરૂપજી મહારાજ બીજીવાર સૂરતમાં પધાર્યા અને સ્વ. રા. રા. ચિમનલાલ ઠાકોરલાલ પેંડાની પ્રાર્થનાથી નાણાવટ વિઠ્ઠલ વાડીમાં પાંચ સાત વ્યાખ્યાનો કીધાં. તે સાંભળી સુરતની પ્રજા મુગ્ધ બની. અને સદ્ધર્મભાસ્કર ચંદ્રશંકર ભીમાનંદ શુક્લ વિગેરેની પ્રાર્થનાથી ચૈત્ર શુક્લ નવમીને દિને તેઓશ્રીએ સનાતન વૈદિક ધર્મ સભાનું સ્થાપન કીધું અને સ્વ. રા. ચિમનલાલ ઠાકોરલાલ પેંડાને મંત્રી નિમવામાં આવ્યા, સ્વ. રા. રા. પેંડાજીએ આ સભાને મંત્રીપદે લગભગ પચીસ વર્ષ એકનિષ્ઠાથી જે કાર્ય કર્યું તેને લીધે પૂ. શ્રી આત્મસ્વરૂપજી મહારાજના તેઓ કૃપાભાજન થયા હતા, તેની નોંધ



સ્વ૦ શ્રી. ચીમનલાલ ઠાકોરલાલ પંડ્યા
સુરતની શ્રી સનાતન વૈદિક ધર્મ સભાના આશરે ૨૫ વર્ષ સુધીના મંત્રી

હેવી પણ અત્રે અસ્થાને નહિ ગણાય. બાલાજી મંદીરમાં લગભગ ૭ માસ સુધી પૂજ્ય શ્રી આત્મસ્વરૂપજી મહારાજે ધાર્મિક વ્યાખ્યાનો કર્યાં હતાં. શ્રીમદ્ ભગવદ્‌ગીતા-મધુસૂદન સરસ્વતી ટીકા ઉપર પણ સુરતના અનેક સંભાવિત સદ્‌ગૃહસ્થોની પ્રાર્થનાને માન આપી આત્મસ્વરૂપજી મહારાજે સુન્દર અને વક્તૃતાપૂર્ણ પ્રવચન કીધું હતું. તેમની પ્રેરણા મળ્યા પછી સભા તરફથી શ્રી છબિલારામ દીક્ષિત તથા શ્રી લલિતારામ પંચરત્નરામ દવેએ પણ લાંબા સમય સુધી પ્રવચનો કર્યાં હતાં. પૂ. પા. સ્વામીશ્રી આત્મસ્વરૂપજી મહારાજે બાલાજી મંદીરમાં જે વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો આપ્યાં હતાં તેની નોંધ શ્રીયુત છબિલારામ દોલતરામ દીક્ષિતજીએ ઘણી સંભાળથી લીધી હતી અને એ સઘળું સાધન ભેગું કરી તે પરથી "પુરૂષાર્થસિદ્ધિ" નામનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું હતું. સદરહુ પુસ્તકનો પ્રથમ ભાગ વડોદરાનિવાસી પૂ. પા. સ્વામી ચિદાનંદજીએ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. અને બીજો ભાગ પણ તૈયાર હતો, પણ તે પ્રસિદ્ધ કરી શકાયો નહતો. પૂ. પા. સ્વામીશ્રી આત્મસ્વરૂપજી જ્યારે સુરતમાં હતા ત્યારે પરદેશગમન વિષયપર ઘણી ચર્ચા થતી હતી. એક પત્રકારે પૂજ્ય શ્રી આત્મસ્વરૂપજી મહારાજને જાહેરમાં આઠ પ્રશ્નો પૂછ્યા હતા. તેના ઉત્તરરૂપે પૂ. પા. આત્મસ્વરૂપજી મહારાજે "મોહમુદ્‌ગર" નામનું પુસ્તક લખ્યું અને તેનું ગુજરાતી ભાષાંતર સ્વ. રા. રા. નારાયણદાસ ગોપાળદાસ ભગવાનમથુરાવાળાએ સંવત્ ૧૯૬૩માં છપાવ્યું છે. અનેક પ્રશ્નોની પરંપરાના ઉત્તરો મહારાજશ્રી તરફથી થતા, ત્યારે લોકોને અત્યાનંદ ઉપજતો. પૂ. પા. આત્મસ્વરૂપજી મહારાજ ભાવનગર ગયા ત્યારે વ્યાખ્યાનોથી પ્રજાના મનનું આકર્ષણ કરી લીધુ હતું અને શ્રી સનાતન વૈદિક ધર્મસભાનું સ્થાપન કીધું હતું એ જાણીતી વાત છે. ત્યાંના અનેક પંડિતોએ આપેલા પ્રશસ્તિપત્રનું એક પુસ્તક પણ છપાએલું છે. તેમાં સંસ્કૃત તથા ગુજરાતી કવિતાઓ ઘણી છે. પરંતુ સ્થાલીપુલાક ન્યાયે એક ઉદાહરણ આપું, તો તે અયોગ્ય ગણાશે નહિ.

उन्मूल्याऽऽसुर संपदं हृदि सतां नूत्नां लताधर्मिणीं
दैवी सपद्मजसा कुसुमितां कृत्वा स्ववाक्यामृतैः।
यस्तत्सत्फल मग्रनः प्रकटयन्नास्ते सदः प्रीतिदः
सोऽयं वाक्पतिरद्भुतो विजयतामात्मस्वरूपः स्वयम्॥

**ભાવાર્થ:**—જે મહાત્મા કલિકાલના પ્રભાવથી સજ્જનોના હૃદયમાં પ્રકટ થયેલી આસુરી સંપત્તિ રૂપી લતાને મૂળમાંથી ઉખેડી દૈવી સંપત્તિરૂપી સનાતન ધર્મરૂપી લતાને રોપી પોતાના વચનામૃતથી સીંચી શીઘ્ર નવપલ્લવિત કરી તે લતાના ફળ રૂપી (ભાવનગરમાં) સનાતન ધર્મ મંડળીનું સ્થાપન કરી, તેનું ફળ દેખાડના આ સભાને પ્રસન્ન કરતા વિરાજ્યા છે, તે વ્યાખ્યાન વાચસ્પતિ શ્રી આત્મસ્વરૂપજી મહારાજ ઉત્તમ પ્રકારે વિજય પામો. પૂ.પા શ્રી આત્મસ્વરૂપજી મહારાજ હિંદુસ્થાનમાં ઘણારાજા મહારાજાઓમાં પણ જતા આવતા અને પૂજ્ય થયા હતા. તેઓશ્રીને કાશ્મીરના ભૂતપૂર્વ મહારાજા ભારતધર્મમાર્તંડ સર પ્રતાપસિંગ બહાદુર, દરભંગાના ભૂતપૂર્વ મહારાજા સર રામેશ્વરસિંગ બહાદુર તથા ભારતભૂષણ પંડિત મદન મોહન માલવિયાજીનો પણ અનેકવાર પ્રસંગ થનો હતો. તેમજ કાઠિયાવાડમાં લખતરના ભૂતપૂર્વ ઠાકોરસાહેબ પણ એમને માનતા હતા વડોદરાના પાશ્ચાત્ય શિક્ષાદીક્ષિત મહારાજા ના૦ સયાજીરાવ ગાયકવાડ સરકારની સાથે પણ તેમને પરિચય થયો હતો. સુરતમાં નિવાસ કરતા હતા ત્યારે પૂ.પા શ્રી આત્મસ્વરૂપજીની એવી ઇચ્છા થઈ કે હવે ઘણા વખતથી દેશાન્તરમાં પ્રવાસ કરતાં અતિ કલેશ થાય છે. તેથી એક જગ્યાપર સ્થાન કરવું અને ત્યાંજ નિવાસ કરવો. તે પરથી સુરતનિવાસી સદ્ધર્મભાસ્કર રા. રા ચંદ્રશંકર ભીમાનંદ શુકલ એન્જીનિયર એઓએ હરિદ્વાર જઈ સ્ટેશનની સમીપમાં એક જગ્યા લઈ ત્યાં દ્વારિકાનાથજી તથા શંકરનું મંદિર, પુસ્તકાલય પૂ.પા શ્રી આત્મસ્વરૂપજીને ખરચે બંધાવ્યાં. અને સં. ૧૯૬૮માં

વૈશાખ સુદી પૂર્ણિમાપર તેની પ્રતિષ્ઠા કીધી. તેમાં ત્યાંનું પુસ્તકાલય ઘણુંજ સુંદર છે. હરિદ્વારમાં ભાગ્યેજ એવું બીજું પુસ્તકાલય હશે. ત્યારબાદ તેઓશ્રી પોતાના આશ્રમમાંજ મ્હોટે ભાગે રહેવા લાગ્યા. પોતાની વૃદ્ધાવસ્થા જોઈ પૂ.પા શ્રી આત્મસ્વરૂપજીએ સંવત્ ૧૯૮૭ ના માઘ સુદી ત્રયોદશીને દિને પોતાના ઉત્તરાધિકારી તરીકે પંડિત રામસ્વરૂપજીની વિધિપૂર્વક નિમણુંક કીધી. અને સઘળી ઉપાધિથી મુક્ત થઈ આત્માનંદમાં તેઓશ્રી લીન રહેવા લાગ્યા. સં. ૧૯૮૭ના શ્રાવણ સુદી ચતુર્થી તા. ૧૭–૮–૩૧ ને દિવસે પાંચભૌતિક શરીરનો ત્યાગ કરી કૈવલ્યધામ પધાર્યા. પૂ.પા સ્વામી આત્મસ્વરૂપજી મહારાજ સુરત પધારતા, ત્યારે ઘણું ખરૂં સુરતના પ્રસિદ્ધ વૈદ્યરાજ નવનીતલાલ ડાહ્યાભાઈને ત્યાં નિવાસ કરતા.

સં. ૧૯૮૬ના આષાઢ વદ ૨ ને રોજ તેમની અધ્યક્ષતા નીચે સુરતની સનાતન વૈદિક ધર્મ સભાની પુનઃ સંઘટના કરવામાં આવી હતી. તે અરસામાં તેમની એટલી વૃદ્ધાવસ્થા હોવા છતાં પણ બાલાજી વિગેરે સ્થળોએ તેમણે કર્મ ભક્તિ અને જ્ઞાનપર અનેરી નિષ્ઠાથી ભરપૂર વ્યાખ્યાનો આપ્યાં હતાં.

તેમના પંચત્વ પામવાથી ભારતવર્ષને એક અગ્રગણ્ય મહાત્મા અને ધુરંધર પંડિતની ખોટ પડી છે. તેમના જેવા ઈશ્વરની વિભૂતિરૂપ મહાપુરષો સનાતન ધર્મ અને પુરાતન સંસ્કૃતિનું જે રક્ષણ કરી રહ્યા છે, તેને સારૂ ભારત હંમેશાં તેમનું ઋણી રહેશે. હિંદુસ્થાનના વિવિધ શહેરોમાં તેમના સ્વર્ગવાસ સંબંધે શોક દર્શાવનારી સભાઓ મળી હતી. સુરતમાં તેમના પુણ્યસ્મરણમાં તેઓશ્રીનું યોગ્ય સ્મારક યોજવાનો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો. અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘની કલકત્તાની બેઠકમાં પણ તેમના અવસાનને સારૂ શોક દર્શાવનારો ઠરાવ કરવામાં આવ્યો હતો. પણ એ બધા ઠરાવો તો જે પુણ્ય ભાવનાઓ, ભક્તિનિષ્ઠા અને જ્ઞાનપ્રચાર તેમણે કર્યો હતો, તેનાં નાનાં નાનાં પ્રતીક માત્ર જ છે. એમણે કરેલું મહત્કાર્ય તો ભારતીય આર્યોના જીવનમાં પોષિત અને ફલિત થઇ રહ્યું છે, અને એ રૂપે સદા ભારતવર્ષના ધાર્મિક ઇતિહાસમાં વિરાજશે.



You have brought down the firmament,
And yet no heaven is more near.
You shape huge deeds without event,
And half-made men believe and fear.

Your worship is your furnaces,
Which like old idols, lost obscenes
Have molten bowels; your vision is
Machines for making machines.

—Gordon bottomley.



श्री. पण्डित कमलनयनाचार्यजी शास्त्री
वर्णाश्रम स्वराज्यसंघ, काशीके अग्रगण्य कार्यकर्ता।

गु प्रि प्रेस-मुंबई



स्वर्गीय महामहोपाध्याय पण्डित वामाचरण न्यायाचार्य

दर्शनशास्त्रके अध्यापक, गवर्नमेन्ट सस्कृत कॉलेज, बनारस।

गु प्रि प्रेस-मुबई

વિજ્ઞાનનું સર્વશ્રેષ્ઠ કેન્દ્ર માને છે. અને તેથી તેના પ્રત્યે આદરભાવ રાખે છે. એ આનંદની વાત છે કે બનારસના મ્યુનીસીપલબોર્ડે બંગાલી તલાનો એક પ્રાચીન અને મુખ્ય રસ્તો જે શ્રી કાલીમાતાના મંદિરથી માનસરોવર સુધી જાય છે, તેને શ્રી મહામહોપાધ્યાય વામાચરણ ન્યાયાચાર્યજીનું નામ આપ્યુ છે.

શ્રી ન્યાયાચાર્યજીના હૃદયમાં સનાતન વર્ણાશ્રમ ધર્મ અને તેની મર્યાદાઓના રક્ષણને સારૂ જે દેદીપ્યમાન લગની લાગી રહી હતી, તેનો વ્યવહારૂ વિકાસ ધર્મપ્રાણ સ્વર્ગીય શ્રી લક્ષ્મણશાસ્ત્રીજીનાં મહાન કાર્યોમાં સ્પષ્ટ જોઈ શકાય છે. ધર્મપ્રાણ શાસ્ત્રીજીના તેઓ જમણા હાથ હતા. બે વિભિન્ન શરીરવાળા તથાપિ અવિભક્ત આત્મા હતા, એમ પણ કહીએ તો ચાલે. શાસ્ત્રીજીનો ધાર્મિક ઉત્સાહ, ન્યાયાચાર્યજીની મંત્રણાઓ અને સહયોગથી ચોગણો વધી જતો. ન્યાયાચાર્યજીનો સ્વર્ગવાસ થયો તે દિવસે શાસ્ત્રીજીનું હૃદય જાણે વિદીર્ણ થઈ ગયું હતુ. અને ન્યાયાચાર્યજીની સાથે જાણે પોતાની સાચી અભિન્નતાનો નિર્વાહ કરવાને તેઓ તેમની પાછળ એક વર્ષમાજ મહાપ્રસ્થાન કરી ગયા.



धर्मोऽस्य मूलं धनमस्य शाखा पुष्पं च कामः फलमस्य मोक्षः ।
असौ सदाचारतरुः सुकेशी संसेवितो येन स पुण्यभोक्ता ॥



यज्ञमंडप, अ. भा. व. स्वराज्य संघ महाधिवेशन, जळगांव ।



श्री पण्डित देवनायक आचार्य

अ. भा. वर्णाश्रम स्वराज संघके प्रधान मंत्री
और अविरत कर्मनिष्ठ कार्यकर्ता

# વર્ણાશ્રમ સ્વરાજસંઘનો પરિચય

શ્રીયુત પંડિત દેવનાયક આચાર્ય,
પ્રધાનમંત્રી, અ. ભા. વ. સ્વ. સંઘ.

(અ. ભા. વર્ણાશ્રમ સ્વ. સંઘના સને ૧૯૨૯-૩૦ તથા ૧૯૩૦-૩૧ના કાર્યવિવરણમાંથી ઉદ્ધૃત ગુજરાતી ભાષાંતર.

કોઈપણ દેશવ્યાપી સંસ્થા અથવા સંગઠન થવાને સારૂ કોઈ એક દેશવ્યાપી ભાવના હોવાની આવશ્યકતા રહે છે. એવી જ પરિસ્થિતિમાં 'समानशील व्यसनेषु सख्यम्' એ નિયમાનુસાર દેશના અગ્રણી લોકોના હૃદયમાં એક બીજાને મળીને કાર્ય કરવાની ઉત્કંઠા થાય છે. અને તેથી સામુદાયિક રૂપમાં કાર્ય કરવાને સારૂ તેમનું એક સંગઠન તૈયાર થઈ જાય છે.

અહિં ભારતવર્ષના ધાર્મિક જગત્‌માં સ્વ. મહારાણી વિક્ટોરિયાના ધર્મમાં હસ્તક્ષેપ ન કરવાના ધોરણથી કાંઇક એવો સંતોષ ઉત્પન્ન થઈ ગયો હતો કે તે વડે ધાર્મિક લોકો પોતપોતાનાં સ્થાનોમાં પોતાના ધર્માનુષ્ઠાન ઉપરાંત સામુદાયિકરૂપમાં કાર્ય કરવાની આવશ્યકતા જોતા નહોતા. જે કોઈ આક્ષેપો આર્યસમાજીઓ, ખ્રિસ્તીઓ ઇત્યાદિ મતમતાંતરવાળા કે સુધારાવાળા તરફથી થતા હતા તેને સારૂ શહેરોની અથવા પ્રાન્તોની સનાતન ધર્મસભાઓ કરવી અને ઉપદેશકો, મહોપદેશકોદ્વારા તેનું સમાધાન કરવું એટલું બસ ગણાતું હતું. પરંતુ સુધારાવાળાઓના અતિ પ્રબળ ઉદ્યોગથી જ્યારે સારડા બીલ જેવો ધર્મના મર્મનો ઉચ્છેદ કરનારો કાયદાનો ખરડો વડીધારાસભામાં સને ૧૯૨૭માં દાખલ કરવામાં આવ્યો, ત્યારથી ભારતવર્ષની સનાતનધર્મી જનતામાં આવી પ્રવૃત્તિના ધર્મઘાતક પરિણામ સમજાવાથી ખળભળાટ થઈ રહ્યો છે. આ કારણથી ઠેકઠેકાણે આ બીલના વિરોધમાં સભાઓદ્વારા ઠરાવો પાસ થવા લાગ્યા અને સરકારની પાસે નિવેદનપત્રિકાઓ (મેમોરી-અલો) મોકલવામાં આવી. તથાપિ સનાતનધર્માનુયાયીઓના હૃદયમાં એવો એક દૃઢ વિશ્વાસ હતો કે સરકાર આ સુધારાવાળાઓની શેહમાં પડીને સ્વર્ગીય મહારાણીની ઘોષણા જેને સાતમા એડવર્ડ બાદશાહ તથા બાદશાહ પંચમજ્યોર્જ મહોદયે વખતો વખત અનુમોદન આપ્યુ છે, તેની અવગણના કરીને ધાર્મિક વિષયમાં હસ્તક્ષેપ કરશે નહિ. આ કારણથી આ કાર્ય ઢીલુ ચાલતું હતું. પરંતુ કાળની કુટિલગતિથી જ્યારે એવી ભયંકર પરિસ્થિતિ જોવામાં આવી કે સુધારાવાળાઓના પ્રબળ ઝંઝાવાતથી પ્રેરિત થઈને સરકાર પણ પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરવા તૈયાર થાય છે, ત્યારે એકાએક વીજળીની પેઠે હૃદયવિદારક દુ:ખ આખા હિંદના વિચારશીલ સનાતનધર્મીઓના હૃદયમાં વ્યાપી ગયુ. આ કારણથી આ પરિસ્થિતિના નિવારણના ઉપાયને સારૂ પ્રબળ ઉદ્યોગ કરવાનું શરૂ થયું. દેશના વિદ્વાન પંડિતો જેઓ ઘણું ખરૂં પોતાના ધર્મના અનુષ્ઠાનમાં રચ્યા પચ્યા રહેતા અને કોઈ પણ પ્રકારના આંદોલનમા ન પડતાં, તેઓ આવા અનેક પ્રકારના દેશવિપ્લવકારી ભયંકર ખરડાઓના અંતિમ પરિણામ સમજીને એટલા બધા ક્ષુબ્ધ થયા કે તેઓ પણ અનેક પ્રકારનાં કષ્ટ સહન કરીને ધાર્મિક આંદોલનના કાર્યમાં તલ્લીન થવા લાગ્યા. આ પ્રસંગે અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહાસંમેલનની તરફથી એક ડેપ્યુટેશન હોમમેમ્બર સરજેમ્સ ક્રેરરને સીમલામાં જઈને મળ્યું. અને વડીધારાસભાના કેટલાક સભ્યોને પણ મળ્યુ. પણ તેનુ કાંઈ પરિણામ આવ્યું નહિ. સરકાર અને

નેતાઓના તરફથી આજ સારાંશ નીકળ્યો કે ધર્મરક્ષાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં સંઘશક્તિદ્વારા કરેલા કાર્યથીજ સફલતા પ્રાપ્ત કરી શકાશે.

તે સમયમાં મહામહોપાધ્યાય પંડિત શ્રી ગિરિધર શર્માજી ચતુર્વેદીનો પણ સનાતન ધર્માનુયાયીઓમાં નવી ચેતના પ્રેરનારો એક પત્ર વર્તમાનપત્રોમાં પ્રકાશિત થયો. જેમાં તેમણે જણાવ્યું હતું કે:-

"જો સનાતન ધર્મના કોઈ નેતા હોય અને તેમના અંતઃકરણમાં આ સંગઠનયુગમાં કામ કરવાનો કોઈ ઉત્સાહ રહ્યો હોય, જો સનાતન ધર્મની પડતી જોઈને કોઈ મહાનુભાવોના હૃદયમાં શોણિતનાં અશ્રુ વહેતાં હોય, તો તેમણે આ અવસરે આગળ આવવું જોઇએ. આ ખરી પરીક્ષાનો સમય છે. આ સમયે ગબડી ગયા, તો ફરીને ઉઠવાનો વારો નથી. મ્હારા વિચાર પ્રમાણે અત્યારે સૌથી પહેલું કર્તવ્ય એ છે કે જેટલું જલદી બની શકે, તેમ સર્વ પ્રાન્તોના સનાતન ધર્મના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓએ કોઈ સ્થાનમાં એકત્ર થઈને આ વાતનો વિચાર કરવો જોઇએ કે અત્યારે ધર્મરક્ષાનો કયો ઉપાય બની શકે. આમાં કોઇ પક્ષનો ભેદ રાખવામાં ન આવવો જોઇએ અને સનાતન ધર્મના સર્વ પક્ષોના અગ્રણીઓ આમાં ભાગ લે."

ધર્મપ્રાણ શ્રી લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રવિડ મહોદય તરફથી પણ આવાજ પ્રકારનો અભિપ્રાય સમાચાર પત્રોમાં પ્રકાશિત થયો. અને તેને ઉચ્ચ કોટિના વિચારશીલ સજ્જનોએ અંતઃકરણપૂર્વક વધાવી લીધો. જે ઉપરથી કેવળ ૧૫ દિવસના ટુંકા સમયમાં દિલ્હીના સનાતનધર્મી કાર્યકર્તાઓએ એક સ્વાગત સમિતિ યોજીને આખા હિંદના સનાતનધર્મી મહાનુભાવોને આમંત્રણ કર્યું. સમય બહુજ થોડો હોવા છતાં પણ પ્રત્યેક પ્રાન્તના આવશ્યક પ્રતિનિધિઓની સંતોષજનક હાજરી થઈ અને જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય શ્રી ૧૦૮ સ્વામી ભારતી કૃષ્ણતીર્થજી મહારાજના સંરક્ષકપદ નીચે અખિલ ભારતવર્ષીય સનાતન ધર્મ પરિષદ્ તા. ૧-૨-૩ નવેમ્બર સને ૧૯૨૯ના દિવસોએ થઇ, જેમાં તપોમૂર્તિ શ્રી પંચાનન તર્કરત્ન મહોદય પ્રમુખપદે બિરાજ્યા હતા. તે પરિષદમાં એ વિચાર કરવામાં આવ્યો કે હિંદુસ્થાનમાં હજારો સનાતનધર્મી સંસ્થાઓ અને કાર્યકર્તાઓ સનાતન ધર્મની રક્ષાનું કાર્ય કરતા હોવા છતાં ધર્મવિઘાતક કાયદાઓની નિત્ય નવી સૃષ્ટિ થવાનું કારણ શું છે? અને તેમાં સર્વનો એ નિશ્ચિત અભિપ્રાય થયો કે આજ સુધી સમસ્ત સનાતન ધર્મ સંસ્થાઓ અને મર્મજ્ઞ કાર્યકર્તાઓ "નામદાર સરકારની પ્રતિજ્ઞા અને સ્વ. લોકમાન્ય બાળગંગાધર તિલકે નક્કી કરેલી ધર્મમાં હસ્તક્ષેપ ન કરવાની કોંગ્રેસની નીતિ" ઉપર વિશ્વાસ રાખતા હતા અને ખ્રિસ્તી, આર્યસમાજી ઇત્યાદિના ઉપદેશ પુસ્તક કે પ્રચારદ્વારા જે ધર્મ ઉપર મર્માઘાત થતા હોય તેનું નિવારણ કરતા ઉપાયોથી કરીને પોતાને કૃતકૃત્ય માનતા અને રાજનૈતિક ક્ષેત્રથી સદા તટસ્થ રહેતા હતા. વધારે તો શું પણ સનાતન ધર્મના નામથી થનારી સભાઓના નિયમોમાં એમ પણ રહેતું કે આ સભાનો રાજનીતિ સાથે કાંઈજ સંબંધ નથી. આના પરિણામમાં આજે વડી ધારાસભા, પ્રાન્તીય ધારાસભાઓ, લોકલબોર્ડો, કોંગ્રેસ ઇત્યાદિ રાજનૈતિક સંસ્થાઓમાં સનાતન ધર્મીઓના વાસ્તવિક પ્રતિનિધિઓ ઉચિત સંખ્યામાં સંમિલિત થતા નથી. અને તેનું ફળ એ થાય છે કે ઉચ્છેદક વિચારવાળાઓ જેને દેશ પોતાના કેવળ રાજનૈતિક પ્રતિનિધિ બનાવીને રાજનૈતિક સુધારાઓની ઇચ્છાથી તે તે ક્ષેત્રોમાં મોકલે તેઓ રાજનૈતિક કાર્યની ધમાલમાં હિંદના પ્રાણસમાન સનાતન ધર્મનું ગળું દાબવાને જાતજાતના ઠરાવો, દાખલ કરે છે અને પસાર કરે છે. અને આ ઉપર સનાતન ધર્મનો મર્મ જાણનારાના તરફથી જો અલગ રીતે કોઇ પ્રકારનો પ્રતિષેધ (પ્રોટેસ્ટ) કરવામાં આવે છે, તો તેનું કાંઇ ફળ થતું નથી. આ વાત પહેલાં જણાવ્યું તેમ ડેપ્યુટેશનની ચર્ચાથી પણ સમજાઇ આવે છે. આ કારણથી 'संघशक्तिः कलौ युगे' એ સિદ્ધાંતાનુસાર ૨૨ કરોડ હિંદુઓમાં સંઘશક્તિના સંચારવાળા ધાર્મિક સામાજીક અને રાજનૈતિક વિગેરે સર્વ આપત્તિઓના ઉપાયને સારૂ **અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘની** સ્થાપના કરવામાં આવી.



महामहोपाध्याय पण्डित गिरिधर शर्मा चतुर्वेदी

प्रिन्सिपल : जयपुर संस्कृत कॉलेज

अ. भा. ध. स्वराज्य संघके अग्रगण्य कार्यकर्ता।



(महामहोपाध्याय) पण्डित पद्मनाथ विद्याविनोद एम ए.

प्रिन्सिपल, कॉटन कॉलेज, गौहटी

जिन्होंने महा० का पद सारडा एक्टका विरोधमें त्याग दीया ।

કોઈની સાથે વિરોધનો ભાવ ન રાખતાં વર્ણાશ્રમ ધર્મરક્ષાને સારૂ સ્વરાજ્ય સંપાદન અને સ્વરાજ્યને સારૂ વર્ણાશ્રમ ધર્મની રક્ષા એ ધ્યેય ગણીને આ સંઘના ઉદ્દેશો વ્યવસ્થિત કરવામાં આવ્યા છે. જેને સંઘની નિયમાવલિમાં જોઈને વિચારશીલ સજ્જનોને આ સંઘની નિર્મળતા, ઉદારતા અને આવશ્યકતા સ્પષ્ટ માલુમ પડશે. દિલ્હીની બેઠકના નિશ્ચય પ્રમાણે તા. ૨૯-૩૦ ડીસેમ્બર સને ૧૯૨૯ને દિને લાહોરમાં **શ્રી**માન્ રઘુનાથ બ્રહ્મચારીના પ્રમુખપદ નીચે સંઘનું એક અધિવેશન થયું, અને તે પ્રસંગે કોંગ્રેસના મુખ્ય નેતાઓના ઉપર એક વિશિષ્ટ ચેતવણી મોકલવામાં આવી કે અસ્પૃશ્યતા સંબંધી ધર્મવિઘાતક કાર્યવાહીને કોંગ્રેસ પોતાનામાંથી હઠાવીને ધાર્મિક જગતના વિશ્વાસને યોગ્ય થાય. પરંતુ તે નેતાઓએ તેના તરફ કાંઈ ધ્યાન આપ્યું નહિ, એ ખેદનો વિષય છે. એથી એ વાત પણ નક્કી થઈ કે સનાતન ધર્મીઓએ આત્મ-રક્ષાને સારૂ સંઘ શક્તિથી કાર્ય કરવું પડશે. પંજાબ પ્રતિનિધિ સભાના ઉપદેશક વર્ગે સંઘના ઉદ્દેશની પૂરતીને સારૂ પ્રચાર કરવા તત્પરતા અને સહાનુભૂતિ પ્રકટ કરી અને ત્યાં સંઘની શાખા સ્થાપન થઈ.

સંઘનું ત્રીજું અધિવેશન કુંભપર્વના પ્રસંગે ત્રિવેણીતટ ઉપર તીર્થરાજ પ્રયાગમાં ધામધૂમની સાથે સંપન્ન થયું. અને એ અધિવેશનમાં વર્ણાશ્રમ સ્વરાજ સંઘના અંગભૂત અખિલ ભારતવર્ષીય **ધર્મવીર દલની** સ્થાપના થઈ. તા. ૨૮-૨૯-૩૦ જાનેવારીને રોજ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમજી મહારાજ તથા જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શ્રી ભારતી કૃષ્ણતીર્થજી મહારાજ એઓએ આ અધિવેશનને પોતાના આગમન દ્વારા મહત્વપૂર્ણ બનાવ્યુ. પહેલે દિવસે તપોમૂર્તિ શ્રી પંચાનન તર્કરત્નજી, બીજે દિવસે શ્રી શંકરાચાર્ય રાજરાજેશ્વરાશ્રમજી મહારાજ અને ત્રીજે દિવસે શ્રી શંકરાચાર્ય ભારતી કૃષ્ણતીર્થજી મહારાજ સભાપતિસ્થાન ઉપર વિરાજમાન થયા હતા. અને તે સમયે સારડા એક્ટની સામે તથા ધર્માલય બીલને અસવર્ણ વિવાહ બીલની સામે તેમજ ધર્મવીર દલ, ઉપદેશક વિદ્યાલય તથા સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેકને સંબંધે ઠરાવો પસાર થયા હતા.

તે પછી તારીખ ૧૪ ફેબ્રુઆરી સને ૧૯૩૦ને દિને મોટા સમારોહની સાથે ત્યાગમૂર્તિ શ્રીયુત પંચાનન તર્કરત્ન મહોદયના હાથથી સંઘના કાર્યાલયનું કાશીમાં ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું અને તે કાર્યાલય ઉપર વૈદિક વિધિપૂર્વક સંઘનો ખાસ ધ્વજ જેમાં શ્રી ગણપતિ ભગવાનનું ચિત્ર છે, તે સ્થાપિત કરવામાં આવ્યો. અને તે કાર્યાલય ભવન ઉપર ફરકે છે.

એટલામાં તા. ૩જી સપ્ટેમ્બરે ધર્મમાર્તણ્ડ મૂર્તિમાન તપસ્વી મહામહોપાધ્યાય શ્રી નિત્યાનંદજી પંતનો પણ કાશીમાં સ્વર્ગવાસ થયો. હિંદનાં ઘણા ખરા વિદ્વાન મહાનુભાવોને સ્વર્ગસ્થ પંડિતજીના પ્રગાઢ પાણ્ડિત્ય તેમજ તપશ્ચર્યાનો પરિચય હશે અને હિંદુ ધર્મને તેઓશ્રી કેવા આધારભૂત સ્તંભરૂપ નિવડયા હતા, તે પણ અજાણ્યું નહિ હોય. કાશીના પંડિત મંડળના તો તેઓ પ્રકાશમાન રત્ન હતા.

જળગાંવના અધિવેશનમાં જે તેર મહત્વપૂર્ણ પ્રસ્તાવ પસાર થયા હતા, તેને અંગે નીચેનું કાર્ય થયું હતું. જળગાંવના મહાધિવેશનમાં પહેલા પ્રસ્તાવમાં એમ હતું કે બ્રિટનના પ્રધાન મંત્રી તથા હિંદી વજીરને એવી મતલબનો તાર પાઠવવાની ગોઠવણ કરવામાં આવે કે ભાવી શાસન વિધાનમાં હિંદુઓની વ્યવસ્થા તથા વ્યવહારમાં કોઇપણ પ્રકારે હસ્તક્ષેપ ન કરવામાં આવે, અને તેવી ગોઠવણ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ સમક્ષ રજુ કરવામાં આવે. અધિવેશનની સમાપ્તિ બાદ તરતજ પૂજ્યપાદ સભાપતિ મહોદયે આ પ્રસ્તાવનો અમલ કર્યો હતો. બીજા પ્રસ્તાવદ્વારા શોલાપૂરવાળા ઉપદ્રવને અંગે થયેલી ફાંસીની સજા સંબંધે દયા બતાવવાની વિનંતિ કરવામાં આવી હતી. અને તદનુસાર નામદાર વાઇસરોયને તાર મોકલવામાં આવ્યો હતો. ત્રીજા પ્રસ્તાવનો આશય એવો હતો કે સંઘના ઉદ્દેશને પાર પાડવાના હેતુથી જાહેર વિનંતિ-દ્વારા સ્વાધીન જીવનવાળા સ્વાર્થરહિત અને સદાચારસંપન્ન ઓછામાં ઓછા ૧૦૦ ત્યાગી કાર્યકર્તાઓ એકઠા કરવા . આ પ્રસ્તાવ ઘણા મહત્વનો છે અને તેને લક્ષમાં રાખીને ઘણા સજ્જનોએ સમય સમયપર કાર્ય કર્યું છે પણ ખરૂં, પરંતુ આ વિનતિનો જેટલો ત્યાગપૂર્ણ ઉત્તર જુદા જુદા પ્રાન્તોમાંથી આવવો જોઇએ તેટલા પ્રમાણમાં આવ્યો નથી. જળગાંવના ચોથા પ્રસ્તાવદ્વારા એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો કે અર્થસંગ્રહને સારૂ ડેપ્યુટેશનના આકારમાં નીકળી પડવું અને પ્રાંતિય સંસ્થાઓ તથા કાર્યકર્તાઓને શિરે પણ યોગ્ય ભાર મૂકવો. આ પ્રસ્તાવને અનુસરીને પૂજ્યપાદ સભાપતિ મહારાજની અધ્યક્ષતામાં સ્વામી દયાનંદ મહારાજ ( સંઘના મહામંત્રી ), મહામહોપાધ્યાય પં. શ્રી ગિરિધર શર્મા ચતુર્વેદી, પંડિતરાજ શ્રી રાજેશ્વર શાસ્ત્રીજી દ્રવિડ તથા શ્રી પં દેવનાયકજી આચાર્યનું એક ડેપ્યુટેશન મુંબાઈ ગયું હતું અને ત્યાં કેટલુંક ફંડ પણ ભેગું કરવામાં આવ્યું હતું. જળગાંવ અધિવેશનનો પાંચમો પ્રસ્તાવ કાશીવાળા બ્રાહ્મણ મહા સંમેલનમાં પસાર થયેલ સંસ્કૃત વિશ્વવિદ્યાલયના ઠરાવનું દૃઢીકરણ કરવાની મતલબનો હતો. પરંતુ જળગાંવના અધિવેશનમાંથી પાછા ફરતાંજ પૂજ્યશ્રી લક્ષ્મણ શાસ્ત્રીજી મહારાજ અસ્વસ્થ થઈ છેવટે કૈલાસવાસી થવાના કારણને લીધે આ પ્રસ્તાવપર એક સ્કીમ તૈયાર થવા સિવાય બીજું કાંઇ નોંધવા લાયક કાર્ય થઈ શક્યું નથી. છઠ્ઠા પ્રસ્તાવને અનુસરીને શાખાસભાઓ ખોલવામાં આવી છે. એ શાખા-ઓમાં કેટલાક અવૈતનિક (માનદ) ઉપદેશકોએ પણ કાર્ય કર્યું છે. ધર્મવીર દલોનું સંગઠન કાર્ય પણ આગળ ધપાવવામાં આવ્યું છે. એ દલનું એક સ્થાનનું કાર્ય ખાસ નોંધવા સરીખું છે અને એ કાર્ય એ છે કે ધર્મવીર દલ તરફથી બીહડ ગામ પાસે બે માઇલ લાંબી સડક તૈયાર કરવામાં આવી હતી. કલકત્તામાં પણ શ્રી પં શ્રીજીવજી ન્યાયતીર્થ મહાશયની આગેવાની હેઠળ ધર્મવીર દલે બંગાળા રેલ સંકટ નિવારણને અર્થે આશરે રૂ. ૧૦૦૦) ભેગા કર્યા હતા અને તેના વડે ખુલના જીલ્લાના ૧૪ ગામોના હિંદુઓને સહાયતા આપવાનું કાર્ય ચાલી રહ્યું છે. છઠ્ઠા પ્રસ્તાવના એક ભાગ દ્વારા એવો નિર્ણય પણ કરવામાં આવ્યો હતો કે રાજા તેમજ પ્રજા બન્નેયને સંઘના ઉદ્દેશો દૃષ્ટિગોચર કરાવવા સારૂ હિન્દી તથા અંગ્રેજીમાં એક દૈનિક પત્ર કઢાવવું; પ્રાન્તીય ભાષાઓમાં પણ સંઘના મુખપત્રરૂપ અઠવાડિક પત્રો કઢાવવાં. એ આદેશ ધનના અભાવને લીધે તેમજ કાર્યકર્તાઓની અછતને લીધે કાર્યમાં પરિણત થઈ શકયો નહિ. જે સ્થાનોને વિષે પ્રચારાર્થ સભાઓ કરવામાં આવી છે, તેમાં સ્વદેશી વસ્તુઓનો પ્રચાર તેમજ માદક દ્રવ્યોના નિષેધપર ભાર મૂકવામાં આવ્યો છે. વરાકરાના ખર્ચોમાં તથા કરોમાં આવસ્યક ન હોય તેવું ખર્ચ ઘટાડીને સંઘને થોડી થોડી

સહાયતા આપવાની અપીલ પણ ગૃહસ્થો પ્રતે મંગરૂ સભાઓમા કરવામા આવી હતી અને ધાર્મિક વિદ્યાર્થીઓને પણ અપીલ કરવામા આવી છે કે ધર્મવીર દળમા દાખલ થઈ ધર્મ તથા દેશને લાભ પહોંચાડનારા કાર્યમા અગ્રેસર થઇ, સ્વમિતાન તરીકેના પોતાના કર્તવ્યનુ પાલન કરે સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ તેમજ ધારાસભાઓમા ઇંગ્રેજીના વિદ્વાનોની પેઠે સંસ્કૃતના વિદ્વાનોને પણ મતાધિકાર અપાવવાનો પ્રયત્ન સંઘ શક્તિના એકીકરણના અભાવે સફળ થઈ શક્યો નહતો સાતમો પ્રસ્તાવ ગોરક્ષાના સબંધમા હતો તેના પ્રચારને અર્થે કરવામા આવેલી સભાઓમા એ ઠરાવપર ખાસ ભાર દેવામા આવ્યો હતો અને સમાચારપત્રોદ્વારા પણ એ વિષયપર પ્રકાશ નાખવાની યોજના થઇ હતી રિયાસતો, તાલુકાદારો તથા જમીનદારો પાસેથી ગોચરભૂમી છોડાવવાની વ્યવસ્થા કરવામા હજી સુધી સફળતા નહિ મળવાનુ કારણ એ છે કે ગોરક્ષા જેવા પ્રધાન વિષયને માટે પણ આવશ્યક ઉત્સાહ હજી ઓછો છે આઠમા ઠરાવદ્વારા ધર્મવિઘાતક શારદા એક્ટની સામે પ્રતિરોધ કરનારને ધન્યવાદ આપવામા આવ્યો હતો અને નવમા ઠરાવમા સેન્સસ પત્રકમા સનાતન ધર્માનુયાયીઓએ પોતાનો વર્ણ યા જાતિ લખાવવાની ખાસ ભલામણ કરવામા આવી હતી અને તે પ્રમાણે ઘણા સજ્જનોએ અમલ કર્યો હતો દશમો પ્રસ્તાવ અસ્પૃશ્ય સબંધમા હતો અને તદનુસાર વર્ણાશ્રમ સ્વરાજ્યસંઘનુ અસ્પૃશ્ય સબંધેનુ દૃષ્ટિબિન્દુ સ્થળે સ્થળે વ્યાખ્યાનોદ્વારા ખુલાસાથી રજુ કરવામા આવ્યુ હતુ અગીઆરમા પ્રસ્તાવમા ખેડૂતોની ગરીબ અવસ્થાને લીધે તેમના તરફ રહેમ બતાવવાને ના સરકારને ભલામણ કરવામા આવી હતી અને બારમા ઠરાવ અનુસાર નામદાર નિઝામ સરકારને તાર કરીને તેમના રાજ્યમા વિધવાવિવાહનો કાયદો દાખલ ન કરવા આગ્રહ કરવામા આવ્યો હતો. અને તે બીલ ત્યારપછી રોકાઈ ગયુ છે તેરમો પ્રસ્તાવ હરિભક્તિ-પરાયણ શ્રી નતોજી મહારાજના **સનાતન ધર્મ પ્રદીપ** જેવા વિશિષ્ટ ગ્રંથની પ્રસિદ્ધિને સારૂ ધન્યવાદ આપવા સબંધે હતો આનન્દનો વિષય છે કે તે ગ્રંથનુ મરાઠી ભાષાંતર પણ ઘણુખરૂ તૈયાર થઈ ગયુ છે

ધર્મરક્ષણના સબંધમા ના હિંદી સરકારની સાથે યોગ્ય લખાણ પીઠાણ કરવામા આવ્યુ હતુ ધાર્મિક હિંદુ જનતાની લાગણી દુખાવનારી કોઈપણ કલમ ભાવી રાજ્યબંધારણમા દાખલ ન થઈ જાય તે બાબત ના વાઇસરોય સાહેબને તાર કરવામા આવ્યો હતો તથા વડીધારાસભાના સભાસદ રાજા બહાદૂર શ્રી કૃષ્ણમાચાર્યદ્વારા રાઉન્ડટેબલ કોન્ફરન્સમા સંઘના પ્રતિનિધિઓની નિમણુકને સારૂ લખાણ કરવામા આવ્યુ હતુ તેના જવાબમા ના વાઇસરોય સાહેબના સેક્રેટરી તરફથી પત્ર મળ્યો હતો, તેનુ ભાષાંતર નીચે પ્રમાણે છે

પ્રિય રાજા બહાદૂર,

આપનો તા ૩૧ માર્ચનો પત્ર જેમા રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમા આસ્તિક હિંદુઓના વિશેષ પ્રતિનિધિ લેવા સબંધે આગ્રહ કરવામા આવ્યો છે, તેના ઉત્તરમા ના વાઇસરોય સાહેબે આપનો અનેકશ આભાર માનવાની મ્હને આજ્ઞા કરી છે આ ઉપરાંત ના વાઇસરોય સાહેબે મ્હને એમ પણ લખવાની આજ્ઞા કરી છે કે તેઓ સાહેબ આપની વિનતિ ઉપર પૂરૂ ધ્યાન રાખશે અને એઓના હિંદમાથી વિદાય થવા પહેલા એ પ્રશ્નનો નિર્ણય નહિ થઈ જાય તો તેમના ઉત્તરાધિકારી લોર્ડવિલિંગ્ડન સાહેબને એક યાદીદ્વારા આપની વિનતિ બાબત લખી જશે

રાજા બહાદૂર શ્રીકૃષ્ણમાચાર્યજી તરફથી આ ખબર મળ્યા પછી નીચે લખેલા સજ્જનોની એક સમિતિ સદરહુ વિષય ઉપર યોગ્ય કાર્ય કરવાને સારૂ સંઘ તરફથી યોજવામા આવી હતી

( ૧ ) અધ્યક્ષ—ગોસ્વામી શ્રી ૧૦૮ દામોદરલાલજી મહારાજ

( ૨ ) શ્રીમાન્ રાજાબહાદૂર શ્રીકૃષ્ણમાચાર્ય એમ એલ એ (હૈદ્રાબાદ દક્ષિણ)

(૩) શ્રી નારાયણરાવ ગુંજાલ મહોદય એમ. એલ. એ (પૂના)
(૪) શ્રી સ્વામી દયાનંદજી મહારાજ (સંઘના પ્રધાનમંત્રી)
(૫) મ. મ. પં. ગિરિધર શર્માજી ચતુર્વેદી (જયપુર)
(૬) શ્રીયુત મહેશચન્દ્ર ચૌધરીજી (એડવોકેટ, કલકત્તા હાઇકોર્ટ)
(૭) સર મનમોહનદાસ રામજી (મીલ એજન્ટ, મુંબાઈ)
(૮) રાયસાહેબ શિવરામદાસજી કેડીયા (શરાફ, મુંબાઈ)
(૯) શેઠ દેવીદાસ માધવદાસ શાસ્ત્રી જે. પી. (મુંબાઈ)
(૧૦) પ્રો. જયેન્દ્રરાય ભ. દૂરકાળ એમ.એ (સૂરત) અને
(૧૧) શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી સોલીસીટર (મુંબાઈ હાઈકોર્ટ)

આ સમિતિએ ના. વાઇસરોય સાહેબના તરફ કેટલાક નિવેદનો મોકલ્યાં હતાં. જેમાં એક મુખ્ય નિવેદન જે તારીખ ૩૦ જુલાઈ ૧૯૩૧ ને રોજ સંઘના સભાપતિ પૂજ્ય ગોસ્વામી તિલકાયત શ્રી દામોદરલાલજી મહારાજની સહીથી મોકલવામા આવ્યુ હતુ તે માહેના કેટલાક અગત્યના ફકરાઓનું ભાષાંતર નીચે પ્રમાણે છે.—

**નામદાર વાઈસરૉય મહોદય,**

અખિલ ભારતવર્ષીય સ્વરાજ્ય સંઘ એવા ઉદ્દેશથી સ્થાપન થયો છે કે ભારતની જનતા બીજાના ધાર્મિક વિચારોમાં હસ્તક્ષેપ કર્યા વિનાજ સ્વરાજ્યની સ્થાપના સિદ્ધ કરે. અને તેની સાથે એનો એ પણ ઉદ્દેશ છે કે સર્વ ધાર્મિક જનતાદ્વારા એવો પ્રતિવાદ કરવામાં આવે કે વર્ણાશ્રમીઓની ધર્મશ્રદ્ધાની અને રહેણીકરણીની બાબતોમા વડીધારાસભાની સહાયતાથી કે બીજી કોઈ રીતે હસ્તક્ષેપ થાય નહિ. ગાયો, અનાથો ઈત્યાદિ અસહાય મનુષ્યોનુ સંરક્ષણ કરવું એ પણ આ સંસ્થાનો ઉદ્દેશ છે.

આ વર્ણાશ્રમ સ્વરાજસંઘનુ પ્રધાન કાર્યાલય બનારસમાં છે અને ભારતના કેટલાક પ્રાંતોમાં એની પ્રાન્તીય શાખાઓ સ્થાપિત થયેલી છે. આ સંસ્થાની દેશભરમા ૨૦૦થી વધારે શાખાઓ છે. એ સિવાય ભિન્ન ભિન્ન નામોવાળી કેટલીક બીજી પણ સંસ્થાઓ તથા શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત સનાતન ધર્મ પર વિશ્વાસ રાખનારા આચાર્યો, મહંતો તથા મહાધિકારીઓ આ અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘના ઉદ્દેશ્યો જોડે સંમતિ ધરાવે છે.

એ ઉલ્લેખ કરવો અનુચિત નહિ ગણાય કે ભારતની જનતાનો ઘણો મોટો ભાગ હિંદુ અને મુસલમાનોના રૂપમાં છે. અને ધર્મ ઉપર પાકી અને સાચી આસ્થા રાખે છે. આવી જનતાને ધર્મ એ પ્રાણથી પણ પ્રિય વસ્તુ છે. હિંદુ ધર્મની બાબતો જોતાં એના શાસ્ત્રોમા જે નિયમ અને વિધાન કરવામાં આવ્યાં છે, તે હિંદુઓની સઘળી વ્યવસ્થાના સંબંધમાં છે. ધર્મપ્રિય હિંદુના જીવનને માટે એવી કોઈ બાબત નથી કે જેનો આધાર ધાર્મિક વ્યવસ્થા અને ધર્મના આદેશો ઉપર ન હોય. આ કારણથી ધાર્મિક ક્રિયાઓ અને વ્યવસ્થાઓમાં હસ્તક્ષેપ કરવાના જે ઉદ્યોગ હાલમાં કરવામાં આવે છે, તેથી ધર્મપ્રેમી હિંદુઓની આંખો ઉઘડી ગઇ છે. તેઓ એવી વ્યક્તિઓ ઉપર હવે વિશ્વાસ રાખી શકતા નથી કે જે હિંદુ કહેવડાવતા હોવા છતાં બ્રહ્મસમાજી, પ્રાર્થના સમાજી, આર્યસમાજી અથવા હિંદુ મહાસભાવાદીનું નામ સ્વીકારીને એવી ખાએશ રાખે છે કે હિંદુઓના જીવનમાં પણ યુરોપીય રીતરિવાજ દાખલ કરવામાં આવે. ભારતની જે ધર્મપ્રિય જનતાનો પક્ષ આ વર્ણાશ્રમ સ્વરાજ સંઘે લીધો છે, તેની હાર્દિક ઈચ્છા છે કે ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિની રક્ષા થવી જોઈએ એ સંસ્કૃતિને અનુસરીને સમાજની



पू. टीकायत गोस्वामी श्री. नाथद्वाराधीश्वर दामोदरलालजी महाराज

(बम्बई माधवबागकी सनातन धर्म प्रचारकी विराट् सभाके समयका लिया हुवा फोटुचित्रः)

વ્યવસ્થામાં ચાર વર્ણ છે, જેની મંશા એવા પ્રકારની છે કે સમાજની શાસનવ્યવસ્થા કાયમ રહે અને વ્યક્તિ એ વ્યવસ્થામાં રહીને સુખી તથા સંતુષ્ટ થાય. આ વ્યવસ્થાએ મ મ્યવઃ અને ઓંગ્રેજીઝમને આ પ્રદેશમાં દાખલ થતાં સફળતાપૂર્વક અટકાવી રાખ્યા છે. અને એજ હિંદુ સંસ્કૃતિની રક્ષાને માટે આ વર્ણાશ્રમ સ્વરાજ સંઘ હસ્તીમાં આવ્યો છે.

એ લખવું આવશ્યક છે કે જ્યાંસુધી નામદાર સરકારે ધર્મમાં અને ધાર્મિક માન્યતાઓમાં હસ્તક્ષેપ ન કરવાની પોતાની નીતિ ટકાવી રાખી, ત્યાંસુધી ધર્મપ્રિય હિંદુ જનતાને પોતાના વિચાર નામ. સરકારની પાસે આવી રીતે રજુ કરવાની આવશ્યકતા જણાઈ નહોતી. નામ. વાઇસરૉય સાહેબની પાસે સારડા એક્ટ પસાર થવાના સમયે મુલાકાતને સારૂ જે ડેપ્યુટેશન ગયું હતું, તેને નામ. હોમ મેમ્બર સાહેબે જે બાબતો કહી હતી, તે આ હતી કે સંગઠિત અને સામુદાયિક રૂપથી ધાર્મિક હિંદુઓના વિચાર ગવર્નમેન્ટની પાસે રજુ કરવામાં નહિ આવે, ત્યાંસુધી એના ઉપર વિચાર કરવામાં આવે એવો બીલકુલ સંભવ નથી. પરિણામે પોતાના સંગઠનને સારુ અને સંગઠિત રૂપથી વિચારો વ્યક્ત કરવાને અંગે અખિલ ભારત વર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘની સ્થાપના કરવાની આવશ્યકતા થઈ.

આપ જોશો કે જે શાસનવ્યવસ્થા થવાની છે, તેમાં ધર્મપ્રિય હિંદુ જનતા જેવા સમાજને રાજી રાખવા, એ ઘણી મોટી જરૂરનું કામ છે. સિવાય તે રગની શાસનપ્રણાલીની પૂરી અને પાકી નક્કરથી આ દેશમાં શાન્તિ અને સંતોષ સ્થાપી શકાવાનાં નથી. હિંદુસ્થાનમાં એવી શાસનવ્યવસ્થા સ્થાપન થવાની જરૂર છે કે જે ભારતની પ્રાચીન સંસ્કૃતિ તથા દેશની જનતાની સેવા શક્તિને અનુકૂળ હોય. આ દેશના નિવાસીઓ યદ્યપિ બધા વિષયોમાં એકજાતના વિચાર ધરાવતા નથી, તોપણ સિદ્ધાંતોના સંબંધમાં સૌનું એક્ય છે. અર્થાત્ ધર્મ એજ કોમેનું જીવન અને પ્રાણ છે. અને અધર્મી જીવન વીતાવવા કરતાં મરણ બહેતર છે, એમ તેઓ માને છે.

આ કારણથી અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘ આવશ્યક સમજે છે કે આપના અંતઃકરણ ઉપર તથા આપના દ્વારા રાઉન્ડટેબલ કોન્ફરન્સના સભ્યો ઉપર આ બાબતની આવશ્યકતા જાહેર થવી જોઈએ કે હરકોઈ શાસનવ્યવસ્થા-રાજકીય બંધારણ તૈયાર કરવામાં ને પસાર કરવામાં આવે તેમાં નાગરિકોના મૂળ હકોની જાહેરાતમાં એવી કલમ પણ રહેવી જોઈએ કે –

(અ) બધી કોમો તેમજ પ્રત્યેક નાગરિકની ધાર્મિક માન્યતા તથા રીતરિવાજના સંબંધમાં તેને સંપૂર્ણ સ્વતંત્રતા રહેશે.

આ નિવેદનના ઉત્તરમા ના વાઇસરોયના ખાનગી મંત્રી તરફથી તા ૩૧ જુલાઈ ૧૯૩૧ના રોજના પત્રમા જણાવવામા આવ્યુ હતુ કે —

'આપના પત્રે જે વિષય ઉપર વિચાર કરવા બાબત ભાર મૂક્યો છે તે વાઈસરોય નામદાર સાહેબના ધ્યાનમા છે અને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમા પછીથી જે વિચાર થશે તેમા આ વિષયને ધ્યાન બહાર રાખવામા આવશે નહિ મનુષ્યને ધર્મ અને સંસ્કૃતિ સંબંધી સ્વત્વોની રક્ષાનો પ્રશ્ન પ્રત્યેક કોમને સારુ ઘણો મહત્વનો છે'

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમા પ્રતિનિધિઓના નામની જાહેરાત થઈ ગયેલી હોવાથી પ્રતિનિધિત્વની બાબતમા કાંઈ થઇ શક્યુ નહિ રાઉન્ડટેબલ કોન્ફરન્સના પ્રમુખ રાઇટ ઓનરેબલ સર રામ્સે મેકડોનલ્ડ ઉપર તેમજ નામદાર ભારતમંત્રી ઉપર પણ લખાણો મોકલવામા આવ્યા હતા

સને ૧૯૩૧ના વર્ષમા સંઘની કાર્યકારિણી સમિતિ જળગાવમા ડિસેમ્બર આખરે મળ્યા પછી, દિલ્હીમા તા ૮-૧૦ જાન્યુઆરીને દિને, નાગપુરમા ૬ઠ્ઠી માર્ચ ૧૯૩૧ને દિને, મુંબઈમા તા ૮ તથા ૧૦ એપ્રિલને દિને તથા કલકત્તામા તા ૨૩ તથા ૨૪ સપ્ટેમ્બરને દિને અને ડિસેમ્બરના અંતમા મહાધિવેશન પહેલા મળી હતી

અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘનુ પાંચમુ મહાઅધિવેશન તા ૨૭-૨૮-૨૯ ડીસેમ્બર સને ૧૯૩૧ના ત્રણ દિવસોએ કલકત્તા નગરમા મોટા સમારોહ સાથે પૂજ્ય ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજના સભાપતિપદે થયુ હતુ આ અધિવેશનમા એઓશ્રીના ઉપરાંત પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમજી મહારાજ, પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય શ્રી ભારતીકૃષ્ણતીર્થજી મહારાજ, પૂજ્યપાદ શ્રી યદુગિરિપીઠાધીશ શ્રી યદુકુમાર મુનિવરજી મહારાજ, ઇત્યાદિ પૂજનીય ધર્માચાર્યો તેમજ તેમના પ્રતિનિધિઓ મહોપદેશકો, સંઘના પ્રતિનિધિઓ અને સુપ્રસિદ્ધ સ્થાનોના ધુરન્ધર વિદ્વાનો તથા અનેક મત મહંતો તેમજ ધનાઢ્ય અને સંભાવિત ગૃહસ્થોએ સભામા ભાગ લીધો હતો ઉક્ત અધિવેશનમા ઘણા પ્રસ્તાવો પસાર કરવામા આવ્યા હતા, જેમાના કેટલાક અગત્યના પ્રસ્તાવો નીચે આપવામા આવ્યા છે

૧ અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનુ આ પાંચમુ મહાધિવેશન સ્વનામધન્ય ધર્મપ્રાણ શ્રી લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ મહોદયના પરલોકગમનને માટે હાર્દિક શોક પ્રગટ કરે છે કેમકે ધર્મપ્રાણ શાસ્ત્રીજીના પવિત્ર પુણ્યપાવન હસ્તથી જ આ અખિલ ભારતવર્ષીય સંઘને પ્રતિષ્ઠા તથા પ્રાણ પ્રાપ્ત થયા છે અને તેઓશ્રીના આ કસમયના કૈલાસવાસથી વર્ણાશ્રમ સ્વરાજ સંઘને વજ્રપાત જેવો દારુણ આઘાત પહોંચ્યો છે

૨ આ પરિષદ્ જાહેર કરે છે કે અન્ત્યજવર્ગ સદા કાળ હિન્દુ ધર્મની અંતર્ગત છે અને વેદ, પુરાણ સ્મૃતિ આદિના માનનારા છે તથા ભગવદ્ભક્ત છે આખા શુદ્ધ વર્ગ અનાદિ કાળથી જ તેમના પ્રત્યે ધર્માનુકૂળ બંધુભાવ રાખે છે પરંતુ આજકાલનો ઉશ્કેરાટ વર્ગ તેમને બહેકાવીને તેમને સનાતન ધર્મ અને વર્ણાશ્રમનો વિરોધી બનાવે છે તેઓના આવા અનિષ્ટ પ્રભાવનુ નિવારણ કરવા સારુ પરિષદ્ એ આવશ્યક સમજે છે કે યોગ્ય ધર્મપ્રચારકો દ્વારા તેમનો એ ભ્રમ દૂર કરવો જોઈએ

૩ શ્રીમાન રાજબહાદુર શ્રી કૃષ્ણમાચાર્ય મહાશયે ધારાસભામા સારદા એક્ટને રદ કરાવવા સારુ જે પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો છે, તે પ્રસ્તાવનુ આ અધિવેશન સમર્થન કરે છે અને એવી આશા રાખે છે કે ભારતવર્ષના તમામ વર્ણાશ્રમ ધર્માનુયાયીઓના પક્ષ તરફથી ઉપસ્થિત કરવામા આવેલા રાજબહાદુરના ઉક્ત પ્રસ્તાવનો ગવર્નમેન્ટ અવશ્ય સ્વીકાર કરશે

૪ આ અધિવેશન જાહેર કરે છે કે આપણે આપણી શાસ્ત્રવિહિત મર્યાદાને અનુસરીને આપણા ધર્માનુકૂળ સંસ્કારોનુ પાલન કરવાને બંધાયેલા હોઈએ એમા ગમે તે કોઈ કાયદો વિરોધ કરતો હોય, તો તેને આપણે માની શકતા નથી અને એવા કાયદાઓને લીધે જે કાંઈ માઠુ પરિણામ ભવિષ્યમા નિપજવા

પામે, તો તેની સઘળી જવાબદારી એ કાયદાઓના રચનારા તથા તેમાં સહાયક થનારી સરકાર તથા અન્ય વિરોધી દળો ઉપર જ રહેશે

૫ આ બાબત ઉપર મંત્ર આગ્રહપૂર્વક ભાર મૂકે છે કે ભારતમાં સુખશાન્તિને કાજે ચિરસ્મરણીય મહારાણી વિક્ટોરિયાની ધાર્મિક વિષયોમાં હસ્તક્ષેપ ન કરવાની જાહેરાતનો ભંગ કરીને કોઈપણ કાર્ય થવું ન જોઈએ પરંતુ તેનું અક્ષરશઃ પાલન થવું જોઈએ

૬ નાસિકના સુપ્રસિદ્ધ શ્રી કાળારામના મંદિરમાં તથા રામકુંડમાં ધર્મમર્યાદા । ઓળંગીને અનધિકાર પ્રવેશ કરીને મન્દિર અને કુંડની પવિત્રતાનો નાશ કરવા ખાતર સત્યાગ્રહના નામથી અસ્પૃશ્યોને આગળ કરીને ધર્મદ્રોહી ઉચ્છેદકો જે અત્યાચાર કરી ગયા છે, તેનો આ અધિવેશન સખ્ત વિરોધ કરે છે

૭ નાસિકના સનાતન ધર્માનુયાયીઓએ ઘણા ઘણા કષ્ટો સહન કરીને મન્દિર તથા કુંડની મર્યાદાનું રક્ષણ કર્યું છે, તેને માટે આ અધિવેશન તેઓને ધન્યવાદ આપે છે અને આવશ્યકતાનુસાર યથાશક્તિ આર્થિક આદિ સહાયતા આપવાની ખાતરી આપે છે

૮ આ અધિવેશન સંસ્કૃત વિશ્વવિદ્યાલયના પહેલા થએલા ઠરાવોને કાર્યના રૂપમાં મૂકવાની અત્યંત આવશ્યકતા જુએ છે અને કાર્યકારિણી સમિતિને આદેશ કરે છે કે તે આ કાર્યને આગળ વધારવાને પ્રયત્ન કરે તથા વર્ણાશ્રમ ધર્માનુયાયીઓને વિનંતિ કરે છે કે તેઓ તેને પૂર્ણ સહાયતા આપે

૯ આ અધિવેશન પ્રાન્તીય મંત્ર તથા સંઘની શાખાઓને ભલામણ કરે છે કે તેઓ પોતપોતાના પહેલાથી કાર્યક્ષેત્રમાં સ્થપાએલી સ્કૂલો અને કોલેજોમાં ધાર્મિકશિક્ષણની સુયોગ્ય સગવડ કરે તથા યોગ્ય સ્થાનોમાં બ્રહ્મચર્યાશ્રમ તેમજ સંસ્કૃત પાઠશાળા આદિ સ્વતંત્ર રીતે સ્થાપવાનો પ્રબન્ધ પણ કરે

૧૦ આ અધિવેશન આગળ કરેલા ઠરાવો મુજબ સંઘના હિન્દી તેમજ ઈંગ્રેજી દૈનિક મુખપત્રો જેમ બને તેમ જલદીથી પ્રકાશિત કરવાની આવશ્યકતા સમજે છે

૧૧ અત્યારે આપણા ધર્મ પર જે પ્રબળ આક્રમણ થએ જાય છે, તેનો પ્રતીકાર કરતા સનાતન ધર્મના સંરક્ષણને સારૂ આ અધિવેશનની દૃષ્ટિમાં ધર્મવીરોનું સુદૃઢ સંગઠન બહુ જલદીથી કરવાનું આવશ્યક છે એના માટે આ અધિવેશન કાર્યકારિણી સમિતિ પ્રાન્તીય સંઘ અને શાખા સંઘોને આવા દળનું શીઘ્ર સંગઠન કરવાની ભલામણ કરે છે

૧૨ આ સમ્મેલન સર્વે સનાતન ધર્માવલમ્બી સજ્જનોને ભલામણ કરે છે કે ધર્માનુકૂળ હોવાને લઈને સ્વદેશી વસ્ત્ર તથા બીજી સ્વદેશી વસ્તુઓનો ઉપયોગ કરવો જોઈએ વળી આયુર્વેદની વૈદ્યકીય પદ્ધતિ તથા ઔષધોનો વિશેષ પ્રચાર કરવાની પણ ભલામણ કરે છે

અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની **વિદ્વત્ પરિષદમાં** નીચેના વિદ્વાનોની ચુંટણી કરવામાં આવી હતી —

(૧) પંડિત પ્રવર શ્રી પંચાનન તર્કરત્ન મહોદય ભાટપાડા, બંગાળ
(૨) પંડિત શ્રી ભગવાન શાસ્ત્રી ઘેરુડકર
(૩) પંડિત શ્રી રામયશ ત્રિપાઠી શાસ્ત્રી જગતગંજ, બનારસ
(૪) મહામહોપાધ્યાય પં શ્રી દુર્ગાચરણ સાંખ્ય વેદાન્તતીર્થ ભવાનીપુર કલકત્તા
(૫) પં શ્રી કપિસ્થલમ્ દેશિકાચાર્ય
(૬) પં શ્રી બાલચન્દ્ર શાસ્ત્રી ઇન્દોર
(૭) પં શ્રી દેવકીનંદન શાસ્ત્રી દર્શનાચાર્ય કાશી

(૮) પં. શ્રી હરિકૃષ્ણ શાસ્ત્રીજી, મુંબાઈ.
(૯) મહામહોપાધ્યાય પં. શ્રી કરિમ્ કુલમ કૃષ્ણ શાસ્ત્રી મેલાપુર કોલેજ, મદ્રાસ.
(૧૦) મહામહોપાધ્યાય પં. શ્રી વિરૂપાક્ષ શાસ્ત્રી, માઈસુર.
(૧૧) મ'લાનિ શ્રી રામનારાયણ સોમયાજી શાસ્ત્રી, બન્દીમપેટા, બેઝવાડા.
(૧૨) મહામહોપાધ્યાય પં. અનંત કૃષ્ણ શાસ્ત્રી, શ્રી ગોપાળ મલ્લીકફેલોશિપ, કલકત્તા.
(૧૩) પંડિત શ્રી અનતરામજી, કાશી.
(૧૪) પંડિત શ્રી હારાણ ચન્દ્ર શાસ્ત્રી, અગસ્ત્યકુંડા, કાશી.
(૧૫) પંડિત શ્રી નારાયણ શાસ્ત્રી ખિસ્તે.
(૧૬) પં શ્રી સભાપતિજી ઉપાધ્યાય. લાલઘાટ, કાશી
(૧૭) મહામહોપાધ્યાય પં. શ્રી ગિરિધર શર્મા ચતુર્વેદી, પ્રિન્સિપાલ, મહારાજા કોલેજ, જયપુર. રજપુતાના.
(૧૮) પં. શ્રી કાશીશેષ વ્યંકટાચલ શાસ્ત્રી, મદ્રાસ.
(૧૯) દેવર્ષિ શ્રી રમાનાથ શાસ્ત્રીજી, શ્રીનાથદ્વાર, મેવાડ.
(૨૦) પંડિતરાજ શ્રી રાજેશ્વર શાસ્ત્રી દ્રવિડ, કાશી
(૨૧) પં. શ્રી દેવનાયક આચાર્યજી, કાશી.

જળગાંવના મહાવિવેશનમા તથા કલકત્તાના મહાધિવેશનમાં અને તેની કાર્યવાહક સમિતિઓ તથા શાખા સભાઓમાં જે કાર્ય થયુ છે, તેનુ વિવરણ જોઈને એ સમજાશે કે આ સંસ્થાએ કેવળ મહાધિવેશનોના દેખાવ માત્રથી સંતોષ માન્યો નથી. પણ કરવામાં આવેલા ઠરાવોને અનુકૂલ કાર્યવાહી કરવામાં યથાશક્તિ નિરન્તર પ્રવૃત્તિ રાખી છે.

અત્યારના નાસ્તિક શિક્ષણની અસરથી આપણામાંના કેટલાકનાં અન્તઃકરણમાં એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ ગઈ છે કે વર્ણાશ્રમ મર્યાદાનો નાશ કર્યેથીજ સ્વરાજ્ય અથવા સ્વાતંત્ર્ય પ્રાપ્ત થઈ શકે, પરંતુ આવી દુષ્ટ ભાવનાથી આપણે જ્યારે સ્વરાજ્યને સારૂ આગળ ધસીએ છીએ, ત્યારે અંતઃકરણમાં પરરાજ્ય અને બહારથી સ્વરાજ્ય એવું વિચિત્ર સ્વરૂપ બની જાય છે. પછી આપ સમજી શકશો કે આવાં ચિત્રમાં પ્રાણ ક્યાંથી આવે ? વાસ્તવિક રીતે જોઈએ તો વર્ણાશ્રમ ધર્મજ એક એવું તત્વ છે કે જેના સંબંધમાં 'ધર્મો રક્ષતિ રક્ષિતઃ' એ અમૂલ્ય ઉક્તિ બરોબર યોગ્ય થઈ પડે છે.

આજે આપણે જો વર્ણાશ્રમી હોઈએ, તો આપણે એવુ કહેવાનો દાવો કરી શકીએ કે અમારૂં આન્તરિક જગત્ પરરાજ્યથી સર્વથા સ્વતંત્ર છે. આપણે અખંડ સ્વરાજ્ય સુખના ભાગીદાર છીએ. એ જાણે થઈ બાહ્ય જગતની વાત. જરાક એકાગ્રપણે મનન કરતાં આપણને સ્પષ્ટ થઈ શકે તેમ છે કે આપણે આપણા વર્ણાશ્રમના અભેદ્ય દુર્ગમાં બેસીને એટલા તો સુરક્ષિત છીએ કે તેને લીધે કોઈ પણ પ્રકારનું આક્રમણ આપણા ઉપર થઈ શકે એમ નથી. આપણો ધર્મજ આપણને સ્પષ્ટ એવો આદેશ આપી રહ્યો છે કે આપણે નિરન્તર હરેક પ્રકારે અનિષ્ટ વિદેશી સંસર્ગથી બચતાં રહેવું. અંહિયાં તો સ્પર્શ સરખો નહિ કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

કેટલાક કૂટનીતિજ્ઞો તરફથી અસ્પૃશ્યતા આદિ ધાર્મિક ભાવો સ્વરાજ્યના પ્રતિબંધક બતાવવામાં આવે છે. અને સ્વરાજ્યના પ્રલોભનમાં ફસાઈને અને સુધારાની ખામી બતાવીને અમારે જ હાથે અમારા કિલ્લાને તોડવાનો પ્રસંગ ખડો કરી દેવામાં આવ્યો છે. આપણા દેશની કહેવાતી અસ્પૃશ્ય જાતિઓની સાથે આપણો ઘૃણાનો ભાવ હોય છે, અને આપણાથી તેઓ અલગ થઈ જશે અને આપણી શક્તિ નષ્ટ થઈ

જશે, એમ કહેવામાં આવે, તો એ ઉપર તો મહારાજા રતિદેવનું દૃષ્ટાંત આદર્શ તરીકે યાદ દેવડાવવાનું છે. સાચી વાત તો એ છે કે આપણા દેશવાસી અસ્પૃશ્ય અંત્યજ ચાંડાળ પુલ્કસ્ પર્યન્ત સર્વે સનાતન ધર્મમાં છે. અને વર્ણાશ્રમના કિલ્લાના અંગ પ્રત્યંગરૂપ છે. અને સર્વે અંગોનું કર્તવ્ય છે કે પોતપોતાને સ્થાનકે રહીને પોતાના કર્તવ્યનું પાલન કરવું કે જેથી આ કિલ્લો સદા અભેદ્ય બન્યો રહે. આ વર્ણાશ્રમની વ્યવસ્થામાં કોઈપણ વ્યવસ્થાને બગાડવાનો અર્થ, એ કિલ્લાની સુદૃઢ દિવાલો અને કાંગરાઓને તોડવા સિવાય બીજો કાંઈ નથી. વસ્તુસ્થિતિ એ છે કે અસ્પૃશ્યતા દ્વેષ અથવા ઘૃણામૂલક નથી કેવળ ધર્મના આધાર ઉપર એની વ્યવસ્થા છે. તેથી કરીને જ્યાં બ્રાહ્મણને સારૂ પ્રાણદંડનો નિષેધ કર્યો છે, ત્યાં એ પણ કહ્યું છે કે ધાર્મિક અંત્યજને પણ ધર્મનું ગૌરવ વિચારીને પ્રાણદંડ દેવો ન જોઈએ

ब्राह्मणे जातिमात्रेऽपि धार्मिके चान्त्यजेऽपि हि ।
धर्मोऽस्तीति विद्वान् न वधं दण्डमादिशेत् ॥

અંત્યજ વિગેરેને રહેવાની જગ્યા ગામના સીમાડા ઉપર રાખવામાં આવે છે તે સંબંધમાં પણ અર્થશાસ્ત્રમાં એવા વચનો છે કે રક્ષણની દૃષ્ટિથી તે મજબૂત અને બળવાન જાતિઓને સીમાડા ઉપર રાખવી જોઈએ.

આપણા વર્ણાશ્રમ ધર્મનો પ્રત્યેક સિદ્ધાંત એવો છે કે જેનું પાલન કરવાથી આપણે સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકીએ. વર્ણાશ્રમ ધર્મના સિદ્ધાંતોનું અનુસરણ કરીને જ આપણે વિશ્વપ્રેમની પણ પ્રાપ્તિ કરી શકીએ. આપણા બ્રાહ્મણથી લઈને અંત્યજ પર્યન્ત સર્વ જાતિના લોકો સનાતન ધર્મના અંગ પ્રત્યંગ છે. એની મર્યાદાની અંદર રહીને સૃષ્ટિના આરંભ કાળથી આપણા પૂર્વજોના સમયમાં હતું તેમ હવે પછીને સારૂ પણ હમેશાં શાસ્ત્રાનુસાર સૌની સાથે અંતરંગ સ્નેહ અને બંધુભાવ રાખીને ચિરસ્થાયી પૂર્ણ સ્વરાજ્ય આપણે પ્રાપ્ત કરી શકીએ કે જે વડે ભારતની સર્વ પ્રકારની ઉન્નતિ થઈ શકે સર્વનો ધર્મભાવ અવિચળ રહે અને લાખો ગરીબો દુખીયાંઓની તેમજ ગોમાતાની યથાવત્ સંરક્ષા થઈ શકે. આ ઉદ્દેશ્યોની પૂર્તિ કરવા સારૂ આ અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ સ્થાપન થયો છે.

અંતમાં જગન્નિયન્તા સર્વશક્તિમાન સર્વાધાર પરબ્રહ્મ પરમેશ્વરના ચરણોમાં વારંવાર પ્રણામ કરીને એજ પ્રાર્થના કરવાની કે આપણા સૌ લોકોમાં પરસ્પર વિશ્વાસ અને સૌહાર્દની વૃદ્ધિ થાઓ કે જેથી પ્રસ્તાવિક કાર્યોને સફલ કરી શકાય, અને નીચેના સિદ્ધાંત ઉપર આપણે અટલ રહીએ —

न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥



# સનાતન ધર્મના તત્ત્વનો વિવેક.

પૂ. ગોસ્વામી લાલબાવા શ્રી ગોવિંદરાયજી.

પ્રભુની લીલા અગાધ છે, એટલે અકળ–અચિન્ત્ય હોય એમાં નવાઈ નથી. પ્રભુ અર્થાત્ સર્વશક્તિમાન; શ્રી, કાન્તિ વગેરે દ્વાદશ શક્તિઓ–જે શાસ્ત્રોએ દર્શાવેલી છે તે–જેનામાં હોય તે પ્રભુ; એટલે તે સર્વ કંઈ કરી શકે. કરવાનું, નહિ કરવાનું અને અન્યથા કરવાનું જેનામાં સામર્થ્ય હોય તેજ પ્રભુ કહેવાય. આવા પ્રભુની લીલા તુચ્છ શક્તિવાળો માનવી એકદમ પોતાની મેળે સમજી શકે ખરો? સાગરનું પાણી ગાગરમાં માઈ શકે ખરૂં? ચાતકની ચાંચપુટમાં આખો ઘન સમાઈ જાય એવું કદી સાંભળવામાં કે અનુભવવામાં આવ્યું છે?

પ્રભુ તે પ્રભુજ, ને જીવ તે જીવજ. પ્રભુનું સામર્થ્ય અચિંત્ય–અતકર્ય, અને જીવનું બીલકુલ પરિમિત. ત્યારે તો જીવ પ્રભુને જાણી નજ શકે–ઓળખી નજ શકે–એવુંજ થયું ને? ના, કેટલાક યુરોપીય લેખકની જેમ પ્રભુને તદ્દનજ અજ્ઞેય આપણે કહેતા નથી. આપણામાંના ઘણા મોટા ભાગને અજ્ઞેય હોય, એટલે મનુષ્યમાત્રને તે અજ્ઞેયજ છે એમ કહેવું, એતો એક મોટી ધૃષ્ટતા કહેવાય. તેમાં વળી કુદરતની અપૂર્વ બક્ષીસો વારસામાં મેળવનાર, અને પ્રભુની અનુગ્રહપાત્ર એવી પવિત્ર ભારતભૂમિમાં, બ્રહ્મભાવને પ્રાપ્ત થએલા અનેકાનેક જ્ઞાનીઓની જન્મભૂમિમાં, પ્રભુના અલૌકિકરસનું પાન કરી પૂર્ણકામ પ્રભુની ઈચ્છાને પણ તૃપ્ત કરનારા ભક્તજનોની માતૃભૂમિમાં જન્મ ધારણ કરી પ્રભુ અજ્ઞેયજ છે એમ કહેનારના કથન તરફ લક્ષ આપવા કયો સજ્જન તત્પર હોય? ભારતભૂમિના જાહેર વ્યાખ્યાનના મંડપોમાં હમણાં હમણાં કદાચ પ્રભુ સંબંધી અજ્ઞેયતાવાચક શબ્દોના પડઘા મોટે ભાગે ભલે સંભળાય; પણ તે ભારતના નથી, તે તો વિજાતીય સંગના પ્રભાવથી ધીમે ધીમે સ્થાન મેળવતા આવેલા વિજાતીય આચાર વિચારના શુદ્ધ કે મિશ્રિત–વ્યક્ત કે અવ્યક્ત પડઘા માત્ર છે. વિજાતીય વિચારોના આક્રમણથી ઘણે અંશે બચેલા અથવા દૂર રહેલાં ગામોમાં, નાના ગામડાંઓમાં, અને શહેરોમાં પણ ધોરી રસ્તાઓ પરનાં હવેલી જેવાં મકાનોમાં નહિ, પણ નિવૃત્તિને કંઈક પણ અનુકૂળતા મળી આવતી હોય એવા મહોલ્લાઓમાં ગલીઓમાં, કે શેરીઓમાં ફરો અને હાલનાં કેટલાક કમિશનોના જેવી નહિ, પણ ઈશ્વરને સાક્ષી જાણી, પ્રમાણિક ને પુરેપુરી તપાસ કરો, તો માલમ પડી આવશે કે ભારતભૂમિ પૃથ્વીની અન્ય ભૂમિઓથી કંઈક અનેરી છે, એના પર કુદરતની તેમજ પરમાત્માની મહેર છે, અને તેથીજ તે બીજા કેટલાક દેશો જેટલી પરમાત્માથી દૂર ગએલી નથી પણ સરખામણીની દૃષ્ટિએ વધારે નજીકજ છે. ભારતીય પ્રજા કંઈ દુકાનદારોની પ્રજા નથી, અહમહમિકાથી ભરેલા વિષયપરાયણ પામરોની પ્રજા નથી, એ તો 'તત્ત્વવેત્તાઓની પ્રજા' છે. સદીઓના દુઃસંગના પ્રબલ સપાટાઓ પછી પણ, "ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ," એ ન્યાયે હજી એને 'તત્ત્વવેત્તાઓની પ્રજા'ના નામથી ઓળખાવતાં મને જરા પણ આંચકો આવતો નથી. અને એ સર્વ પ્રતાપ આપણા પોતાના નથી, આપણા પૂર્વજોના છે. તત્ત્વજ્ઞાનનાં બીજ આપણા રક્તમાં ભળેલાં આપણને અજાણમાં પણ મળ્યાંજ જાય છે, અને હજી તે બીજોને અંકુરિત બનાવી પવિત્ર જીવન ગાળનારા જનો

વિદ્યમાન છે તેમ છતા સતાની ખાતર એટલુ તો કહેવુજ પડશે કે એ બીજને પોસનાર જળ હવે દિવસે દિવસે વિરલ થતુ જાય છે, અને એ બીજને ભસ્મ કરનાર અગ્નિ દિનદિન વધારે ને વધારે પ્રચણ્ડરૂપ ધારણ કરતો જાય છે.

આટલા પરથી બે બાબત તો સ્પષ્ટ થઈ રહે છે એક તો એ કે પ્રભુની લીના અગાધ છે, અને બીજી એ કે પ્રભુ અનેય અત એવ અપ્રાપ્ય પણ નથીજ. इन्द्रियेभ्य परा ह्यर्था अर्थेभ्यश्च पर मन । मनसस्तु पराबुद्धि बुद्धेरात्मा महान् पर ॥ અર્થાત્ અર્થો ઈંદ્રિયથી પર, મન અર્થોથી પર, બુદ્ધિ મનથી પર, અને પરમાત્મા બુદ્ધિથી પણ પર આ પ્રમાણે જોતા જે સર્વથી પર હોય તેનુ સ્વરૂપ સમજવુ અગાધ જળનો પાર પામવા જેવુ દુર્ઘટ કહીએ તે વાસ્તવિકજ છે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । જેને પામ્યા વગર વાણી મન સાથે પાછી ફરે છે, એ શ્રુતિ પણ એ વિચારનુ સમર્થનજ કરી રહી છે પણ હવે બીજી તરફ દૃષ્ટિ ફેરવીએ તો એવા વચનો પણ છે કે तेषा सतत युक्ताना भजता प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोग त येन मामुपयान्ति ते ॥ અર્થાત્ નિરતર મારામા મન જોડીને પ્રીતિપુરસર મારૂ ભજન અર્થાત્ સેવન કરનારને હુ એવા બુદ્ધિયોગનુ દાન કરૂ છે કે જેથી તેઓ મારી સમીપ આવે છે. આ આજ્ઞા શ્રીકૃષ્ણચંદ્ર શ્રીમુખેજ શ્રીમદ્ભગવદ્ગીતામા કરે છે ત્યારે તો સિદ્ધ એમ પણ થયુ કે પ્રભુની પાસે જઈ શકાય છે, મતલબ કે પ્રભુ પ્રાપ્ય પણ છે, કેવલ વિશેષ સ્પષ્ટ સ્વરૂપમા પ્રતિપાદિત થએલુ અહીં છે—

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वत ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

મતલબકે વાસ્તવિકરૂપે હુ જેવો ને જે છુ તેવો તે ભક્તિવડે મને ઓળખી શકે છે, અને એ પ્રમાણે જેવો, જેવા ભાવવાળો, જેવા રૂપ ગુણકર્મવાળો હુ છુ તેવોજ મને જાણીને પછીથી મારામા પ્રવેશ કરે છે ભગવતી શ્રુતિની આજ્ઞા પણ સ્પષ્ટ છે કે यमेव एष वृणुते तेनैव लभ्य । જેનુ પ્રભુ વરણ કરે છે મતલબકે જે જીવનો આત્મીયપણાથી અંગીકાર કરે છે તેનેજ તે પ્રાપ્ત થઈ શકે છે શાસ્ત્રાજ્ઞાઓ એકઠી કરવા બેસીએ તો પાર પણ ન આવે પણ શાસ્ત્રપર જેને શ્રદ્ધા છે તેને તો એક વાક્ય પણ શિરસાવદ્ય હોય છે, ને અનેકનુ કામ સારે છે ફકત એટલુંજ કે એકનો પણ યથાર્થ બોધ થાય તે તરફ ધ્યાન આપવુ જોઈએ એક શાસ્ત્રવચનો એક બીજાપર પ્રકાશ પાડે છે, અને જુદા જુદા રૂપમા હોવાથી શબ્દ શક્તિની સંકુચિતતાથી ઉપજતા અનેક ભ્રમ અથવા સશયોનુ નિરાકરણ કરે છે આ પ્રમાણે સર્વની અગત્ય સિદ્ધ થતા પણ ગુણગ્રહી તત્ત્વચિંતકને માટે તો થોડા સ્પષ્ટ વચનો પણ ઘણુ કાર્ય કરી શકે છે માટે આટલાથીજ સતોષ માની પ્રભુની લીના અગાધ છે, છતા પણ પ્રભુ એક દૃષ્ટિએ જ્ઞેય છે, એ બાબતો સ્વીકૃત તરીકે માની લઈ હુ આગળ ચાલીશ.

ઉપર ટાંકેલા વચનામૃતોનેજ ધ્યાન દઈને વિચારીએ છીએ તો એક વાત સાફસાફ જણાઈ આવે છે આત્મા સર્વથી પર હોવાથી સામાન્ય વાણી તથા બુદ્ધિ તેને પહોચી શકતા નથી પણ પર બ્રહ્મ પરમાત્મા પોતેજ આજ્ઞા કરે છે કે જેને હું વરૂ છુ—જેનો આત્મીયત્વેન હુ અગીકાર કરૂ છુ, અથવા જેને હું બુદ્ધિયોગનુ દાન કરૂ છુ, તેઓ મને પ્રાપ્ત કરી શકે છે, મારી પાસે આવી શકે છે, અથવા મારામા પ્રવેશ કરી શકે છે, એટલે હવે આપણે એવુ અનુમાન કરીએ કે લૌકિક વ્યવહારમા અત્યત કુશળ મનાતી હોય એવી તીવ્ર બુદ્ધિ પણ પ્રભુનુ જ્ઞાન પ્રાપ્ત કરવામા, પ્રભુને પામવામા, અથવા પ્રભુ સમીપ જવામા સિદ્ધિ મેળવી શકતી નથી વળી શ્રીકૃષ્ણચદ્ર આજ્ઞા કરે છે કે નિરતર મારામા લાગી રહેના મનવાળી અનન્ય ભક્તિવડેજ હુ ઓળખાઉ છુ પ્રિયવાચકો, કહો, આમા, રાતદિવસ આ દુનીઆના દેહસબધી

વિચારોમાં લીન, અથવા ઘણું થાય તો પોતાનું સાચવીને પારકાનું ઐહિક સુધારવાનું બની શક્તું હોય તો તેમ કરવામાં પ્રવીણ અથવા તેથી પણ આગળ :વધીએ તો સ્વાર્થનો પણ સદંતર ત્યાગ કરીને "જ્યાંકો છૂતની બુદ્ધ હે તિતનો કહેત બનાય:" એ ન્યાયે સ્વબુદ્ધિઅનુસાર શ્રેયઃ કલ્પી પરોપકાર કરવામાં પરાયણ–એવી બુદ્ધિને કેટલું સ્થાન છે ? જગત્ પ્રભુનુંજ નાટક છે, પ્રભુજ સર્વત્ર ખેલી રહ્યા છે, "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે," એવી દૃષ્ટિવાળાને તો સર્વત્ર આનંદ છે, ને તેને વિધિનિષેધ લાગુ નહિ પડતા હોવાથી તેને કહેવા બોલવાનું કે સાંભળવાનું કંઈ હોતું નથી. પણ વિધિનિષેધની મર્યાદા જેને લાગુ પડે છે, એવા સામાન્ય અધિકારીઓને તો એ ખાસ કરીને વિચારવા જેવું છે કે આત્યંતિક શ્રેયઃ પ્રાપ્ત કરવાની લાલસા વાળાએ સર્વત્ર વિવેક વાપરવાની જરૂર છે કે નહિ. બુદ્ધિની સ્વસ્થતાથી સહેજ વિચાર કરતાં માલમ પડી આવે છે કે દુનીઆમાં બે પ્રકારના વ્યવહાર ચાલી રહ્યા છે, આધિભૌતિક એ આજ દુનીઆનું એક સ્વરૂપ, અને આધ્યાત્મિક એ એનું ને એનુંજ બીજું સ્વરૂપ. લૌકિક ચર્મચક્ષુથી આ દૃશ્ય જગતનું નિરીક્ષણ કરીએ છીએ તે જગતનું આધિભૌતિક સ્વરૂપ. એ જગતનો સ્થૂળ બુદ્ધિવડે વિચાર કરી ખાનપાનનાં, એશઆરામનાં સાધનો આપણા પોતાને માટે તેમજ અન્યને માટે પ્રાપ્ત કરીએ અથવા પ્રાપ્ત કરવા મથન કરીએ એ બધોજ વ્યવહાર આધિભૌતિક. આધ્યાત્મિક સ્વરૂપ આથી ભિન્નજ છે. એમ નથી સમજવાનું કે આધ્યાત્મિક જગત્ કોઈ બીજું હશે. જગત્ તો એ ને એજ છે. એનું સ્વરૂપજ બીજુ. આ ગ્રન્થિ ઉકેલવીજ બહુ મુશ્કેલ છે કેમકે જગત્ આનું આ, અને તેના બે સ્વરૂપ. સનાતન ધર્મની વિશિષ્ટતા આ ઉકેલ ઉત્તમમાં ઉત્તમ રીતે કરવામાંજ છે. ઉકેલ એકદમ એક ક્ષણમાં થઈ જાય એવો તો નજ હોય, એ હરકોઈ સુજ્ઞ પુરુષના ખ્યાલમાં આવી શકે એમ છે. ત્યારે ઉકેલ ધીમે ધીમેજ થતો હોય, તો વચલી કક્ષાઓ ઘણી હોય એ સ્વાભાવિક છે, અને આધિભૌતિક જગતને આધ્યાત્મિક સ્વરૂપમાં નિહાળવા શક્તિમાન્ થતા પહેલાં જીવાત્માને ઘણી કોટિઓમાંથી પસાર થવું પડે એ પણ તેવુંજ સ્વાભાવિક છે. ધર્મની અનેક શાખાઓ હોવાનું ને અનેક પંથો અસ્તિત્વમાં આવવાનું મૂળ આમાંજ છે. યથાર્થ રૂપમાં સમજવા પ્રયત્ન કરતાં માલમ પડશે કે જગત્ની પ્રભુએ કરેલી આવી યોજનામાં ઉન્નતિક્રમમાં અધિકારની ભિન્નતા ઉદ્ભવેજ, અને પ્રકૃતિના વૈચિત્ર્યને જો ઉમેરીએ તો જીવનની, ઉંચીનીચી અનેક ભૂમિકાઓ માનવીજ પડે. આપણા કર્મમાર્ગની કુટીઓ, જ્ઞાનમાર્ગની હવેલીઓ, અને ભક્તિમાર્ગનાં નિકુંજધામો–એ સઘળાં કોઈએ બળાત્કારે પેદા કર્યા નથી. સામાન્ય રીતે જોઈ શકાશે કે આધ્યાત્મિક જીવનરથની લગામ ક્ષમા, આર્જવ, શમ, દમાદિના ગુણોથી ગુંથાએલી છે, અને આધિભૌતિક જીવનનું ગાડું અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધાદિના દોરડાથી ઘસડાય છે, આ વૈચિત્ર્ય અલૌકિક છે, ને એ સમજ્યાથીજ સનાતનધર્મનું ગૌરવ કંઈક અંશે મગજમાં ઉતરી શકે એમ છે.

એ વાત સહજ સમજાય એવી છે કે જેમ કોઈ મનુષ્યને જોતાં તેના દેહને આપણે જોઈએ છીએ, તેના આત્માને આપણે જોઈ શકતા નથી; તેમ આ જગતના આધિભૌતિક સ્વરૂપભૂત દેહને આપણે જોઈ શકીએ છીએ, તેના આધ્યાત્મિક સ્વરૂપભૂત આત્માને આપણે જોઈ શકતા નથી. આત્માનું દર્શન કરવાની શક્તિ તો યોગની કે અર્જુનને ભગવાને આપેલી એવી દિવ્ય દૃષ્ટિનીજ હોઈ શકે એમ સનાતન ધર્મ ઉપદેશે છે. માટે, જગત્ના આધ્યાત્મિક તત્ત્વનું યથાર્થ દર્શન કરવું હોય તો આપણા તત્ત્વદર્શીઓએ બતાવેલા રસ્તાઓમાંથીજ આપણા અધિકાર અનુસાર કોઈએકનું ગ્રહણ કરવું જોઈએ. ભૌતિક જગત્ના પ્રદેશમાંજ ભમતી મતિ જગતનું આ સૂક્ષ્મ સ્વરૂપ સમજવાને શક્તિમાન નથી, અને વ્યવહારકુશળ સ્થૂલ બુદ્ધિ સૂક્ષ્મ જગત્ના કોયડાઓનો ઉકેલ કરવાને શક્તિમાન નથી. શ્રી કૃષ્ણચંદ્રે શ્રીમુખેજ બુદ્ધિના ત્રણ ભેદ દર્શાવેલા છે, અને સાત્વિક, રાજસ તથા તામસ બુદ્ધિનાં સ્વરૂપ યથોચિત વર્ણવેલાં છે. સાચું

જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે. એ પણ દેખીતું છે, કેમકે सत्वात् संजायते ज्ञानम्। વસ્તુતઃ તો સાત્વિક બુદ્ધિ પણ પ્રભુનું યથાર્થ સ્વરૂપ સમજવા માટે પર્યાપ્ત નથી. તેને માટે તો શ્રીકૃષ્ણચંદ્રની અનન્ય ભક્તિની જરૂર છે, કે જે ભક્તિથી પ્રસન્ન થતાં પોતે એવા બુદ્ધિયોગનું દાન કરે કે તે વડે પ્રભુને પામી શકાય. વસ્તુસ્થિતિ આવી હોવાથી દિલગીરી સાથે કહેવું પડે છે કે આજકાલ "હળદરને ગાંઠીએ ગાંધી" થઈ બેસનારી સામાન્ય જનતામાં દૈવયોગે કંઇક એવી ઉચ્છૃંખલતા પ્રવેશી ગઈ છે, કે તે ધર્મ જેવા સૂક્ષ્મ વિષયમાં પણ અનાજ તોળવાનાં કાટલાંથી મોતી તોલવાનું સાહસ કરવા વખતોવખત તત્પર થઈ જાય છે.

આવી ગંભીર પરિસ્થિતિ ઉભી થવાનું એક કારણ નજ હોઈ શકે. એનાં કારણો અનેક હોવાં જોઇએ, ને છે પણ ખરાં. મુખ્યમાં તો પશ્ચિમનો જડવાદ ભારતભૂમિમાં પણ જડ ઘાલવા ટમટમી રહ્યો છે, અને અત્યાર સુધીમાં તેણે કરોડો હૃદયમાં થોડે યા ઘણે અંશે જડ ઘાલી પણ છે. કહેવાતા કેળવાયલા વર્ગ પર આ વાદનું આક્રમણ મોટા પ્રમાણમાં છે એ બાબતની ખાત્રી એ વર્ગનાં સ્ત્રીપુરુષોની રહેણી કહેણી તપાસવાથી તરત થઇ જાય છે. જ્ઞાન એ બળ છે એની કોઈથી ના પાડી શકાશે નહિ. પણ જ્ઞાન એ એક પ્રકારનું નથી પણ અનેક પ્રકારનું છે એ તો કબૂલજ કરવું પડશે. વળી જેનો કદી ઉપયોગ કરવાનો વિચાર પણ નથી થતો એવું જ્ઞાન એ જ્ઞાન ધરાવનારને માત્ર એક બોજારૂપ જ છે. અમુક વસ્તુ જાણી તેથી કંઇ ન્યાલ થવાતું નથી. જાણ્યા પછી તો એ જ્ઞાનનો સદુપયોગ કરવાનું મોટામાં મોટું ને ખરૂં કાર્ય બાકી રહે છે. મળેલા જ્ઞાનનો યોગ્ય પ્રસંગે યોગ્ય ઉપયોગ કરવામાં આવે તોજ લોકમાં જેને ખરૂં ડહાપણ કહે છે, ને શાસ્ત્રમાં જેને તત્ત્વજ્ઞાન કહે છે, તેની પ્રાપ્તિ થાય છે. કોરા જ્ઞાનીનું લક્ષણ મને પૂછશો તો તો હું એમજ કહીશ કે "હું આ જાણું છું, હું પેલું જાણું છું," એમ જાણવા ને જાણવાના મદમાંજ મહાલ્યા કરે તે; જ્યારે ડહાપણનો અંશ પ્રાપ્ત કર્યા પછી તો મનુષ્યને એમજ થાય કે "હું શું જાણું છું, મારે જાણવાનું બહુ બાકી છે." ને વાસ્તવિક રીતે જાણવાની વસ્તુનો દુનિઆમાં પાર પણ નથી. ભર્તૃહરિ કહે છે તે યોગ્યજ છે કે "યત્કિંચિત્ સાચું જ્ઞાન મને પ્રાપ્ત થયું ત્યારેજ મને ખબર પડી કે હું તો મૂર્ખ છું." માટે ઇશ્વરનો જે મનુષ્ય ઉપર અનુગ્રહ હશે તેને તો જ્ઞાનનો મદ કદી નહિ ઉપજશે. તત્વજ્ઞાનમાં સાચો પ્રવેશ થતાં એ મદ જ્વરની માફક આપોઆપ ઉતરી જશે.

આ પ્રમાણે જોતાં લોકનિષ્ઠબુદ્ધિ અને તત્ત્વનિષ્ઠબુદ્ધિ બંને જુદી પડી જાય છે. લોકનિષ્ઠમન આધિભૌતિક જગત્‌માં રમે છે, અને તત્ત્વનિષ્ઠ મનને ઘૂમવા માટેનો પ્રદેશ આધ્યાત્મિક જગત છે. આ વસ્તુનું યથાર્થ ભાન થવા માટે શ્રીકૃષ્ણચંદ્રના શ્રીમુખની વાણી તરફ વળતાં એક મહાન્ તત્ત્વ હાથમાં આવે છે. 'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी। यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥' એ ગંભીર વચનોનું સ્વારસ્ય સમજવું બહુ દોહ્યલું છે; પણ યથાશક્તિ એનો ભાવાર્થ સમજવા પ્રયત્ન કરીશું તો જણાશે કે પોતે શ્રીમુખે આધિભૌતિક અને આધ્યાત્મિક એ બે જગતનાં સ્વરૂપોનુંજ પ્રતિપાદન કરી રહ્યા છે. સંયમી, મતલબ કે જેનો મન પર કાબુ છે એવો મુક્ત પુરૂષ, અર્થાત્ જેણે જગતના ક્ષણિક સુખ ઉત્પન્ન કરનારા વિષયોની પ્રાપ્તિ કરવાનું છોડી દીધુ છે, તે જેમાં જાગે છે, તેમાં સર્વભૂતો એટલે બીજા સંયમ વગરના સામાન્ય પુરુષો ઉંઘે છે. આ ઉંઘવાનો ને જાગવાનો અર્થ એજ છે કે સંયમી આધ્યાત્મિક જગતમાં જાગૃત રહી પ્રવૃત્તિ કરી રહ્યો છે, જ્યારે સંયમ વિનાની સારી દુનીઆનો એમાં પ્રવેશજ નથી; કેમકે તેમને તો ત્યાં અંધકાર સિવાય કશું ભાસતુંજ નથી. અને જે લોકવ્યવહારમાં સર્વ પ્રાણીઓ જાગતાજોધ રહી તાંડવ મચાવી રહ્યા છે, તેમાં ઉઘાડી આંખે પણ સંયમીને સઘળું અંધકારમય ભાસવાથી કંઈ જોવા જેવું રહેતું નથી. આથી વધારે ખુલ્લો ભેદ આપણે કયો જાણવાનો રહ્યો? જો આપણી બુદ્ધિ, આ

વાગમૃતનો સ્વાદ કંઈક અંશે પણ લેવા જેવી ઈશ્વરકૃપાથી હોય, તો જીવનનું સાફલ્ય શેમાં છે તેનો નિર્ધાર કરવાનું કામ આપણે માટે વિકટ નથી. સાંસારિક પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઈ નિવૃત્તિમય માર્ગમાં પ્રવૃત્તિ કરવી એવું ડાહ્યા પુરુષોને એમાંથી સૂચન થાય છે. અહીં કદાચ એક ભ્રમ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. કોઈ એમ પણ સમજે કે બધાને ઘરબાર તજી લંગોટી વાળી વનમાં કે બીજે સ્થળે એકાંતમાં વસવાનો જ આમાં તો ઉપદેશ છે, અને તેમ હોય તો પછી જગતને વૈરાગી સાધુ સંતોના એક અખાડા જેવો બનાવવાનો તમારો વિચાર જણાય છે. પણ આવો ઉદ્દેશ સ્વપ્ને પણ નથી. શ્રીકૃષ્ણચંદ્રના વચનામૃતનું ગાંભીર્ય અધું સમજવાથી અથવા ખોટારૂપમાં સમજવાથીજ આવી ગેરસમજૂત થાય છે. જગતમાં બે માર્ગોનો પ્રવાહ ચાલી રહ્યો છે, અને પ્રવૃત્તિમય અને નિવૃત્તિમય એવાં બે પારિભાષિક નામોથી તે ઓળખાય છે; પરંતુ આ જગતમાં સામાન્ય મનુષ્ય જેવું જીવન ગાળે છે તેવુંજ જીવન દેખીતી રીતે ગાળવા છતાં, બંને માર્ગના અધિકારીઓના વ્યવહારમાંજ ભેદ પડે છે. નિવૃત્તિમય માર્ગના અધિકારીઓ પણ પ્રવૃત્તિ તો કરી રહ્યા છે, ફક્ત તે પ્રવૃત્તિની દિશા ન્યારી છે. જનકવિદેહી જેવા આ દુનીઆમાંજ રહીને, અનેક જાતની ખટપટ જેમાં કરવાની હોય, એવો રાજ્યકારભાર કરવા છતાં નિવૃત્તિમય માર્ગનું સેવન કરી શક્યા છે. કરોડો વિરક્ત જ્ઞાનીઓ તથા ભક્તો સંસારમા રહીનેજ સત્યજ્ઞાન તથા ભક્તિની પ્રાપ્તિ કરી શક્યા છે, એ હિંદુશાસ્ત્રોના વાચકને અજાણ્યુ નહિજ હોવું જોઇએ. ફક્ત નિષ્કામ કર્મનું સ્વરૂપ કેવું છે, સત્યજ્ઞાનનો મહિમા કેવો છે, સાચી નિરુપાધિ પ્રેમભક્તિનો પ્રભાવ કેવો છે, એ જાણવાની જરૂર છે. ને એ જાણવા માટે એકલાં પુસ્તકોનુ વાચન અને તેનો **સ્વબુદ્ધિ અનુસાર** અર્થ કરવો બસ નથી; એને માટે તો તે તે માર્ગના અનુભવીઓના સમાગમની ને તેમની શુશ્રૂષાની ખાસ જરૂર છે. બાકી સ્વબુદ્ધિપર આધાર રાખી ગંભીર ભાવસૂચક વચનોનો અનર્થ આજકાલ કેવી રીતે થઈ રહ્યો છે તે બતાવવા બેસીએ તો પાર પણ આવે એમ નથી. "મારૂં તે તારૂં, ને તારૂં તે મારૂં, એવો ઉપદેશ સાંભળ્યા પછી "તારૂં તે મારૂં" એટલું સ્વીકારી લેનાર તો ઘણા મળે, પણ તેથી વળ્યું શું? એ ઉપદેશનું ફલ શું? ઉચ્ચ વિચારો જ્યારે અનધિકારીના જાણવામાં દૈવયોગે આવી જાય છે, ત્યારે હૃદયના પૂરતા વિકાસને અભાવે તે વિચારોનો સદુપયોગ થઈ શકતો નથી, પણ બહુધા દુરૂપયોગજ થાય છે. સત્સમાગમની એક ઘડી આખી જિંદગીનો પલટો કરી શકે છે. તેથીજ શાસ્ત્રમાં સત્સંગનો મહિમા અતુલ કહેવાયો છે. तुलयाम लवेनापि न स्वर्गं न पुनर्भवम्। भगवत्संगिसंगस्य मर्त्यानां किमुताशिषः ॥ ભગવાનમાં આસક્ત પુરુષોના સંગના લવ બરોબર પણ સ્વર્ગનું કે મોક્ષનું સુખ નથી, તો પછી મર્ત્યપુરુષોનાં માનીતાં સુખોની તો ત્યાં ગણનાજ ક્યાં? રહેણી તેવી કહેણી નહિ એવા સેંકડો પુરુષોનાં વ્યાખ્યાનોથી, ને સ્વબુદ્ધિઅનુસાર સમજાએલાં હજારો પુસ્તકોથી જે કાર્ય નથી થઈ શકતું, તે સાચા મહાપુરુષના અલ્પ સમયના સમાગમથી પણ થઈ શકે છે. આવી વસ્તુસ્થિતિમાં, સાંસારિક જ્ઞાન ઘણું પ્રાપ્ત કર્યા છતાં, પ્રકૃતિના કાર્યોમાં બુદ્ધિને અત્યંત તીવ્ર અને કુશળ બનાવ્યા છતાં, સનાતન ધર્મના મર્મોનો સ્પર્શ કરવો અતિ કઠિન છે એવા વિનમ્રભાવવાળા વિવેકી પુરુષોનેજ સનાતન ધર્મનું સત્ય હાથ લાગી શકે છે, બીજાથી તે દૂર રહે છે, એવું મારૂ નમ્ર મન્તવ્ય છે.

સત્પુરુષ મળે તો તે કાર્ય થાયજ એમાં કોઈ વાંધો લઈ શકતું નથી; પણ તે મળવા મુશ્કેલ છે, એ પણ સાથે સાથે માનવુંજ પડે છે. એક ઉત્તર આનો પણ આપી શકાય એમ છે, કે જે પુરુષ જે વસ્તુ મેળવવાને સાચી આર્તિ (આરત) રાખે છે, તેને પરમાત્મા મદદ આપ્યા વગર રહેતા નથી, અને તેનું તે કાર્ય વહેલું મોડું પણ સિદ્ધ થયા વગર રહેતું નથી. તેમ છતાં આર્તિની આવી ઉત્કટતા તો પ્રભુની કૃપાથી થોડાનેજ હોય છે. માટે એના અભાવમાં કોઈ વચલો રસ્તો પણ કાઢવોજ જોઈએ, એવું જો કહેવામાં આવે તો તે પણ વિચારવા જેવું છે. આપણા શાસ્ત્રકારોએ એક નહિ પણ અનેક રસ્તાઓ બતાવ્યા છે તે એટલાજ માટે.

કોઈ વખત એવું પણ બને છે કે પૂર્વજન્મના સંસ્કાર ઉત્તમ હોઈ મનુષ્યને જન્મથીજ ઉત્તમ બુદ્ધિનું દાન થએલું હોય છે. એવાને સઘળું સુલભ થઈ જાય છે. પરંતુ સંસ્કાર પણ સર્વના એક સરખા હોતા નથી. ત્યારે હવે એ વિચાર અવશ્ય હાથ ધરવા જેવો છે કે સત્સમાગમ સિવાય પણ બીજા ઉપાય સનાતન ધર્મપ્રવેશ માટે છે કે નહિ. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા શો ઉપદેશ આપે છે, તે તરફ ધ્યાન વાળીએઃ- श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेंद्रियः । ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ જ્ઞાન પ્રાપ્તિને માટે તત્પર એટલે સતત મનન કરનાર, ઈંદ્રિયને સંયમમાં રાખનાર, શ્રદ્ધાયુક્ત પુરુષ જ્ઞાન મેળવે છે, અને એવું સત્યજ્ઞાન પ્રાપ્ત કરીને પરમ શાંતિને અલ્પકાળમાં મેળવી શકે છે. આમાં જ્ઞાનપ્રાપ્તિને માટે ઉત્સુક્તાની, ઈંદ્રિયના સંયમની, અને શ્રદ્ધાની જરૂર બતાવવામાં આવી છે. આ પરથી સૂચિત થાય છે કે ઈંદ્રિયરૂપી ઘોડાઓને છુટ્ટામૂટ મૂકવાથી, અને બુદ્ધિની બહારના વિષયોમાં પણ સંશયાત્મક વૃત્તિએજ જોવાથી, સત્યજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. સનાતન ધર્મનું રહસ્ય સમજવા માટે આ એકજ વચનામૃત પૂરતું છે એમ કહીએ તો જરાએ અતિશયોક્તિ નથી. યથેચ્છ ખાનપાન, અને સ્વચ્છંદે વિષયભોગ કરવા જ્યાં સુધી મન લલચાતું હોય, ત્યાં સુધી સનાતન ધર્મને અનુસરવું મુશ્કેલ છે એમ માન્યા વગર છૂટકો નથી. હરતાં ફરતાં ધર્મ તો સમજી શકાય છે એવું માનતા હો પણ એ રીતે સનાતન સત્ય હાથ લાગવાની આશા કદી રાખશોમા; એ તો એને માટે બતાવેલી રીત પ્રમાણે આદરપૂર્વક પ્રયાસ થાય અને તત્પરાયણ થવાય ત્યારેજ એ સત્યની ઝાંખી થઈ શકે; નહિ તો જે સત્ય, જેવા રૂપમાં હાથ આવ્યું, તેજ ખરૂં સનાતન સત્ય છે એમ માની લેશો તો તેમાં તમેજ છેતરાશો, બીજા નહિ. અચળ સત્યનાં દૂરથી પણ દર્શન થતાં તમારો ગર્વ ગળેલો માલમ પડશે, 'હું ત્યાં હરિ નહિ' એવો અવાજ હૃદયમાં સંભળાવા લાગશે, સ્વબુદ્ધિ પરિચ્છિન્ન હોવાની ખાત્રી થશે, સંયમી મહાપુરુષોનાં વચનોનો ધીમે ધીમે પ્રકાશ હૃદયમાં થતો જશે, અને શ્રદ્ધારૂપી દિવ્યબળ અંતઃકરણમાં જાગૃત થતું અનુભવાશે; અને તેજ વખતે अज्ञश्चा श्रद्धानश्च संशयात्मा विनश्यति । એ વાક્યનું યથાર્થ ભાન થતું જશે. અજ્ઞ અને શ્રદ્ધારહિત સંશયથી ભરેલા અંતઃકરણનો વિનાશ શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન જણાવે છે.

ઉપર્યુક્ત શ્રદ્ધાનું બળ જબરૂં છે એમ આપણે માની શકીએ; પણ પ્રથમ અવસ્થામાં શ્રદ્ધા એકદમ ફૂલતી માલમ પડતી નથી. ધર્માચરણનો બદલો તુરતજ મળવો જોઇએ એવું કંઈ નથી. માટે વચ્ચે આપત્તિઓ આવે ત્યારે મન ગભરાય તેનું કેમ, એ વિચાર સહેજે ઉદ્‌ભવે છે. ધર્મનું ફળ હરહંમેશ દૃષ્ટ હોતું નથી, તે અદૃષ્ટ પણ હોય છે. માટે વિપત્તિના ભાર તળે દબાતાં મન આકુળવ્યાકુળ થયા વગર રહેતું નથી. પરંતુ એ તો ધર્મની કસોટી છે. ધૈર્યની જરૂર એવે પ્રસંગેજ છે. विपदि धैर्यम विपत्ति વખતે ધૈર્ય રાખવાનો ઉપદેશ સનાતનીઓ એજ કારણથી આપે છે. લોકવ્યવહારમાં ફળ દૃષ્ટ છે, એટલે આનું 'ધૈર્ય હરકોઇને પ્રસંગોપાત્ત રાખવુંજ પડે છે, એ સૌ કોઈના અનુભવની વાત છે, પરંતુ લૌકિક અનુભવ પણ સાક્ષી પૂરે છે કે ધીરજનાં ફળ મીઠાં હોય છે. ધર્માચરણમાં ઉપર કહ્યું તેમ ફળ અદૃષ્ટ છે, પણ મોટાનાં વચનપર વિશ્વાસ રાખી, સત્યની ટેક જાળવી રાખવા પ્રયત્નશીલ થઇએ તો મીઠાં ફળજ આવે.

આ ધૈર્ય રાખવા કહેવું, તથા શ્રદ્ધા રાખો, ભગવાન્ ભલું કરશે એ, જેવું કહેવું સહેલું છે, તેવું કરવું સહેલું નથી, એ તો કબૂલજ કરવું પડશે. હરિશ્ચંદ્રાદિને પડેલાં કષ્ટો, દ્રૌપદ્યાદિને ભોગવવાં પડેલાં સંકટો, નળદમયન્તીનાં દુઃખો, અરે મનુષ્યોનું તો ઠીક પણ ભગવતી સીતાએ અનુભવેલાં પ્રાણકષ્ટો, તથા ભગવદવતાર શ્રી રામચંદ્રજીએ વહોરેલી વિપત્તિઓ તરફ જ્યારે નજર ફેંકીએ છીએ, ત્યારે દૃષ્ટિ કહ્યું કરતી નથી, ગાત્ર શિથિલ થઈ જાય છે, ને હાંજા ગગડી જાય છે. પરંતુ એ ધૈર્યના ધારણ કરવાવાળા, અડગ નિશ્ચયવાળા, સત્યના પંથથી એક તસુ પણ દૂર નહિ વિચરનારા, એ મહાપુરુષોજ આપણા સનાતન ધર્મના નેતાઓ છે. એજ આપણા

માર્ગદર્શકો છે, એજ આપણા ભવસાગર તરવાની હિંમત આપનારા સાચા સ્નેહીઓ છે. એમનાં જીવનવૃત્તાંતોજ આપણને ધૈર્યનું, શ્રદ્ધાનું, ઈંદ્રિયનિગ્રહનું યથાર્થ સ્વરૂપ સમજાવે છે. महाजनोयेन गतः स पन्थाः । જે રસ્તે મહાપુરૂષ ગયા હોય તેજ આપણે માટે તો રસ્તો. સનાતન ધર્મનો મર્મ સમજવો હોય તો એ માર્ગનું ગ્રહણ કરવું જોઇએ. વાતો કરવાથીજ કંઈ હાથ આવનું નથી. મ્હોંએ પીરસેલાં પકવાનથી પેટ ભરાતું નથી. એ પંથે પળીયે, તોજ પરમપદની પ્રાપ્તિની આશા રાખી શકાય.

આ ભૂમિકાપરથી અત્યારની જનસમાજની કેટલીક હીલચાલ તરફ નજર કરશો, તો અચૂક તમારી ખાત્રી થશે કે એમાંની ઘણીખરી ઉંધે રસ્તે લઈ જનારી અને ભવસાગરમાંથી કાઢવાને બદલે એ સાગરના વમળમાં ગબડાવી પાડનારી છે. લંબાણના ભયથી વધુ કહેવાની ઇચ્છા રાખતો નથી, ફક્ત એક બે બાબતજ છેડીશ, ને તે પણ અતિસંક્ષેપમાં. હાલનો જમાનો ખાનપાનમાં કોઈપણ પ્રકારના નિયમનને પ્રગતિવિઘાતક સમજે છે અને સમજાવે છે. જો પ્રગતિનો અર્થ, અર્થની પ્રાપ્તિ અને લૌકિક કામવાસનાઓની તૃપ્તિ, એજ થતો હોય તો તો જમાનો કહે છે તે ખરૂંજ છે, એમ કહેવું પડે. પણ ભારતભૂમિમાં જન્મી કામવાસનાની તૃપ્તિ અને તેને માટે અર્થપ્રાપ્તિને પ્રગતિ માનતાં મન એકદમ અચકાય છે. સનાતન ધર્મે સમજાવેલી પ્રગતિનું સ્વરૂપ શું છે તેને હાલની પ્રગતિના સ્વરૂપ સાથે શાંત ચિત્તે સરખાવીયે, તો ભારે હલકું તરતજ પરખાઈ જશે. કયું સ્વરૂપ અચળ એટલે નિત્ય છે, અને કયું ક્ષણિક એટલે વિનાશી છે તે તરતજ ધ્યાનમાં આવી જશે. આ પ્રગતિનો અર્થ ઉલટો થવાથીજ ધ્યેયમાં શું ફરક પડયો નથી અને સાધનો ઉલટાં તે સુલટાં ભાસવા માંડ્યાં નથી ?

ધ્યેય વિકૃત થઈ જવાથી આખા જીવનમાં અને જીવનની ભાવનાઓમાં ફેરફાર કુદરતી રીતેજ થાય. એને માટે સાબીતીની જરૂર નથી, કેમકે એ અનુભવસિદ્ધ બાબત છે. આ ધ્યેયના પલટાને લીધેજ સનાતન ધર્માનુસાર જીવન હવે કેટલાકને જીવવા જેવું લાગતું નથી એટલુંજ નહિ, કેટલાકને તો તેમાં જંગલીપણાનો ભાસ પણ થવા લાગ્યો છે. પણ સનાતન ધર્મ જંગલી વિચારો પોષે છે, કે હાલમાં કહેવાતું સુધારાવાળું જીવન જંગલી વિચારોનો સત્કાર કરવા મથે છે, એ સમજવા માટે તો સામાન્ય ન્યાયબુદ્ધિ પણ બસ છે.

અહીં પ્રશ્ન ઉઠશે કે પશ્ચિમના દેશોમાં આચારવિચાર ક્યાં છે, સ્પર્શાસ્પર્શની ગંધ પણ ક્યાં છે, વર્ણને આશ્રમનું નામનિશાન પણ ક્યાં છે, પુનર્વિવાહ ઘડીએ ને પળે થાય છે; છતાં એ દેશો કેવા સુખી છે, ત્યાં લક્ષ્મીની રેલમછેલ થઈ રહી છે, અને એશઆરામની છોળો સનાતનીના સ્વર્ગના સુખની સીમાને પણ વટાવીને આગળ ચાલી ગઈ છે. કહો, સારે જ્યાં આ ખવાય ને આ ન ખવાય, આનો સ્પર્શ થાય ને આનો ન થાય. આ તો બ્રાહ્મણ ને આ તો શૂદ્ર, આ તો બ્રહ્મચારી, આ તો સંન્યાસી, ને આતો ગૃહસ્થ, આનાથી તો પરણાય ને આનાથી તો ફરી ન પરણાય એવા એવા સંકુચિત વિચારોનું અસ્તિત્વજ નથી, એજ ખરા સુધરેલા દેશો કે નહિ ? એવા સંકુચિત વિચારવાળા સનાતન ધર્મને હવે સુધારામાં પછાત એટલે જંગલી કહેવામાં કંઈ બાધ છે ? ઐહિક ક્ષણિક સુખ પોષવાની પાશવ વૃત્તિને પરવશ બનતાં તો પહેલે સપાટે એજ યોગ્ય લાગે છે, પણ એટલેથી નહિ અટકતાં પાશવી વૃત્તિ કરતાં મનુષ્યત્વ કંઈક ઉંચું છે, અને આહાર, નિદ્રા, ભય, ઇત્યાદિનુંજ સેવન કરવામાં મનુષ્યત્વની સમાપ્તિ થતી નથી, એવા વિચારનાં રજકણો ભારતભૂમિના મલિન થતા વાતાવરણમાંથી પણ હૃદયમાં દાખલ થતાં મનનું ચક્કર ફરી જશે. હૃદયમાંથી અંતર્યામીનો નિર્ભય, શુદ્ધતર અવાજ બહાર નીકળતો ગર્જના કરીને કહે છે કે,

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

विषयेंद्रियसयोगा यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुख राजस स्मृतम् ॥

જે પહેલાં વિષ જેવું લાગે છે પણ પરિણામે અમૃતની ઉપમાને પાત્ર થાય છે, તેજ આત્માને બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થતું સાત્વિક સુખ, કહોકે ખરૂં સુખ. વિષય અને ઈંદ્રિયના સંયોગથી જે પહેલાં અમૃત જેવું લાગે છે, પણ પરિણામે વિષ થઈ રહે છે તે તો રાજસ સુખ કહેવાય. આ વિષયનો વિસ્તાર કરવાનો સમય નથી; પણ એમાં કંઈ અસ્પષ્ટ પણ નથી. ફક્ત સાચી ન્યાયબુદ્ધિનો આશ્રય લેવાની જરૂર છે. એટલું કરીયે તો ઉપલુ સત્ય ગહન તેમજ ત્રણે કાળને લાગુ પડતુ, નિત્ય માલમ પડશે, અને સનાતન ધર્મને સંકુચિત ને જંગલી, અને વિષયેંદ્રિયના સંયોગને પ્રધાન સ્થાન આપનારો કહેવાતો સુધારો તે વ્યાપક ને આગળ વધેલો–એમ કહેનારનું મુખમર્દન રમતમાં કરી શકાશે.

વિક્ટર કઝન, જેને તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો એક મોટો લેખક ગણી શકાય, તે કહે છે કે "જ્યારે આપણે પૂર્વના કાવ્યાત્મક અને તત્ત્વજ્ઞાનાત્મક કીર્તિસ્તંભોનું અને તેમાં પણ સર્વ ઉપરાંત હિંદુસ્થાનના એ કીર્તિસ્તંભો, કે જેણે યૂરોપમાં પ્રસાર પામવાની શરૂઆત કરી છે, તેનું આપણે ધ્યાનપૂર્વક વાચન કરીએ છીએ, ત્યારે ત્યાં આપણને ઘણાં સત્યો નવાજ માલમ પડે છે, અને આ સત્યો એવાં તો ગંભીર છે, અને જે કેટલાંક હલકામાં હલકાં પરિણામોમાં (સત્યોમા) યુરોપીય બુદ્ધિ ભરાઈ ગઈ છે, તેની સાથે સરખામણી કરતાં એવાં તો દીપી નીકળે છે, કે આપણને લાચારીએ પણ પૂર્વના તત્ત્વજ્ઞાન આગળ ઘુટણીએ પડ્યા વગર, અને માનવજાતિનુ આ પારણું ઉંચામાં ઉંચા તત્ત્વજ્ઞાનની માતૃભૂમિ છે એમ કહ્યા વગર છૂટકો થતો નથી."*

પણ અફસોસ, પશ્ચિમ જ્યારે ચઢવાને મથન કરી રહ્યું છે, ત્યારે આપણી જગવિખ્યાત ભારત-ભૂમિનાં–સંતાનો પશ્ચિમનાં સત્યો ને પશ્ચિમની ભાવનાઓને સુધારાની ટોચે ચઢેલી ભાવનાઓ તરીકે સ્વીકારવા, અરે એટલુંજ નહિ, વખતોવખત તો તે ભારતના પ્રાણને શોષનારી ભાવનાઓ બીજાઓ પાસે બળાત્કારે સ્વીકારાવવા પણ તનતોડ મહેનત કરી રહ્યાં છે.

સનાતની બન્ધુઓ, આ પ્રાણઘાતક વિપત્તિમાં પણ ધૈર્ય ધરવામાંજ તમારૂ ભૂષણ છે, તમે એમ વિશ્વાસ રાખી તમે તમારા ધ્યેયમાંથી ડગશો નહિ; આપાતતઃ સુંદર લાગતા પવનના ઝપાટામાં તમે ઘસડાશો નહિ. જગતના ક્રમમાં ધર્મનું સંસ્થાપન અને તે પછી ધીમે ધીમે ધર્મની ગ્લાનિ, વળી પાછું ધર્મનુ ઉત્થાપન એમ ચાલ્યાજ કરે છે. સનાતન ધર્મનું સ્વરૂપ યથાર્થ સમજવા માટે ઉંડા ને ઉંડા ઉતરતા જાઓ, અને બહારના પ્રવાહમાં ભલે બીજાઓ ઘસડાય, તેનુ જોઈ તમે હિંમત હારશો નહિ, એ સિવાય ઉપલા વિચારો દર્શાવ્યા પછી બીજું હુ શું કહી શકુ ?

થોડાજ વખત પર યુરોપના એક વિદ્વાન શાસ્ત્રીએ રજસ્વલા સ્ત્રીઓપર અખતરાઓ કર્યાનું આપણે સાંભળ્યુ હતું. તેના અખતરાના પરિણામરૂપે તેણે જાહેર કર્યું હતું કે મહીને મહીને સૌમાથી નેવ્વ. સ્ત્રીઓના દેહમાં એક ઝેરી પદાર્થ ભેગો થાય છે. તે ઝેર એવું હોય છે કે ફૂલ તે સ્ત્રીના હાથમાં આપ-

* 'When we read with attention, the political and philosophical movements of the East, above all, those of India which are beginning to spread in Europe, we discover there many a truth, and truths so profound, and which make such a contrast with the meanness of the result at which the European genius has sometimes stopped that we are constrained to bend the knee before the philosophy of the East, and to see in this cradle of the human race the Native land of the highest philosophy."

વાથી કરમાવા લાગે છે. પ્રથમ દિવસની રજસ્વલામાં આ ઝેર ઉત્કટ હોય છે, બીજે દિવસે તે કંઇક ઓછું થાય છે, ત્રીજે દિવસે વધારે ઓછું અને ચોથે દિવસે તે બીલકુલ નાબુદ થાય છે. વળી તેજ વિજ્ઞાનશાસ્ત્રીએ જુદા જુદા દિવસોની રજસ્વલાઓ પાસે આથાઓ અથાવ્યા હતા, અને તેમાં પણ તેજ પરિણામ આવેલું માલમ પડયું હતું કે પ્રથમ દિવસની રજસ્વલાના હાથથી અથાવેલો આથો નહિંજ જેવો ચઢયો, બીજા દિવસનીનો કંઇક વધારે, ત્રીજા દિવસનીનો તેથી વધારે, અને ચોથા દિવસનીનો સંપૂર્ણ ચઢયો હતો. પ્રિય સજ્જનો, રજસ્વલાને ત્રણ દિવસ દૂર રહેવાનો, અસ્પૃશ્ય ગણવાનો, સનાતની પ્રજાનો રિવાજ હવે તમે જંગલી કહેશો કે સુધરેલો ? સત્ય આવું છતાં પણ પશ્ચિમનું અનુકરણ કરીને રજસ્વલાની અસ્પૃશ્યતા નહિ પાળવાના નિયમ લઈ બેસનારા અને તેમાં વળી ગૌરવ માનનારા ચુસ્ત સનાતનીઓના સંતાનોની સંખ્યામાં દિનદિન વધારો થતો જાય છે. એને માટે વધારે શું કહિયે ?

એવીજ એક બીજી બાબત તરફ લક્ષ દોરીએ. સનાતન ધર્મના દ્રષ્ટાઓએ જોયું કે આ જગતના સર્વ પદાર્થોમાંથી અમુક જાતના પ્રવાહો સતત વહ્યા કરે છે. તેમાં કેટલાક શુદ્ધ અને કેટલાક અશુદ્ધ હોય છે. આ શુદ્ધિ અશુદ્ધિનો આધાર કુદરત પર હોય છે અને આસપાસની સ્થિતિ પર પણ હોય છે, એવું તેમને માલમ પડતાં તેમણે પશુઓ, પંખીઓ વગેરેમાં શુદ્ધિ અશુદ્ધિનું વર્ગીકરણ કર્યું, તેમજ જડ પદાર્થોની શુદ્ધિ અશુદ્ધિનો વિવેક પણ તેમણે દર્શાવ્યો. મનુષ્યમાં જન્મનેજ યોગે કેટલીક શુદ્ધિ અશુદ્ધિ જોઈ, અને અમુક પરિસ્થિતિમાં ઉત્પન્ન થતી શુદ્ધિ અશુદ્ધિનું પણ બારીકાઈથી તપાસ કરી વર્ણન કર્યું. અરે, એકજ મનુષ્યના જુદા જુદા અવયવોના પ્રવાહમાં પણ તેમણે ભેદ દીઠા, અને તેથી એકને ઉત્તમાંગના નામથી ઓળખાવ્યું, અને બીજાને તેથી ઉતરતા કહ્યા, એટલે સુધી કે પોતાના પગના પ્રવાહ પણ બીજા અવયવોના પ્રવાહ કરતાં ઉતરતા જાણી પોતાને પગે અડકેલા હાથ પણ ખાતીપીતી વખતે ધોઈ શુદ્ધ કરવાની જરૂર જણાવી. કહો, વાચકો, કુદરતમાં જેવું જોયું તેવું જાણી તેના પરથી નિયમો બનાવ્યા, અને શુદ્ધિ અશુદ્ધિનાં તથા આચાર વિચારનાં શાસ્ત્રો બનાવ્યાં, તેમાં કોઈ જાતની સેતાનીઅત કલ્પવાને અવકાશ છે? સ્પર્શાસ્પર્શની બાબતમાં આ દૃષ્ટિએ તિરસ્કારને જરાયે સ્થાન છે ? રજઃસ્રાવમાં, સૂતકાદિમાં, મલિન વસ્તુના સ્પર્શમાં દૂર રહેવાના તથા શુદ્ધિ માટે સ્નાનાદિના રિવાજોમાં જંગલીપણું તમને ક્યાં દેખાયું ? શરીર શાસ્ત્રના જ્ઞાનવાળો વૈદ્ય અમુક રોગીને અમુક વસ્તુઓ ન ખાવાની પરેજી પળાવે તેમાં સંકુચિતપણું નથી, તો માનસ શાસ્ત્રના ને સૂક્ષ્મદેહનાં તત્વો સમજી અમુક વસ્તુઓ સ્પર્શ ન કરવાની, ખાવા ન ખાવાની વગેરે પરહેજી પળાવવામાં શ્રેય જોયું હોય, તો તેમને આપણે સંકુચિત દૃષ્ટિવાળા કહીને વગોવવામાં ડહાપણ છે એમ કહીશું ? પશ્ચિમમાં એવું કંઈ કેમ નથી, તેનો જવાબ તો વિક્ટર કઝનના ઉદ્ગારોમાંજ મોજુદ છે. આધ્યાત્મિક તત્વજ્ઞાનમાં ઋષિઓને સ્થૂળ આંખે નહિ દેખાતાં ઘણાંએ સત્યો દૃષ્ટિગોચર થયાં અને ગ્રહણાદિમાં સૂર્ય તથા ચંદ્રનાં કિરણો હંમેશ કરતાં ઓછાં મળવાથી થતા વાતાવરણના વિકારો પણ તેમણે નિહાળ્યા. મનુષ્યને એક સ્થૂળ દેહજ નથી, પણ વાસનામય લિંગ દેહ છે ને કારણ દેહ પણ છે. એવા ભેદો તેમણે પાડ્યા, અને આધ્યાત્મિક તત્વોની એક બીજા પર થતી અસરો જોઇ તેના પરથી જીવનને ઉચ્ચતર અને વિશુદ્ધતર બનાવવા માટે અધિકારીને લાયક નિયમો પણ ઘડ્યા. સર્વનાં ગુણ કર્મ એક સરખાં હોયજ નહિ, અને તેના ભેદને લઇને વર્ણની તેમજ આશ્રમની વ્યવસ્થાઓ પણ સનાતન ધર્મમાં સ્થિર થઈ. એ વ્યવસ્થાઓમાં બગાડ કાળે કરીને પેઠો હશે, પણ ડહાપણનો રસ્તો તો તેજ કહેવાય કે બગાડને દૂર કરવા પ્રયત્નશીલ થવું, નહિ કે અતિપરિશ્રમે ચણેલા એ અમૂલ્ય ચણતરને તોડી પાડવાનો પ્રયત્ન કરવો. પણ સોનીના સો ઘાએ ઘડાએલો ઘાટ લુહાર એક ઘાએ પૂરો કરી દે છે, એવું થાય ત્યાં દેવ કોપ્યું છે એમ નહિ કહીએ તો બીજું શું કહીએ ? પણ સજ્જનો, દૈવને કોપવા

હો, તમે ન કોપશો, સનાતન ધર્મની સનાતનતા મતલબ કે નિત્યતાની તમને ખાત્રી હોય તો તમે તેથી કદી વિમુખ ન થશો. સત્ય તે તો સત્યજ છે. કોઇએ ન માન્યું તેથી જે વાસ્તવિક સત્ય છે તે અસત્ય થઈ જતું નથી.

ખાનપાન સંબંધમાં પણ જે વિવેક, સનાતન ધર્મ સૂચવે છે, તેનાં મૂળ પણ ઉપર સૂચિત થઈ ગયાં છે. છાંદોગ્ય તો કહે છે કે ખાધેલા અન્નનો સ્થૂળ ભાગ પુરીષ રૂપે પરિણમે છે, તેના કરતાં સૂક્ષ્મ ભાગ માંસરૂપે થાય છે, અને તેથી પણ સૂક્ષ્મભાગ મનના બંધારણમાં ભાગ લે છે. મનને આધ્યાત્મિક જીવન ગળાવવાની ઇચ્છા હોય તો શુદ્ધ અન્નનોજ આહાર કરવો જોઇએ, અને શુદ્ધ અન્ન કોને કહેવું, તે કેવી રીતે કોની પાસેથી પ્રાપ્ત કરેલું છે, ને કોણે તૈયાર કર્યું છે, તેનાપર કોની કોની દૃષ્ટિ વા છાયા પડી છે–એ સઘળા વિચારોનો આદર કરવો જોઈએ. કોઇની સાથે ખાનપાન કરવામાં આ રીતે વાંધો આવતો હોય, તો તેથી પ્રેમમાં ખામી આવશે એમ કંઇ નથી. સાથે ખાનારપીનાર એક બીજાનાં ગળાં રેંસતાં ક્યારે વાર લગાડે છે ? માટે વિશેષ લખવાની હું જરૂર જોતો નથી.

વૈધવ્યની ભાવનાના સંબંધમાં પણ બે બોલ કહેવા આવશ્યક છે. આધ્યાત્મિક જીવન એ ધાર્મિક જીવન છે; ધાર્મિક જીવનમાં વિવાહ પણ ધર્મનું અંગ છે. દંપતીનું સ્નેહમય જીવન એ વિવાહનું ધ્યેય છે. આ ધ્યેયને ધ્યાનમાં રાખીએ તો સ્પષ્ટ થઈ જશે કે વૈધવ્ય એ સ્નેહને અંગે આપોઆપ સર્જાયલી એક અવસ્થા છે. એ અવસ્થા છે દુઃખની, પણ તેમાં એક લોકપ્રિય કવિ કહે છે તેમ "વૈધવ્યે છે વધુ વિમલતા મ્હેન સૌભાગ્યથી કંઈ" બીજુ કવિ કહે છે તે પ્રમાણે "સ્નેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી." એ રસિક હૃદયોના ઉદ્ગારો પણ સાચા સ્નેહીઓને તો છેવટનો નિર્ણય આપી દે. હવે બીજો વિચાર તે એ કે પુનર્વિવાહની છૂટ એ કંઈ ભારતભૂમિને માટે કોઈ દહાડો નહિ સાંભળેલી એવી અપૂર્વ વાત નથી. વર્ણવ્યવસ્થામાં ઉતરતા દરજ્જાની જ્ઞાતોને એ રિવાજ પરિચિત છે. અને સનાતન ધર્મનું બંધારણ બારીકાઈથી તપાસશો તો માલમ પડશે કે જેમ અધિકારમાં ઉચ્ચતા તેમ તેને બંધન વિશેષ. હા, છેક ટોચની સંન્યસ્તાવસ્થા અથવા પરમહંસની કક્ષામાં વિધિનિષેધનો લોપ થઈ જતાં ત્યાં બંધનજ ન હોઈ શકે, પણ તેની તો વાતજ જૂદી છે. જ્યાં પુનર્વિવાહની છૂટ છે, ત્યાં પણ કેટલીક વ્યક્તિઓ એનો લાભ લેવાનો સ્વપ્ને પણ ખ્યાલ કરતી નથી. આનાં કારણ બે હોઈ શકે. ક્યાં તો કુળનું અભિમાન, ઇચ્છા છતાં, તેને અટકાવતું હોય, અથવા સ્નેહની આંતર પ્રેરણાઓ તેને તે પગલા તરફ તિરસ્કારની લાગણી પેદા કરતી હોય. કુળના સાચા અભિમાનની કિંમત કદાચ બધા સરખી નહિ આંકે, અને કેટલાક એ અભિમાનને જેમ વહેલું વિદાય થાય તેમ સારૂં ગણે પણ સાચા સ્નેહી અંતઃકરણને પુનર્વિવાહ તરફ અભાવ વિના બીજું કશું ઉત્પન્ન થતું નથી એ બાબતમાં બે મત ભાગ્યેજ હોઈ શકે. એટલે કહી શકાય કે, અંતઃકરણની વિશુદ્ધ ભાવનાઓ પુનર્વિવાહની તરફેણમાં નથી. પુનર્વિવાહ મનુષ્યને ઉંચો લઈ જતો નથી, કહો કે તેને નીચે ઉતારે છે, એટલે તેને સુધારો અથવા પ્રગતિનું પગથીઉં ગણતા પહેલાં બહુ વિચાર કરવા જેવું છે. હા, કોઈ કહે, કે અમારે એવી અશક્ય ભાવનાઓ પોષવાનો મોખ નથી, તેને તો એટલુંજ કહેવું બસ છે, કે સેંકડો અશક્ય લાગતી બાબતોને શક્ય તમેજ બનાવો છો. આવું જીવન અસાર સુધી પોળે પોળે, મહોલ્લે મહોલ્લે, શેરીએ શેરીએ જીવાયું. કહો, ભાઈ, હવે એ એકદમ અશક્ય ક્યાંથી થઈ ગયું ? એટલાજ માટે કે ઐહિક સુખ વધારવાની લાલસામાં ઉચ્ચ જીવનની ભાવનાઓને ફેંકી દેવા માટે ગટરો ઠામ ઠામ તૈયાર થઈ ગઈ. વિશેષ શું કહીએ, प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः । न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ આસુરી પુરુષો પ્રવૃત્તિ

અને નિવૃત્તિના સ્વરૂપને સમજતા નથી; તેમનામાં પવિત્રતા, આચાર, અને સત્ય હોતાં નથી—આ પંક્તિઓમાં કહેલી સ્થિતિનો ફેલાવો જોરથી થવા લાગ્યો છે એટલું સૂચનજ બસ છે.

હાલ ચોળાઇ રહેલી એ ચાર બાબતો હાથપર લઇ મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે કે પ્રગતિસાધક તો સનાતન સત્યો છે; કેવળ દેહને, ધર્મે અધર્મે પણ પોષવાની ભાવના ઉંચે ચઢાવનારી નથી; નીચે લઇ જનારી છે. કહેવાની મતલબ એજ છે કે સમાજના જે કોઇ રીતરીવાજોમાં કહોવાણ થયું હોય તો તેને દૂર કરવાને પ્રયત્ન અવશ્ય કરવો, પણ તે સનાતન સત્યના મર્મને સમજીને, કે જેથી દેહને પોષતાં આત્માનો ભોગ આપવો ન પડે.

વળી એમ પણ સમજવાનું નથી કે પવિત્રતા અને આચારવિચારોમાંજ સનાતન ધર્મનો ભંડાળ ખાલી થઈ જાય છે. આચારાદિ તો સનાતન ધર્મનો સ્થૂળ દેહ માત્રજ છે, એનો અમર આત્મા તો જુદોજ છે. જે જ્ઞાનની કોટીઓ તથા ભક્તિની ભાવનાઓ તમને અહીં ભારતવર્ષમાં મળશે તે પૃથ્વીતળ પર બીજે કયાંઈ નહિ મળે, તે શોધવા માટે તો પરદેશગમનની જરૂર નથી.

ઉપસંહારમાં કહીએ કે સનાતન ધર્મ સમજવો સહેલ નથી, સનાતન સત્યો અતિ સૂક્ષ્મ છે, તેનો પાર પામવા માટે તો આધ્યાત્મિક જીવન પાળવાની જરૂર છે અને એ જીવન ગાળી ગએલા મહાપુરુષો પર શ્રદ્ધા રાખી શરૂઆતમાં કામ લેવાની જરૂર છે, સનાતન સત્ય તે તો સનાતનજ છે, નિત્ય, શાશ્વત્ અથવા અચળ છે; ગૃહગૃહમાં આવિર્ભૂત થઈ રહે તોએ તે નિત્ય છે; ભૂતલ પર ફક્ત એક વ્યક્તિમાંજ સમાઈને દેખાદે તોપણ તે સનાતન છે; અને અંતર્ધાન પામીને તિરોહિત થાય તોપણ તે તો શાશ્વતજ છે; તે રમતમાં નથી સમજાતું, વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અથવા ભક્તિ એ પંચ પર્વા વિદ્યા આશ્રય લેનારનેજ તે દર્શન દે છે; દેહ, પ્રાણ, ઈંદ્રિય, અંતઃકરણના અધ્યાસવાળા તથા તેવા અધ્યાસને પોષનારથી તથા સ્વરૂપાજ્ઞાનના તિમિરથી છવાએલાથી તે દૂરજ રહે છે, એટલું કહી:—

यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

એ વચનામૃતાન્તર્ગત ભગવદાજ્ઞાને હૃદયમાં ધારણ કરીને હું આ લેખ સનાતન સત્યના મૂળભૂત શ્રી બાલકૃષ્ણપ્રભુના ચરણકમલમાં આદરપૂર્વક અર્પણ કરૂં છું.



ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै ।

# પરિશિષ્ટ ક.

## આર્થિક સહાયતાને સારૂ મોકલવામાં આવેલ વિનંતિપત્ર.

શ્રીમાન્ મહાશય,

આપને સુવિદિત છે કે ભારતવર્ષના સનાતન ધર્મના અગ્રગણ્ય સંરક્ષક નેતા ધર્મપ્રાણ પંડિત લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ મહોદયના શોકજનક વૈકુંઠવાસથી આપણા સનાતન ધર્માવલંબી જનસમાજને બહુ મોટી ખોટ પડી છે. એ યશસ્વી મહાપુરૂષને સારુ આપણી ગુજરાતી પ્રજા તરફથી કાંઈક તેમની ભાવનાઓને અનુરૂપ અર્ધ્યાંજલિ અપાય એ ઈષ્ટ છે એમ આપના ધાર્મિક હૃદયને લાગ્યા વિના રહેશે નહિ, આવું કાંઈક વિશિષ્ટ કાર્ય કરવાની ઉચિતતા જોઈને સુરતની વૈદિક સનાતન ધર્મ સભા તથા સનાતન ધર્મ શિક્ષણ મંડળના પ્રબંધથી યોજાએલી સનાતન ધર્માનુયાયીઓની જાહેર સભાએ તા. ૨૯-૬-૩૧ને દિવસે શ્રીમાન લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ મહોદયના સ્મરણાર્થે એક સ્મારક ગ્રંથ પ્રકટ કરવાને સમિતિ નીમી ઠરાવ કર્યો હતો. તદનુસાર નીચેની સ્મારક ગ્રંથ સમિતિએ એ કાર્ય આપના જેવા મહાશયોની સંપૂર્ણ સહાનુભૂતિની આશા સમેત માથે લીધું છે.

અમને આશા છે કે આ કાર્યની ઉપયોગિતા અને યોગ્યતા ઉપર દૃષ્ટિ કરી આપ તેને સંપૂર્ણ સહાનુભૂતિ આપશો. ધર્મ સંબંધે તથા શાસ્ત્રીજીના જીવન સંબંધે મુંબાઈ ગુજરાત ઇત્યાદિના વિદ્વાનો પાસે સારા સારા લેખો લખાવી આ સ્મારક ગ્રંથ તૈયાર કરવાનો આશય છે, આ સ્મારક ગ્રંથનું ખર્ચ કદ ને નકલોના પ્રમાણમાં આશરે રૂા. ૬૦૦)થી રૂા. ૯૦૦) નવસો સુધી થવા સંભવ છે.

ધર્મપ્રાણ શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ મહોદયના યશસ્વી જીવનકાર્યની વિવેચના કરવાની અત્રે આવશ્યકતા નથી. આર્ય જનતાને વિદિત છે કે એ પ્રાતઃસ્મરણીય મહાનુભાવે એમના જીવનમાં અસાધારણ જ્ઞાનનિષ્ઠા, સ્વધર્મપરાયણતા, ત્યાગશીલતા, સ્વદેશપ્રેમ અને કર્તવ્યનિષ્ઠા દાખવ્યાં છે અને અર્વાચીન ભારત સમક્ષ તપોમય આર્યજીવનનું તેઓ જ્વલંત ને અનુકરણીય દૃષ્ટાંત મૂકી ગયા છે. તેમણે કરેલી કલકત્તા સંસ્કૃત કૉલેજની, બનારસ સાંગવેદ વિદ્યાલયની અને અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘની સેવા એ ઈતિહાસનો વિષય છે. ધર્મમાં હસ્તક્ષેપ કરવાની સરકારની રાજનીતિ સામે વિરોધ તરીકે એમણે મહામહોપાધ્યાયનો માનવંતો ઇલ્કાબ છોડી દીધો હતો; ભારતના સનાતન ધર્મના ઐક્યનું અને તેના સિદ્ધાંતોનું સમર્થન કરવા તેમણે બનારસમાં અનેક સંપ્રદાયના આચાર્યોથી વિભૂષિત બ્રાહ્મણ મહાસંમેલન યોજ્યું હતું; અને ભારતવર્ષની સમગ્ર સનાતનધર્માનુયાયી જનતાની શક્તિનું ઐક્ય સાધી રાજ્યપ્રકરણમાં તેને બલવતી કરવા સારૂ તેમણે વર્ણાશ્રમ સ્વરાજ સંઘની સ્થાપના કરી હતી એ બધી સુપ્રસિદ્ધ બીનાઓ છે. આવા મહાપુરુષને સારૂ આપણે જે કરીએ તે ઓછું છે. એમણે કરેલી જનસેવાનું ખરૂં મૂલ્ય આંકતાં હજી આપણને કદાચ વખત લાગશે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

અમને આશા છે કે એક સનાતન ધર્માનુરાગી, દેશહિતૈષી અને કાર્યમર્મવિદ્ મહાનુભાવ તરીકે આપ આ સ્મારક ગ્રંથના કાર્યમાં ઔદાર્યભર્યો ફાળો આપશો. આવા ધાર્મિક સત્કાર્યમાં આપની દાનનિષ્ઠા જાણીને આપને આ વિનંતિ કરવામાં આવી છે અને આપ ઉત્સાહપૂર્વક, ફૂલ નહિ તો ફૂલની પાંખડી, યથાશક્તિ સહાયતા આપશો એમ અમે આશા રાખીએ છીએ.

તા. ૧-૯-૩૧
ખપાટીઆ ચકલા
સૂરત.

છોટાભાઈ હરિશંકર શાસ્ત્રી
નર્મદાશંકર દેવશંકર મહેતા.
કૈલાસિકરામ વિઘ્નહરરામ મહેતા.
અંબાલાલ બુલાખીરામ જાની.
જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ

**શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ સ્મારક ગ્રંથ સમિતિ.**

# પરિશિષ્ટ ખ

## લેખોને સારૂ મોકલવામાં આવેલ વિનંતિપત્ર

શ્રીયુત વિદ્વદ્વર મહાશય.

ભારતવર્ષના અગ્રગણ્ય સંરક્ષક નેતા ધર્મપ્રાણ પંડિત શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ મહોદયનો શોકમય પરલોકવાસ તા. ૪-૬-૩૧ને દિવસે થયાને લીધે સર્વ સનાતન ધર્મપ્રેમી જનસમાજ શોકગ્રસ્ત થયો છે, અને એ યશઃશેષ મહાપુરૂષના તરફ તે પોતાની કૃતજ્ઞતા દર્શાવવા ઇચ્છે એ સ્વાભાવિક છે. આપણી ગરવી ગુજરાતે પણ એ સંબંધમાં પૂજ્ય શાસ્ત્રી મહોદયના સ્મરણમાં કંઇક વિશિષ્ટ કાર્ય કરવું એ યોગ્ય છે એમ વિચારી સૂરતની સનાતન વૈદિક ધર્મ સભા તથા સનાતન ધર્મ શિક્ષણ મંડળના પ્રબંધથી યોજાએલી સનાતન ધર્માવલંબીઓની જાહેર સભાએ પૂજ્યશ્રી લક્ષ્મણશાસ્ત્રીના સ્મરણાર્થે તેમને યત્કિંચિત્ અર્ધ્યાંજલિ તરીકે મુંબાઈ ગુજરાત તરફથી વિદ્વાનોના સનાતન ધર્માદિ વિષયો સંબંધે ઉચિત લેખવાળો એક સ્મારક ગ્રંથ પ્રકટ કરવાને સારૂ ઠરાવ તા. ૨૯-૬-૩૧ને દિવસે કર્યો હતો. અમને શ્રદ્ધા છે કે મુંબાઈ ગુજરાતના વિદ્વાનો અને સનાતન ધર્માનુયાયી પ્રજા આ ઠરાવને અપનાવી લેશે, અને પ્રસ્તુત કાર્યની સિદ્ધિમાં ઉત્સાહભરી, સક્રિય સહાયતા આપશે.

પ્રસ્તુત ઠરાવને અનુસરીને ધર્મપ્રાણ શ્રી લક્ષ્મણ શાસ્ત્રી સ્મારક ગ્રંથ પ્રગટ કરવાનું સાહસ અમે માથે લીધુ છે, અને તેમાં આપ જેવા વિદ્વાનો પાસેથી સનાતન ધર્મ સંબંધે, હરકોઈ શાસ્ત્રીય વિષય સંબંધે, દેશહિતના કોઈ ધર્મપ્રધાન વિષય સંબંધે, અથવા નામધન્ય શાસ્ત્રીજીના જીવનનાં સંસ્મરણો રૂપે લેખની અમે આશા રાખીએ છીએ કે જેથી આ સ્મારક ગ્રંથને એ ધર્મમય, તપોમય અને જ્ઞાનમય વ્યક્તિની કીર્તિને યથાશક્તિ અનુરૂપ બનાવી શકાય.

આ સ્મારક ગ્રંથમાં થોડાએક સંસ્કૃત, અંગ્રેજી તથા હિંદી લેખો રહેશે અને વિશેષતઃ ગુજરાતી લેખો રહેશે. પ્રત્યેક લેખ સામાન્ય રીતે 'કલ્યાણ' માસિકના જેવડાં ચાર પૃષ્ઠથી મોટો ન થાય એમ વિનંતિ છે કે જેથી જનતાને વધારે વિદ્વાનોની પ્રસાદીનો લાભ મળી શકે. પ્રત્યેક લેખ કાગળની એક બાજુએ શાહીથી સ્પષ્ટ અક્ષરે લખવાથી કાર્યમાં સરલતા થશે. આપ જરૂર આપનો લેખ અક્ટોબરના અંત સુધીમાં મોકલી આપશો. આપ કઈ ભાષામાં કયા વિષય ઉપર લેખ લખશો અને તે અમને આશરે ક્યારે મળી શકશે તે તુરતમાં લખી જણાવવા કૃપા કરશો. આપના જેવા વિદ્વાનોના સહકારથી આ સ્મારક ગ્રંથ બને તેટલા સારા રૂપમાં વેળાસર બહાર પાડી શકાય એમ અમે ઇચ્છીએ છીએ. આપણા દેશની સાહિત્યની અને ધાર્મિકતાની આ યત્કિંચિત્ સેવા કરવાને પરમાત્મા આપણને શક્તિ આપો એ પ્રાર્થના છે.

તા. ૧-૮-૩૧
ખપાટીઆ ચકલા
સૂરત.

ભવદીય,
હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી.
નર્મદાશંકર દેવશંકર મહેતા.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.
અંબાલાલ બુલાખીરામ જાની.
જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ.

શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ સ્મારક ગ્રંથ સમિતિ.

તા. ક. આ સંબંધે પત્ર વ્યવહાર, નાણાં, ચેક વિગેરે નીચેને શરનામે મોકલવા વિનંતિ છે.

પ્રૉ. જયેન્દ્રરાય ભગવાન દૂરકાળ એમ. એ.

સંયોજક, શ્રી લક્ષ્મણશાસ્ત્રી-દ્રવિડ સ્મારક ગ્રંથ સમિતિ, ખપાટીઆ ચકલા, સૂરત.

# પરિશિષ્ટ ગ

## લેખકોને સૂચના

પૂ. શ્રી લક્ષ્મણશાસ્ત્રી દ્રવિડ સ્મારક ગ્રંથના વિષયોને સારુ, લેખકોને સહેજ માર્ગદર્શક થવા નીચેની સૂચિ આપવામાં આવે છે; તેનો તે મહાશયો ઉપયોગ કરશે એમ આશા છે.

**ધર્મ**

- સનાતન ધર્મનું લક્ષણ ને કક્ષા.
- હિન્દુઓ કોણ?
- આપણાં ધર્મશાસ્ત્રો.
- પુરાણોની મહત્તા ને તેનાં તત્ત્વો.
- કર્મ, ઉપાસના, જ્ઞાન.
- સાર્વવર્ણિક ધર્મ.
- કર્મકાંડનો પ્રભાવ.
- કાંડત્રયની પરિભાષા.
- પ્રતિકોપાસના.
- અધિકારભેદની વ્યવસ્થા.

**સાહિત્ય**

- ગુજરાતી સાહિત્ય અને ધર્મ.
- પુરાતન ભક્તિસાહિત્ય.
- સાંપ્રદાયિક સાહિત્ય.
- ધર્મપ્રચારનું વર્તમાન સાહિત્ય.

**રાજ્ય**

- ધર્મમાં હસ્તક્ષેપની રાજનીતિ.
- રાજ્ય ને ધાર્મિક શિક્ષણ.
- રાજ્ય અને ધર્મ.
- નાસ્તિક બળોનું રાજ્યપર આક્રમણ.
- ધાર્મિક કોમોના સંપની જરુર.
- હિંદનું રાજ્ય બંધારણ.
- ચૂંટણીનો પ્રશ્ન.

**ઐતિહાસિક**

- ભારતનો ધાર્મિક ઇતિહાસ
- છેલ્લાં ૫૦ વર્ષનું પરિવર્તન.
- ૧૮૫૮ પછી ધર્મમાં રાજકીય હસ્તક્ષેપ.
- ભારતની પુરાતન ભૂગોળ.
- સનાતનધર્મની ભારતીય સંસ્થાઓ.
- આપણી કાલગણના.

**જીવનચરિત**

- પૂ. શ્રી લક્ષ્મણશાસ્ત્રીજી.
- આ વર્ષમાં વિદેહ થયેલા મહાનુભાવો.
- પૂ. શ્રી આત્મસ્વરૂપજી.

**સમાજ**

- વર્ણાશ્રમ વ્યવસ્થાની મહત્તા.
- જ્ઞાતિ સંસ્થા.
- આપણી સામાજીક સંસ્થાઓ.
- સમાજ અને ધર્મ.
- આપણી લગ્નભાવના.
- અત્યારની સામાજિક સ્થિતિ.
- અંત્યજોનું સમાજમાં સ્થાન.
- રેખાચિત્રો.

**પ્રકીર્ણ**

- હિન્દના વસતિપત્રકનું દિગ્દર્શન.
- હિન્દમાંના બીજા ધર્મો.
- રાષ્ટ્રભાવના ને ધર્મભાવનાનો સમન્વય.

લેખક મહાશયોને ભાગ્યેજ સૂચના કરવી પડે કે પ્રસ્તુત ગ્રંથ પૂજ્ય શાસ્ત્રીજીના વાઙ્મય સ્મારક રૂપ હોવાથી તેમાં વિવાદાત્મક લખાણો તેમજ વ્યક્તિ સંપ્રદાય કે સમુદાય પ્રત્યેના આક્ષેપોવાળાં લખાણો વર્જિત રહેશે.

જેમ બને તેમ શીઘ્રતાથી લેખો મોકલી આપવા લેખકોને વિનતિ છે. જે લેખકોને વિશેષ સમયની જરુર હોય તેમને લખી જણાવવા વિનતિ કરવામાં આવે છે.

સૂરત.
ખપાટીઆ ચકલા,
તા. ૧૫-૧૦-૨૫.

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાલ
સંયોજકઃ શ્રી લક્ષ્મણશાસ્ત્રી સ્મારક સમિતિ.

# પરિશિષ્ટ ઘ

## લેખકોની કક્કાવારી સૂચિ







સમાપ્ત